# સિપાહબચ્ચાની સજની.

## એક વારતા.

બનાવનાર

બહેમનજી નવરોજજી કાબરાજી.

"ફુરસદ"નો અધીપતી; "પાકીજેહ પ્યાર યાને ખુશરો
અને પરીચેહર," "ફરાંમર્ઝ," "કાચા કાનની
ખરાબી યાને ઝેબનેઝર અને શીરીન" ઇત્યાદિ
નાટકો, તથા "હુલજંગ દલેર"નો કર્તા.

છપાવી પ્રગટ કરનાર

ન૦ રુ૦ વાચ્છા.

મુંબઈ મધે

અલાયન્સ પ્રીંટીંગ પ્રેસ, ના૦ ૭, મરીન સ્ત્રીટમાં
કાવશજી પેશતનજી પ્રીંટરે છાપી છે.

૧૮૮૫.

# અર્પણ.



**મારાં સદા મેહેરબાંન વ્હાલાં માતાજી સાહેબ,—**

એક કલ્પીત પણ સદગુણે શુદ્ધ પાકદામાન અને પતીવ્રતા અબલાની અતી નીતીમાન વારતાનું આ મારૂં નાધલું પુસ્તક તમારાં મારી તરફનાં અથાગ હેત, માયા, મમતા અને મેહેરબાંનીભરી હજારો કાલજીઓનાં એક અદના અહેસાંનમાં, અને તમ નેકનામ માતાજી તરફનાં મારાં માન અને હેતની એક મીસ્કીન ઇધાંણી તરીકે સઘલા સાચ્ચા—ખાલેશ ખરા હરખ સમેત હું તમને અર્પણ કરવાની નમનતાઇ સહીત રજા ચાહું છું,— તે માન્ય કરશો.

લા૦ હું છું, માતાજી સાહેબ,
તમારો તાબેદાર બેટો,

**બહમન.**

**મુંબઈ,**
**તારીખ ૧૦મી ફેબરવારી ૧૮૮૫.**

" But what strange Art, what magic can dispose
The troubled mind to change its native woes ?
Or lead us willing from ourselves to see
Others more wretched-more undone than we ?
This books can do : nor this alone ; they give
New views to life, and teach us how to live ;
They soothe the grieved-the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise ;
Their aid they yield to all ; they never shun
The man of sorrow, nor the wretch undone ;
Unlike the hard, selfish and the proud
They fly not sullen from the suppliant crowd ;
Nor tell to various people various things,
But show to subjects what they show to kings."

# દીબાચો.



"દલજંગ દલેર"વાલાં અમારાં ગયે સાલ બાહેર પડેલાં વારતાનાં પુસ્તકમાં શોકીન ગુજરાતી વાંચનારાઓ તરફથી અમને મલેલાં ઊતેજનને આ શાલ એક નવી વારતાનું પુસ્તક પરવરતાવાની અમને ઉલટ થઇ છે, જેનાં પરીણામ તરીકે આ નાધલું પુસ્તક અમારા વાંચનારાં સામે રજુ કરતાં અમને ખુશી ઉપજે છે. તે ગયે શાલની અમારી વારતાની તારીફમાં અને તેમાં કરેલાં અમારાં અદના લખાંણની સ્તુતીમાં અમને એટલાં બધાં પત્રો પાછલથી નવાં મલ્યાં છે,—જેમાં રાજકોટથી કોઇ એક બુઝર્ગ ગ્રહસ્થ તો એટલી હદ સુધી આગલ વધી લખે છે કે:

"તમારી વારતા દુ:ખ, ઉંઘ અને ભુખ સઘવે એક સરખી રીતે ભુલાવી દીએછે, ને તે પુરી કરવા વના છવને જરાએ રાહત થતી નથી."

—અને વળી તે સઘલા કદરદાન દોસ્તોએ અમારી એ કીસમની કોશેસ જારી રાખવાને અમને પોતાનાં પતરોમાં એટલો આગ્રહ કરેલો છે કે આ શાલ તેવાંજ ઊતેજન પામી ફરીને દેખાવ દેવાને અમને સ્વભાવીક શોક પેદા થયો છે, અને એવુંજ ઉતેજન જો જારી રહે તો કાયદાસર દર સાલ એકેક નીતીમાન વારતાનાં પુસ્તક સાથે અમારા વાંચનારાઓની મેહેરબાંની ભરી મુલાકાત કરી લેવાને અમોએ ઠરાવ કીધો છે.

"સિપાહબચ્ચાની સજની" પણ "દેલજંગ દલેર"ની પેઠે એક ઇંગ્રેજી 'નાવેલ'ના ખોખાં ઉપરથી દેશી શોખને અનુસરતા ફેરફારો સહીત ઉપજાવેલી કાઢેલી એક માહા કરૂણારસીક વારતા છે. આ વારતાને અમોએ છેલ્લાં પાંચ વરસની વાત ઉપર એક નાટક રૂપે અતરેના આબરૂદાર નાટક તખ્તાઓ ઉપર રજુ કરી હતી, અને "ખુશરો અને પરીચહેર"ને નામે તે નાટક સારી ફતેહ હાથ કરી શકયો હતો—તે એટલે સુધી કે તેમાં સમાયલા કીંમતી પણ અતી કરૂણારસ સબકને માટે આજે

પણ ઠેકાંણે ઠેકાંણેથી ફરીને તેની માંગાણીઓ થાય છે. એ પછી એ વારતાને વધારે વીસ્તારથી અમોએ અમારે હસ્તક ચાલતાં અતરેનાં "ફુરસદ" ચોપાન્યાંમાં કટકે કટકે આપતી કરી હતી, અને ત્યાં પણ તે તેનાં વાંચનારાઓને અતી ઘણી મન પસંદ થઈ પડવે તેને એક પુસ્તકમાં સામટી છાપી પ્રસીદ્ધ કરવાને આ તક હાથ કરવામાં આવી છે.

સર્વે ચોપડીઓમાં વારતાની ચોપડીઓ વાંચનારાઓના મોટા ભાગમાં વધતા રસથી વંચાયછે એ એક ઉઘાડી ખરી વાત છે, અને ગુજરાતી ભાષામાં વાંચવાનો શોખ હમણા ગમે એ પણ તેની ઉધરતી હાલતમાં છે, એટલે એવાં પુસ્તકો તેમની લાયકાતનાં પ્રમાણમાં ઓછી શેવા બજાવી શકે એમ નથી. એટલા માટે કુંટુંબો વચ્ચે નીતીમાન વારતાઓનાં પુસ્તકો તુરત વેલા જેમ વધારે હશે તેમ સારૂં, પણ તેવાં પુસ્તકોની વેહેંચણી કરતાં તે પુસ્તકો કુંટુંબોમાં આપવા લાયકજ હોય તેની તપાસ કરવાનું અવસ્ય અગતનું છે. એ તપાસમાં અમો ભરોસાથી માન્યે છીએ જે અમારાં પેહેલાં પુસ્તકની પેઠે આ બીજું પણ તદન નીશકલંક નીવડશે, અને જે હેતુથી અમોએ તે વાંચનારાં ઓ આગળ રજુ કર્યુંછે તેને અપક્ષપાત તપાસકારોથી જોઇતો અને પુરતો ઇનસાફ મળશે.

અમો ખુશી છીએ જે અતરેના સઘલા જાંણીતા ગ્રહસ્થો એ વગર ખુસામતની અમારી અકેક સાદી છાપેલી ચીઠીને માન આપી અમોને દર વખતે ઉતેજન આપવાનું જારી રાખ્યું છે, અને તેઓની કીમતી મદદને માટે અમો તેઓના ઉપકારી છીએ. એટલુંજ નહીં પણ એ અહેસાનનાં માનમાં તેઓનાં અને અમારાં સઘળાં ગ્રાહકોનાં મુબારક નામ અમારી વારતાને છેડે ખાસ છાપી અમારાં પુસ્તકો સાથ સદા જાલવી રાખવાને અમો છાજતી રીતે મગરૂબ છીએ.

આ વારતા આ એકવાર છાપી પ્રગટ કરવાનો હક ચોકસ સમજુતીથી અમોએ અમારા મીતર મી૦ નસરવાંનજી રૂસતમજી

વાચ્છાને આપેલો છે,—અને સેવટે જે બાનુઓ અને ગ્રહસ્થો અમને અમારાં કામમાં સ્તુતીપાત્ર ઉતેજન અને મદદો આપ્યાં જાયછે તેમનો એકત્ર ઉપકાર માનતાં એટલુંજ કહી લેવાની રજા ચાહીશું કે આવતું વરસ તમામ થતાં પેહેલાં અમો એક નવી રસીલી વારતા એવાજ કીફાયત ભરેલા ભાવે બાહેર પાડવાની ઉમેદ રાખીએ છીએ, અને તેથી તે માટેની જાહેર ખબર ઉપર પછવાડે અમારા વાંચનારાંઓનું નમનતાઈ સહીત ધ્યાંન ખેંચતાં હંમેશનાજ જેવા આશરાને આ પુસ્તકથી લાયક થવાની અને સેવટે તે મેલવવાની પુરતા વિશ્વાસ સાથે વકી ધરાવીએ છીએ.

ફેબરવારી ૧૮૮૫.

બ. ન. કાબરાજી,

બનાવનાર.



# સાંકલીઉં.

૨૩૯૭

# સિપાહબચ્ચાની સજની.

## એક વારતા.

### પ્રકરણ ૧ લું.

### પેહેલી પીછાંણ.

સૂર્ય પશ્ચિમમાં અસ્ત થતો હતો. તેનાં તેજસ્વી કીરણો દરેક પલે વધુ અને વધુ ઝાંખાં પડી તેનું તેજ અને તાપ બંને કમી કરતાં જતાં હતાં, અને ઉનાલાના આખા લાંબા દીવસમાં તેની ગરમીથી ઘેરાયલાં શું આદમ, પશુ કે પરંદાના જીવને નવી રાહત બખશવા પશ્ચિમ ભણીથી એક પવનની ઠંડી લેહેકી ધીમી ધીમી આવતી હતી. આ વખતે પોતપોતાનાં કામથી ફારેગ થઇ તહેરેવાર વાતો કરતા પોતાની ગરીબાઇનાં સુખમાં પોતાની ભલમણસાઇ વચ્ચે સંતોખી રહેલા ગામડયાઓ કે ખુબસુરત ગામડયણો સમરવન ગામડાંનાં રમણ્ય અને લીલોતરી ભર્યાં ખેતરો તરફથી પાછાં વલી પોત પોતાનાં ઘર તરફનો રસ્તો લેતાં જણાતાં હતાં. કોઇ ગીતથી મન રીજવતાં જતાં હતાં, તો કોઇ ખુશ મિજાજે હસી હસી ને હસાવી હસાવી વાતો કરતાં જતાં જણાતાં હતાં. કોઇ બરીએલ જરીએલ કાંઇક દુ:ખંના બલાપામાં બડબડતો ચાલતો હતો, તો કોઇ કુદરતની આસપાસ પસરી રહેલી ખુબીઓ પર ચુપ અને ગંભીરપણે ઘોર તથા ખ્યાલ કરતો જતો નજરે પડતો હતો.

એ સઘલાં કામથી ફારેગ થઇ ઘરે વલતા ગામડયાઓમાં એક જવાંન તેમના જેવાજ ખેડુતી પોશાકમાં ઉતાવલે કદમે ચાલી

જાય છે, અને તેનાં જોડે અમારી વારતાના સફાઓ પર અમારાં વાંચનારાં જોડે પેહલી પીછાંણ કરાવવાની અમારી મકસદ છે. આ ખેડુત એક ૨૩ વરસનો ભર જવાંન છે. તે અતી ખુબસુરત છે, અને તોપણ કાંઇક દુઃખથી તેનો ચેહરો જર્દ મારી ગએલો જણાય છે. તે એકલોજ ચાલે છે, અને પોતાની ચલણમાં બહુ ઉતાવલો છે. તેને કોઇની સંગતમાં ગમત પડતી જણાતી નથી, અને તે ઘણું કરીને એકલોજ ફરવું પસંદ કરે છે, પણ તે એકલો ફરે છે એમ અમો કહીએ છીએ તેથી વાંચનારે એમ નહીં સમજવું કે તે બરીએલ અથવા કુંજરો છે, અને તેને મોટાઇ કે મગરૂરી અથવા એવાં બીજાં કોઇ કારણથી કોઇસે ભેલાવા ગમતું નથી. તેથી ઉલટું આ જવાંન મલતાવડા ખવાસનો, હસમુખા સ્વભાવનો, નમાનો, સમજુ અને સાલેશ છે. તે દરેક જણ સાથ ભલો છે અને ભેલાય છે, અને સમરવનનાં નાહનાં ગામડામાં તેની પંકતીનું દરેક જણ તેને ઘણી હોરમતથી અને હોરમતથી નહીં તો ખચ્ચીત ઘણા પ્યારથી ચાહે છે. 'હોરમતથી' કહીને અમો તે ફેરવવા માંગીએ છીએ, કારણ આ જવાંનની પૈસા સંબંધી પંકતી તેના જોડે કામથી ખલાસી પામી ઘરે વલતા બીજા સઘલા ગરીબ ખેડુતો કરતાં કોઇ રીતે ચઢતી નથી, અને તેથી તે હોરમતની બાબદમાં પોતાના તે સાથીઓ સાથે કહીએ તો એક સરખા દરજજા પર છે, પણ તેને ચાહવાની બાબદમાં સર્વ ખેડુતો વચ્ચે કશો મતફેર નથી. તેનાં ભલાઇ વખાંણવામાં સૌનો અવાજ એક સરખો જોસ ધરાવે છે, અને તે છતાં અમોએ ઉપર કહયું તેમ તેને આપણે કોઇ સંગતી વગર એકલો જતો જોઇએ છીએ.

સાંજે કામથી ફારેગ થવા પછીની તેનો ચાલ ઉતાવલી તો હંમેશની છે—જે ઉતાવલનું કારણ અમો આગલ ચાલતાં સમજાવીએ છીએ—પણ આજે તો તેની ચાલ ઉતાવલી સાથે આકલી અને ઉસ્કેરાયલી પણ છે. તેનો ચેહરો ગમગીન અને

દુઃખી તો હંમેશનોજ છે—જે દુઃખનાં પણ કારણુ અમો નીચે આપીએ છીએ—પણ આજે તેના પોહોલાં ખુબસુરત કપાલ પર ગુસ્સાની કરચલી ચઢેલી જણાય છે !

તેની સદાની ગમગીનીનાં કારણુ ઘણાં છે. તેનાં માબાપ કોણુ તે તે જાંણુતો નથી. સમરવન ગામમાં તે જ્યારે ૪ વરસનો હતો ત્યારે આવી રહયો હતો, અને સઘલી એક માને છાજતી મમતા અને સંભાલથી તેને એક દાશીએ ઉધાર્યો હતો. આ દાશીને તે બચગીમાં પોતાની મા તરીકેજ પીછાંણતો હતો, પણુ સમજમાં આવવા પછી એ વીશે તે બુઢીથી વધુ તેહકીક કરી ખુલાસો પામવાની જયારેબી એ જવાંન વાત કાઢતો ત્યારે તેણી હંમેશ એને ઉડાવતી, અને સઘલા ખુલાસા કોઇ વધારે સારી તકે આપવાનું કહી તેને ધીરજ આપતી. આવે હાલે આ જવાંન—જેનું નામ અમારાં વાંચનારાંઓની જાંણુ કાજે અમો ખુશરો કરી જાહેર કરીએ છીએ તે—તે દાશી સંગાથે પોતાની ઉંમરના પેહેલાં ૧૨ વરસ સુધી રહયો. તેઓએ અતીશે ગરીબાઇમાં દીવસ કાઢયા હતા અને તેથી કમનસીબ ખુશરોને ગરીબાઇ સાથ જોયા બચગીથીજ અતી પીછાંણુ પડી ગઇ હતી, અને તોબી પોતાના દોલાને છાજતી સઘલી કેલવણીથી તેણુે પોતાની ગરીબાઇ વચ્ચે પણુ પોતાનાં મનને સારી રીતે શોભાવ્યું હતું.

અમોએ કહયું કે ખુશરો ૧૨ વરસ સુધી તે દાશી સંગાથે રહયો. તેઓનું ઝુપડું એકાંતમાં એક ખેતરને નાકે આવેલું હતું, અને એક રાત્રે ખુશરો પોતાની બુઢી રખેવાલ અથવા માનાં કાંમ સારૂં ઝુપડાંમાંથી બાહેર લગાર દુરની મંજલે ગયો ત્યાંથી પાછો આવતાં તેણુે પોતાને રવડી પડેલો જોયો. તે ઝુપડામાં અકસ્માત તેનાં ગયા પછી આગ લાગી હતી અને તેમાં તે દાશી બલી મુઇ હતી ! મરનારે પોતાના બચાવ સાટે સ્વભાવીક અટકલ થઇ શકે છે કે બહુ દરામણી ચીસો પાડી હશે, પણ તેની છેલ્લી ચીસો કોઇને સંભલાઇ

શકી નહીં હશે. ખુરશેનાં ઝુપડાંમાંથી બાહેર જવા પછી આગ સળગી ત્યારે તેણીએ ઉઠીને બાહેર નાહસવાને ઘણાં ફાંફાં માર્યાં હશે એમ પણ અટકલ થઇ શકે છે, પણ છેલ્લાં ત્રણ વરસથી તેણી ખાટલે અડી ગયેલી હોવાથી તેણીના પગે તેણીને યારી આપી નહીં હશે એવું અનુમાન કરવામાં આવે છે. તેણી લાંબા વરસનો ખાટલો સેવતી હતી ખરી, પણ તેણીની બીમારી કોઇ રીતે ધાસ્તી ભરી હતી નહીં, અને જો આગે તેણીની હૈયાતીને નહીં ધારેલો આંકો લાવી મેલ્યો ન હોત તો તેણી હજી ઘણું સુધી જીવતે એવું હતું. તેણી ખુરશેનાં માબાપને લગતી વાત ઉડાવા માંગતી હતી કાંકે તેણી જ્યાં તુલક જીવતી હતી ત્યાં વેર તે વાત તેણી તેને જાહેર કરવાને નારાજ હતી, પણ પોતાનાં મોહતનાં બીછાંણા પર પોતાની છેલ્લી ઘડીએજ આ ભરમ ખુલ્લો કરવાની તેણીની મકસદ હતી જે મકસદ મોહતે અચાનક ધુળ મેલવી, અને ખુરશો જ્યારે પોતાનાં કામપરથી પાછો ફર્યો ત્યારે તેણે માહા દુઃખ વચ્ચે જોયુ કે તે દાશી—માનાં મરણ સાથે પોતાને લગતી ભેદ ભરેલી વાતનું પણ નહીં ધારેલું મરણ નિપજયું હતું !

અને હયાં ખુરશો આવી કાચી ઉમરે તદન રવડી પડયો. આ દુનિયાની સપાટી પર તેનું એકે બ્હાલું હતું નહીં, અને જો ગામડાના ભલા ખેડુતો અને બીજા ગરીબ રેહેવાસીઓએ પોતે જયાં કામ પર જતા હતા ત્યાં એક નજીવી રકમને પેટે તેને કામપર રખાવી આપવાની દયા નહીં કરી હતે તો તે કયાં જતે અથવા શું કરતે તે કેહેવાઇ શકાતું નથી.

પોતાનાં ઝુંપડાનાં આ પ્રમાણે બલી જવાથી હતો તેમાં પુરો ખોહાર થઇ જવાને લીધે ખુરશો હવે પોતાની બાજુનાં બલપરજ આધાર રાખવા લાગ્યો, અને મેહેનતથી આપ કમાઇએ ગુજરાંણ કરવાનો ઠડાવ કીધો. તે તે શેહેરના એક હકીમજીનાં ઘરની પછવાડેના ભાગમાં એક ઓરડો ભાડે લઇ રહયો, અને તેજ રીતે પાસેનાં એક હલકે વાંધેના ભઠીઆરખાણાંમાંથી ખાનું મંગાવી પેટનું પુરૂં કરવા લાગ્યો.

એ રીતે વાંચનાર જોશે કે ખુશરોનો ચેહેરો વરસોથી ઝમી અને દુખથી જર્દ મારી ગએલો અમો જાણાવીએ છીએ તેમાં અમો કશી ભુલ અથવા મહેરાગત કરતા નથી; કેમકે આટલી ટુંક ઉમરમાં પણ જવાંન ખુશરોને દુઃખી થવાને ઘણાં કારણ હતાં.

હવાં અમો ધારીએ છીએ કે ખુશરોની ઓલખ આપવાને માટે અને તેની હાલતનો અમારાં વાંચનારા આગલ એક ખરો ચિતાર દેખાડવા માટે અમો પુરતું લખી ચુકયા છીએ, અને હવે અમો એટલુંજ ઉમેરશું કે તે જવાંન પતલાં કદનો સીધો અને ઉંચો હતો. તેનું રૂપાલુ મોં અને તેનો સઘલો દેખાવજ એવી કીસમનો હતો કે જેબી તેને જુએ તેને પ્રથમથીજ તેમો હાલ જાંણ્યા કરયા વગરબી પુરતી મેહેર માયા અને પ્યાર પેદા થયા વના રેહે નહીં, અને તેવા એક જવાંન ખુશરોને સમરવન ગામડાનાં એક ખેતરમાંથી નીકલી ઉતાવલે કદમે ત્યાંની મેહેરઆવરે નામની નદીના કીમારા તરફ રસ્તો લેતો આપણે જોઇ આવ્યાં છીએ:

## પ્રકરણ ૨ જુ.

### પાકીજેહ પ્યાર.

સમરવન ગામડામાં મેહેરઆવર નદીને કાંઠે લોકોને ફરવાને ખુશનુમાં જગ્યા છે, અને સાંજને છેડે આખા દહાડાની રંજથી કંટાલેલાં ત્યાંનાં ઘણાં રેહેવાશીઓ ત્યાં આરામ પામવા જાયછે. આ નદીની લંબાઇ મોટી છે અને તેની સામી કોરે એક વલી ખુશનુમાં બાગ છે, જેથી નદીનું કંઠુ આબ બાજુએ ઝાડોની ઘટા અને તહુરેવાર વેલાઓ તથા લીલોતરી સાથે મલી જઇ ત્યાં જઇ બેસનારાઓની આંખને ઘણો ટાઢક વાલનારો દેખાવ આપેછે.

આ બાગના એક એકાંત ભાગમાં એક જવાન અબલા એકલી પસાર કરેછે. તેણીનો હાલ બહુ બેચેન દીસેછે. તેણીની

ચાલની લક્ષણજ કહી આપેછે કે તેણીનાં મનમાં કાંઇબી ખુશી પેદા કરનારા ખ્યાલો થતા નથી, પણ કાંઇક ચિંતાના વીચારોથી તેણી બેચેન થઇ ફરેછે. એ કોણ છે?

એ સમરવન ખાતે બેહેરાંમ નામે એક અતી તવંગર ઉમરાવ રહેછે. તેની દોલત મોટી છે તેમજ તેની સત્તા પણ પાર વનાની છે. આ નાહનાં ગામડામાં તે એક શેહેનશાહ જેવોછે, અને તેનાં મકાનવાલી ઉંચી હવેલી ગામડાંનાં કોઇ પણ ભાગમાંથી મગરૂરીથી સર ઉચું ખેંચી પોતાના માલેકની સતા અને દોલતનો જોનારને એક પુરો ખ્યાલ આપવા માંગતી હોય એમ ઉભેલી નજરે પડેછે. એ બેહેરાંમ—કે જેને પોતાને વીશે અને જેના કબીલા વિશે અમોને આગલ ઘણું બોલવું થશે તે—ગામડામાં ઉમરાવ તરીકે નહીં પણ એક હાકેમ તરીકેજ પીછાણાય છે. તે કાંઇ ખરો હાકેમ નથી પણ તેને શેહેનશાહતમાં વગ ઘણો છે. પાયતખ્ત નીગરઆબાદ શેહેરના શાહનો તે એક માનીતો છે, અને તેથી તે આપણી વારતામાં હાકેમ બેહેરાંમના એલકાબથીજ ઓલખાશે.

એ બેહેરાંમનો એક વલી ગુસ્તાસ્પ કરી કારભારી છે, અને તે કારભારીની એક પરીચેહર બેટી નામે પરીચેહર છે. તે પરીચેહરને આપણે આ પ્રકરણની શરૂઆતમાં મેહેરઆવર નદી સામે બાગમાં લગાર ચીંતાતુર હાલતે ફરતી જોઇ આવ્યા છીએ. અમારે કેહેવાને ભુલી જવું જોઇતું નથી કે જ્યારે પરીચેહેર સાથ અમો વાંચનારાને ઓલખાવીયે છીએ ત્યારે તેજ સાંજનો વખત છે કે જ્યારે કાંઇક ઉતાવલી હાલતમાં ખુશરોને આ મેહેરઆવર નદી તરફ ધસયો જતો આપણે રસતામાં અધવચ્ચે છોડી આવ્યાં છીએ. તેજ સાંજનો એ વખત છે, અને આપણે કશોબી ભરમ સાચવવાની નકામી કોશેશ કરવા વના એકદમ કહી દઇશું કે પરીચેહેર ખુશરોનીજ રાહ જુએછે. તેણી જે ચીંતાતુર અને ઉસ્કેરાયલી દેખાયછે તેનો સબબ ખુશરોને આવતાં આજે અસાધારણ અસુર થયું

તે છે, પણ જ્યારે ખુશરો પોતે રસ્તામાં છે અને પરીચેહેર પોતે અધીરાઇથી તેની વાટ જુએછે ત્યારે એ બંનેમે લગતા કેટલાક વધુ અને જરૂર જોગા ખુલાસા આપવા અને મેલવવા આપણે અતરે અટકશું.

સમરવન ગામડાના હાકેમ બેહેરાંમના મુનીમ અને કારભારી ગુસ્તાસ્પની બેટી પરીચેહર ખરેખરીજ પરીચેહેર છે. તેણીનું હોસાન આબાદ એક પરીને મળતું આવતું હતું, અને જયારે તેણી રૂપ રંગે એક આકાશી પરીયાંને મલતી આવતી હતી ત્યારે સદ્દગુણ અને સાલેસાઇમાં તેણી આ દુનીઆમાં એક આકાશી ફીરેસ્તા સરખી હતી. તેણી પોતાની વ્હાલી માવતરનું સુખ જોવા પામી ન હતી, કાંકે તે માતા પરીચેહેરને માત્ર ૭ વરસનીજ કરવા પામી હતી, તોપણ પોતાની બેટીને કેલવવા અને તેણીનાં મનને સઘલી રૂડી વલાંણો આપવાને તેના પીતા ગુસ્તાસ્પે તેણીની માતા રાખી શકતે એટલીજ કાલજી રાખી હતી, અને તે કાલજીનાં પરીણામ તરીકે પરીચેહરમાં વાંચનાર આગલ ચાલતાં આખી વારતામાં બાનુઓનાં નામને જેબ દીએ એવી એક સદ્દગુણની મુર્તી જોશે. અમો જયારે આ પરીચેહેરની અમારાં વાંચનારાં જોડે પીછાંણ કરાવી આપીએ છીએ ત્યારે તેણી ૧૭ વરસની ઉમરની એક જવાન અબલા છે. તે કદ્દ પાતલી અને ઉંચી છે. તેણીની ખુબસુરતીનું બારીક બ્યાંન આપવાની અમારી મકસદ નથી, પણ વાંચનારને તેણીનાં સ્વરૂપનો પુરતો અને સઘલો ખ્યાલ આપવા એકવાર ફરીને કહીશું કે પરીચેહેરનાં માતાપીતાએ તેમે લાડથી આપેલાં નામમાં જરાએ કશુર કે ભુલ કરી ન હતી.

પરીચેહેરનો બાપ પૈસાનો લોભી છે. પરીચેહેર ૧૫ વરસની થઇ નહીં ત્યારથી તે તેણીને માટે હવાઇ કીલ્લાઓ બાંધવા લાગ્યો છે, અને પોતાના જમાઈ તરીકે હાકેમ બેહેરામનો એક એકપુરો બેટો નામે સ્યાવક્ષ હતો તેને નક્કી કરી

લેવાને તે હંમેશનાં ફાકટ ફાંફાં મારેછે. તેણે એ મકસદ પરીચેહેરને કહી નથી, કાંકે તે પોતે સારી રવેશે જાણતો હતો કે એ મકસદ પાર ઉતારવી અને પાર ઉતરવી અતી મુસકેલ હતી. તે જાણતો હતો કે સ્યાવક્ષનો પીતા તેને પોતાના વેહેવાઇ તરીકે કદી કબુલ રાખી શકે નહી. એક હાકેમ જેવો ઉમરાવ પોતાને ઘરના એક નોકર સરખા કારભારીની બેટીમે પોતાના બેટાની મોહરદાર તરીકે કબુલ રાખવા દીએ એ વાતમાંજ ગુસ્તાસ્પને કાંઇક એવી તો કઠણાઇ લાગતી કે તે પોતાની બેટીને સ્યાવક્ષસે તે 'મનમાંજ અધરાવતો અને મનમાંજ પરણાવતો!' એવી રીતે તે આજ બબે વરસ થયાં તરકો કરતો આવ્યો છે, પણ પોતાનાં મનના આ અભીલાસ તેણે કદી કોઇને જાહેર કરવાની હીમત કરી નથી. આ બુબખ બાપ પોતાનાં બચ્ચાંનું ભવીશ કે સુખ જોતો નથી, પણ એક મરતબા ભરેલાં કુટુંબનો વેહેવાઇ થવાથી તેના દરજામાં જે ફેરફાર થઇ જાય ને તેની દોલતમાં જે નવી રેલ છેલ થાય તેનાજ તે વીચારમાં ફરેછે, અને પોતાનાં સુખ અને માન સારૂ પોતાની બેટીને તેણે ગોયા ગરદન મારવા કાઢી છે, કારણ કે વાંચનાર! પરીચેહેરના સ્યાવક્ષ જોડેનાં લગન તેને ગરદન મારવા જેવાંજ થાય એમ છે. સ્યાવક્ષ એક લાડમાં ઉછરેલો છોકરો છે, અને તેથી જેમ સાધારણે થવું જોઇએ તેમ તે એક તુંદ, જાહેલ, ચીબાવલો, ઉછાછલો, અભણ, અને મગરૂર જવાંન છે. પોતાની દોલતપર તે મુસ્તાક રહી ગરીબોને થોકડે મારતાં સીખ્યો છે, અને તેનાં ગરૂરીના ધુવાંથી ભરાઇ ગયલાં ભેજામાં કાંઇક એવોજ પવન તે લઇને ફરેછે કે ગામના સઘલા ગરીબો તેના ને તેના બાપના વગર પૈસાના ગુલાંમો છે. ખરી લાગણી શું તેની આ પોર્યાને કશી ખબર નથી, અને તોપણ એ છોકરાની સઘલી ખોટી ચાલ પર દેખાતી આંખોના અંધાપાએ આંખ વિંચામણાં ચલાવી માત્ર પૈસા ને હોરમતને ખાતર બુઢો ગુસ્તાસ્પ પોતાની બેટીનાં સુખને અને તે બેટીને પોતાને વેચવા નીકલ્યો છે!

પણ પરીચેહર એ વખતમાં પોતાના હાથને લાયકનો ખાવંદ સોધી તેને પોતાની સઘલી પાક મોહબત આપી ચુકી છે. તે સુંદરી નેકાહના કરાર અને તરીકા પોતાના બાપ કરતાં બરાબર સમજતાં શીખી હતી, અને તેથી તેણે પોતે પોતાના હાથ માટે સ્યાવક્ષ કરતાં એકથી એક હજાર દરજને બેહતર ખાવંદ સોધી કાઢયો છે, અને તે ખાવંદ તે પેલો જવાંન ખુશરો છે.

ખુશરોની અતીશે ગરીબાઇથી પરીચેહેર પુરી વાકેફ છે, અને તોપણ એવા એક ગરીબ પણ સાલેસ જવાંનને પોતાના ભવીશના ખાવંદ અને સદાના સાથી કરીકે પુરી પરીક્ષાથી વીણી કાઢવા માટે પરીચેહેર મગરૂર છે. પણ જો પરીચેહેર એ પોતાની ધારી રાખેલી પસંદગી માટે મગરૂર હોય તો ખુશરોને માટે ઓછું મગરૂર થવાનું છે? તે તો મગરૂર ઉપરાંત પરીચેહેરનો ઉપકારી છે, પણ એક પાક પ્યારમાં—એક ખરી મોહબતમાં ઉપકાર અપકારની દુન્યાદારીની લાગણીઓ વસતી નથી. એક ખરો પ્યાર—એક સાચ્ચી મોહબત ખુદરતે આદમનાં દીલમાં મુકેલી એક સૌથી બેહતર લાગણી છે, અને એ લાગણીમાં બે જુદાં જુદાં ખોલીયાંમાના બે જુદા જુદા જીવ એકજ દીલમાં ગ્રોયા સાથે વસે છે. એવા પ્યારમાં કાંઇ અઘટીટ, અવિચારી હોતું નથી, પાકીજેહ પ્યાર એ એક ઇશ્વરી આશીરવાદ છે અને એવા એક આશીરવાદમાં અનીતીનો એક જરામાં જરા અંશ* પણ ભલતો નથી. એવા એક પાક પ્યારથી એક થએલાં એક જોડાંનું સઘલું સુખ અરસપરસના મીઠા સધ્યારાઓ પામવા અને મેલવવામાંજ સમાયું હોય છે, અને તેવાં એક જોડાંના એવા એક પાક પ્યારનું વરણન વાંચવાને સૌથી પાકજાદ અબલા પણ કદી શરમાવાની નથી. એક એવા પાક પ્યારની ખુબીજ ન્યાહારી છે. તેની શકતી મોજેજીત છે. એવો એક પ્યાર ભવીશ તપાસવા થોભતો નથી. તેને એક થતાં વાર લાગતો નથી, અને તે સઘલું છતાં અમો પુરવા અને સઘલા ભારથી ફરી

ફરીને કેહેવા માંગીએ છીએ કે એવા પાકીજેહ પ્યારમાં અનીતી કે અવિચાર જરાએ વસતો નથી. એવા એક પ્યારને માટે દુર્વાદ કરવો અથવા હલકું વિચારવું એ તે કીરતારની શકતી અને ડાહપણને ઘણો હલકો ગેરઇનસાફ કરવા અને આપવા સરખું છે.

એવા એક પાકીજેહ પ્યારથી ખુશરો અને પરીચેહેર એક થયાં છે, અને તેબી એવા પાકીજેહ પ્યારમાં હંમેશ વિઘ્નો સમાયાં હોયછે એ વલી ખુદરતની એક નવી અક્લીત રચણા છે. એવા ઘાડા પ્યારોનું સુખી સેવટ વારતા અને કાંહણી કીસ્સાઓમાં તેના લખનારાઓ કદાચજ આપી શકે છે, અને માંઠા ભાયગે અમારા બાબમાં પણ તેમજ છે. ખુશરો અને પરીચેહેરના પાકીજેહ પ્યારમાં માહાભારત હાંદસાઓ છે, અને તે સઘલાનું એક અતી ગમખાર રસથી ભરેલું એક કરૂણામય બયાંન અમારે અતરે સમાવવું છે.

પરીચેહેરનો ખુશરો તરફનો પ્યાર તેણીના બાપથી છુપો છે. એ રાંક અબલા જાંણે છે કે જોકે એ તેણીના પાક પ્યારમાં અઘટીટ આચરણ કર્યું નથી તોપણ તે વાતની તેના બાપને જાંણ થવે તે તેનાપર નહીં જફાની જફાઓ પાડશે. ગુસ્તાસ્પે પોતાના અભીલાસો પોતાની બેટીને આજવેર કદી મોંઢે ચઢી કહયા નથી, તોપણ પોતાના બાપના અતી બોબી ખવાસની માહીતગારીથી પરીચેહેર સારી રવેસે સમજે છે કે ખુશરો જેવા એક અતી ગરીબ પણ લાયક જવાંનને તે પોતાના દામાદ દાખલ કદી કબુલ રાખનાર નથી, અને તેથી આ બંને પ્યારાંઓ ખુદરતપર આધાર રાખી અરસપરસના પ્યાર ભર્યા સધ્યારામાં સુખ માંની રહયાં છે. તેઓ રોજ મલે છે. સાંજના આ વખતે તેઓ એકઠાં થાયછે, અને પોતાના એક યકીનના ઓસ્તવાર કોલોની અરસપરસ યાદ આપી છુટાં પડે છે.



## પ્રકરણ ૩ જુ.

### ખુશરો અને પરીચેહેર.

એ રીતે સુંદર પરીચેહેરને મેહેરઆવર નદીને કાંઠે જવાંન ખુશરોની આતુરતા અને ચિંતાભરી વાટ જોતી આપણે જોઇ આવ્યાં છીએ, અને ખુબસુરત ખુશરોને ગુસ્સા ભરેલી ઢપછપમાં મેહેરઆવર નદી તરફ ધસ્યો જતો આપણે આગલ છોડી આવ્યાં છીએ, કે જયારે હવે આપણે તેઓને તેજ નદીના કીનારાપર એક થએલાં જોઇએ છીએ, અને આ સાથે મલેલાં જોડાંને અરસપરસ પાક પ્યારથી મલતાં જોવામાં ગોયા જોનારને માટે પણ એક સુખની તે પલ હોય એવું દીસ્તું હતું. ખુશરો અને પરીચેહરની જોડ કાંઇ એવી તો બંધ બેસતી જણાતી હતી કે ગોયા ખુદરતેજ ખુશરોને પરીચેહર માટે અને પરીચેહરને ખુશરો માટે જન્મ આપ્યો હોય એવું લાગતું હતું, અને તોપણ આદમીના દુન્યાઇ લોભો આવા એક ખાલેસ અને ખુદાઇ પ્યારની પણ સામે લડનાર છે!

ખુશરોનો પોશાક ઘણો સાદો હતો, અને તોપણ અમારે કેહવું પડવાનું નથી કે તે ઘણો સાફ હતો. બીજા ગામડેના ખેડુતો જેવો તેનો ચેહરો કાંઇ અસવચ્છ અથવા તેનો પોશાક ખરડાયલો, રખડેલ કે મેલો ન હતો. તે સઘલી રીતે તેની ગરીબાઇ વચ્ચે પણ સુંદર પરીચેહરના હાથને પુરી શોભા આપે એવો એક જવાંન જણાતો હતો.

ખુશરોએ આવતાં વાર પરીચેહરનો હાથ પ્યારથી ચુંબ્યો, અને પોતાને તે સાંજે થયેલાં અસાધારણ અસુરાં માટે લાયક બોલમાં દરગુજર ચાહી, જે પછી તે બંને પ્યારાંઓ હાથમાં હાથ મેલવી તે કીનારાની બાજુએ થોડીક પલ સુધી ગંભીર ચુપકીદીમાં ચાલવા લાગ્યાં, પણ તેટલાંજ પરીચેહર પોતાના વિચારો વચ્ચે ચોંકીને અટકી ઉભી. ખુશરોનો સદાંનો ગમગીન ચેહરો આજે તેણીને બેવડો ગમગીન અને દુ:ખી જણાયો,

અને તેથી તેણી પોતાની ચાલ વચ્ચે ગભરાઇને અટકી ઉભી. "ખુશરો, વ્હાલા ખુશરો," તેણી કગલીને બોલી, "એ આજે શું છે? આજ તું એટલો વધારે ગમગીન કાંએ?"

ખુશરોએ જવાબમાં એક દુ:ખની હાય મારી.

"ખુશરો, તુ બોલતાં આનાંકાની કરેછે?" પરીચેહરે દરેક પલે વધતા જતા ગભરાતથી બજીદ થઇ પુછયું, "મને તારા વિશ્વાસમાં લેવાને તું અચકાય છે?"

"નહીં પ્યારી પરીચેહર," હવે ખુશરોએ પ્યારથી સમજાવ્યું, "તુ વ્હાલીથી મારૂં એકે સુખ અથવા એકે દુ:ખ છુપ્યું નથી. હા પરીચેહેર, આજે હું દુ:ખી છું, અને તે દુ:ખ જેટલું મારે લગતું તેટલુંજ તારે લગતું પણ છે."

"હું તને સમજી નથી શકતી, ખુશરો," પરીચેહરે શંકાશીલ દુ:ખથી કહયું, "લગાર વધારે ખુલાસાથી બોલ."

"તો સાંભલ," હવે ખુશરોએ પોતાનાં દુ:ખનું કારણ સમજાવવા માંડયું. "તું જાણે છે જે તારા બાપના શેઠ હાકેમ બેહેરામને ત્યાં હું નોકરી છું. તેનાં બેસુમાર બાહોલાં ખેતરોમાં જે સેહેંકડો ગરીબો કામે લાગેલાં છે તેઓ માંહેલો હું પણ એક છું. એ બેહેરાંમનો એક સ્યાવક્ષ કરી બેટો છે તે બુબખ પોતાના બાપની દોલતપર એટલો મુસ્તાક છે કે ગામડાના સઘલા ગરીબોને તે તેના અને તેના બાપના ગુલાંમો સમજી લીએ છે, અને જ્યારે ગામડેના બીજા ગરીબો તેની નીચ ખુસામદથી તેને રાજી રાખવા જાય છે ત્યારે મને તેને મારા એક શેઠના બેટા તરીકે ઘટે છે એટલુંજ માન આપતો જોઇ તે મારા સામે ઉસ્કેરાઇ રહયોછે. તેવા અરસામાં આજ સાંજે હું ખેતરમાં કામ કરતો હતો તેટલાં તે ઘોડેસ્વાર થઇ ત્યાંથી જતો હતો, જે વખતે તેના હાથમાંનો ચાબુક સરી પડવાથી તે મને બાપોકાર એક ગુલાંમ પેઠે ઉંચકી આપવા ફરમાવ્યું. મેં તેને નમી નમનતાઇથી બોલવા કહયું. આથી તો તે રાતો અને પીલો થઇ ગયો, અને ગાલો દઇ

મારાં આંખપર ધસ્યો. તે હીચકારા જવાંનને મેં એકજ આંચકે જમીનપર પટકયો હતે, પણ હું મારો ગુસ્સો મોટી મુસ્કેલાઇએ તામોશ કરી ગયો."

"હું સમજું છું મારા વ્હાલા ખુશરો," પરીચેહરે અતી દુઃખથી દયા ખાઇ કહયું. "તે મગરૂર જવાંનનાં હીચકારાં અપમાનથી તને કેટલો ગુસ્સો પેદા થયો હશે તે હું સારી રવેશે સમજી શકું છું."

"હા પરીચેહેર," ખુશરોએ જારી રાખ્યું, "તે નીચની ગાલબેલ અને નહીં છાજતાં અપમાનથી મારી છાતીમાં ઉભરી આવેલો ગુસ્સો હું તારેજ ખાતર તામોશ કરી ગયો, કાંકે જો મેં તેના ઉપર જરાબી હાથ ઉચકયો હોત તો ભારે ખરાબી થવાનો ભય હતો, અને તે છતાં"--ખુશરોએ ઘણા દુઃખથી વધાર્યું,—"તે છતાં ખરાબીજ થઇ છે, કેમકે તે ચંડાલ મારા પાસથી જતી વખતે કીનાના દાંત કચકચાવી કેહેતો ગયો કે 'એના ફલ તને મલશે,' અને તે ફલ શું તે હું જાણું છું. પોતાના બાપના વગથી તે એમરવત મને ચાકરી વીનાનો રવડતો કરી મેલશે એટલુંજ નહીં, પણ આ સમરવન ગામડામાં મને કોઇ ચાકરી આપે નહીં એવું તે હોકમનામું કાઢી શકશે, તો પછી તારાથી જુદો થઇ બાહેર ચાકરી સોધવા જવા મને કેમ ગમશે!"—અને હયાં ખુશરો વલી પોતાની ગરીબાઇનાં દુઃખમાં ગંભીર દુઃખી અને ચુપ થઇ ઉભો.

સુંદર પરીચેહેરને આ હકીકતથી કાંઇ થોડું દુઃખ થયુ નહીં. તેણે જોયું કે ખુશરોની સઘલી ધાસ્તીઓ વજનદાર અને ખરી હતી, અને સ્યાવક્ષ ખુશરોને તે ગામડામાં હવે ટકવા દેનાર નથી, તોપણ પોતાનું દુઃખ બરી મુસ્કેલાઇએ છુપાવી તેણે આંખોમાં આંસુ સાથ ખુશરોને ઘણોક પ્યારથી સધ્યારો આપ્યો, પણ ખુશરો આજ કાંઇક જુદોજ વિચાર કરી આવ્યો હતો.

"પરીચેહેર," એક બે પલની ગમગીન ચુપકીદી પછી તે બોલ્યો, "અફશોસ કે મને તે ભરમ ખોલવોજ પડે છે. આ ગામડામાં હવે મારાથી રેહેવાવાનું નથી, અને હું બાહેર જાઉં ત્યારે મુજ જેવા એક દરેક રીતે કમનસીબને ખાતર તને તારા બાપાના ગુસ્સા વચ્ચે ડોલતી ડુબલી રાખી જવાને મારો જીવ ચાલતો નથી, માટે હું તને મારી તરફના તારા કરારો અને કસમોથી આજે મોકલી કરવા માંગું છું. તું મને ભુલી જજે અને સુખી થજે."

"ખુશરો!" પરીચેહેરે દુઃખથી લગભગ ચીચયારી પાડી કહયું, "એ આજે તું શું કેહેછે? તું બોલી રહયો, તો હવે મારૂં પણ સાંભલી લે કે ગમે એવાં સંકટો છતાં હું મારા પાક કોલથી મારૂં સર ફેરવનાર નથી. સંસારની નજરમાં નહીં પણ મારા પાક ખુદાની નજરમાં મારા પાક કોલથી હું તુંસે જોડાઇ ચુકી છું, તો હવે મને તેથી કોઇ કદી છુટું પાડી શકશે નહીં."—અને તે સુંદરીની ચતુર ચસમોમાંથી મોતી પેરે આંસું ગબડી પડયાં.

"રડ ના, પ્યારી પરીચેહેર રડ ના," ખુશરોએ તેને પ્યારથી પટાવી કહયું,—કે જે વેલાએ તે હીંમતવાંન જવાંને પણ પોતાની આંખોમાં ભરાઇ આવેલાં આંસું એક હાથે ખંખેરી કાઢયાં—"એક પળ આગમચ તારા પ્યારની એસ્તવારી ભુલી મેં જે કાંઇ કહયું તે માફ કર. હા પરીચેહેર, આપણા પાક ખુદાની હજુરમાં તો આપણે આપણાં પાંક વચનોથી બંધાઇને એક થઇ ચુકયાં છીએ."

હયાં વલી એક ગંભીર ચુપકીદી એક થોડી પલ સુધી જારી રહી, જે અરસામાં પરીચેહેરની નજર રફતે રફતે ગમગીનીમાં ફરતી ફરતી અચબુચ તેની પીઠ પછવાડેની ઝાડી તરફ ગઇ, અને તેજ પલે તેણી વલી એક ચીચીઆરી પાડી ઉઠી, કેમકે તે ઝાડીઓની પછવાડે તેણે કોઇ આદમીને ગુસ્સાથી ચમકતી ચશમો સાથે ઉભેલું જોયું, ને બીજીજ પલે

ગુસ્તાસ્પ—પરીચેહેરનો બાપ—ગુસ્સાથી રાતો અને પીલો થ-એલો ખુશરો અને પરીચેહરની સામે કુદકો મારી નીકલી આવ્યો!

પોતાની બેટીને આવા એક ગરીબમાં ગરીબ બુરજી-ગરની સાથે પ્યારમાં પડેલી જોઇ તે બુઢાને જે પાર વનાનો ગુસ્સો પેદા થયો તેનું બયાંન કરવાને અમારી કલમમાં શક્તિ નથી. તે ગુસ્સાથી પગથી માંથાં વેર ધુજતો હતો, અને જ્યારે તેણે બોલવા માંડયું ત્યારે પણ શબ્દો તેનાં મોંમાંથી બાહેર પડે તેની એક બે પલ આગમચથી તેના હોઠ ઉપર ફરફર ફડકતા પ્રગટ જણાતા હતા.

"અએ નાપેકાર દુકતી," તેણે પરીચેહેર પર દોલા કાઢી પોતાની ઉકલતી છાતીના જુસ્સા જેમ તેમ દાબી હવે બુમ પાડી, "તેં બુઢાપામાં આ શું મારા પર સેતમ કીધો? શું આ બેમરવત ભીખારી સાથે તું દર સાંહજનો તારો વખત આવાં પાપમાં ગુજારેછે?"

ખુશરો અને પરીચેહર ગુસ્તાસ્પને એકદમ પોતાની હજુર ખડો થએલો જોઇ બંને પ્રથમ ગભરાઇ ગયાં હતાં ખરાં, પણ તેઓની મોહબતમાં કાંઇબી પાપ ભરેલું નથી એવી તેમને એક યાદ આવતાંજ સાફ દીલની મગરૂરી અને વિશ્વા-સથી બીજીજ પલે તેઓ બંને સાવધ થયાં, અને જયારે પોતાની પાકજાદ બેટી પર તે બેસમજ બાપે વગર દયા અને વગર તપાસે એક હલકું આલ ચઢાવ્યું, ત્યારે પોતાના સદગુ-ણની ખાત્રીથી તે સુંદર અબલાના ગોલાબી રોખસાર શરમથી નહીં પણ ગુસ્સાથી લાલ થઈ આવ્યા, અને તોપણ બીજીજ પલે તે ગુસ્સો ઉતરી જતાં તે પોતાના પેદરના પગ આગલ ગુઠણ પર પડી, અને પોતાના ખાલેસ પ્યારની એક ટુક હકીકતથી તેને માહીત કર્યો. ખુશરો પણ વચ્ચે બોલ્યો. તેણે છાજતા બોલોમાં અને પુરતાં માનથી તેની બેટી તરફ તે જે એક સાફ પ્યાર ધરાવતો હતો તે જાહેર કર્યો, અને તે-નાથી ઇનસાફ ચાહયો. પણ ગુસ્તાસ્પનો ગુસ્સો અને જુસ્સો

એથી ઉતરવાને બદલે કદાચ થઇ શકે તો વધીને બેવડો થયો. તેણે એક જંગલી જનાવર પેઠે પરીચેહરનાં આંગ પર ધસી તેને ખુશરોની ગોદમાંથી ખેંચી કાઢી, અને બીજે પલે તે મોટા ખીજવાટથી તેને ઘસડી લઇ જવા લાગ્યો, પણ જતાં જતાં ખુશરોને પોતાના શબ્દ રૂપી ફટકાથી તે પુરતો આજેજ કરો પોતાનો ખાર વાલતો ગયો. "અએ નીચ," તે ખુશરો તરફ ધીકારની આંખો ફેરવી જતાં જતાં બોલ્યો, "તારૂં પલીદ પગલું આ સમરવન ગામડાંમાંથી હવે જલદીજ નાબુદ થવાનો વખત આવ્યો છે, કેમકે નામવર હાકેમ બેહેરાંમનો મને હોકમ થયો છે કે આવતી કાલથી તેની નોકરી પર તુંને દાખલ કરવો નહીં એટલુંજ નહીં, પણ આ આખાં ગામડાંમાં તું નીચ જાહેલ અને મગરૂરને કોઇ નોકુરી આપે નહીં તેની મારે સંભાલ લેવી."

ખુશરો ખીજવાતનો માર્યો પરીચેહરના બાપને કાંઇક ઉસ્કેરાઇ આવી કેહેવા જતો હતો, પણ પરીચેહેરનો પ્યાર એક વાર ફરીને યાદ કરી તેણે પોતાનો ગુસ્સો સમાવ્યો, અને બીજેજ પલે ઘાટકીપણે ઘસડતો બુઢો ગુસ્તાસ્પ પોતાની બેટી પરીચેહરને લઇ ત્યાંથી નીકલી ગયો!

## પ્રકરણ ૪ થું.

### સરદાર જામાસ્પ.

સમરવન ગામડામાં એકજ પીઠું છે. આ પીઠું એક ગરીબ ગામડયો ચલાવેછે, અને સાંજને છેડે કામથી ફારેગ થયા કેડે ગામડેના તમામ ગરીબ રેહેવાસીઓ ત્યાં રોજ એકઠા મલે છે. ત્યાં સઘલા ખેડુતો અને કથ્યારા તથા ભઠયારા અને દરેક ધંધાનો દરેક રેહેવાસી આવે છે. એ પીઠામાં પેલો લુકમાન હકીમ મોટો વગ ધરાવે છે. લુકમાન હકીમનું નામ અમારી વારતાના સફાઓપર નવું નથી આવતું; તેને વીશે અમો આગલ એક સેહેજ ઇસારામાં બોલી ચુકયા છીએ. ખુશરોની

વાંચનાર જોડે પીછાંણ કરાવી આપતાં અમોએ જણાવેલું છે કે ખુશરોએ લુકમાન હકીમનાં ઘરના પાછલા ભાગમાં—આપણા બોલમાં બોલતાં લુકમાન હકીમનાં 'પેટાંમાં' ભાડું ભરી રહે છે, અને એ લુકમાન હકીમ સાથે આપણી વારતામાં આપ-ણને ઘણું કામ પડશે માટે હયાંજ આપણે તેની એક ટુંક ઓલખાણ આપવા અને મેલવવાને ચોખીશું.

લુકમાન હકીમ એક ૪૦—૪૫ વરસનો અઢોર અધકચરા બાલ પાકેલો પુરૂશ છે. તે કાંઇ વરસોથી સમરવન ગામડાંમાં હકીમું કરે છે, પણ તેણે પોતાની દવાથી જેટલાંને જીવાડયાં છે તેથી બેવડાંને મારી નાંખ્યાં છે એમ અમોને કહયા વના ચાલતું નથી. તે પતલો કરકટી જેવો છે, અને તોપણ લગાર ઠીંગણો તથા કમરમાંથી સેહજ વલેલો છે. તેનાં દાચાં બેસી ગએલાં છે, આખમાં ખાડા પડેલા છે, દાંત પડી ગએલા છે, અને તેનું મોં તેને માટે કાંઇ પેહેલીજ નજરે કોઇ સારો વિચાર નહીં પેદા કરી શકે એવું છે, અને તોપણ સમરવન જેવાં નાનાં ગામડામાં તે એક 'જાણીતું આદમી' થઇ પડયું છે. આ પીઠાંમાં તે "ઉજ્જડ ગામમાં એરડો પ્રધાન" સરખો છે, કેમકે તે પીઠામાં 'મોટાં માણસ'માં ખપતો હતો, અને એ હકીમજીને સૌ ઠીક માન આપતું હતું.

એવા આપણા એ લુકમાન હકીમ છે, અને વાંચનારસે તેઓની આ ટુંક ઓલખાંણ કરાવી હવે આપણે આપણી વાંરતાથી આગલ ચાલશું.

આજે પીઠાંમાં અસાધારણ ગરબડ છે. ઉપર કહેલી કીસમના ઘણાક આદમીઓ પીઠામાં ભેગા થયા છે, પણ તેઓમાં એક સિવાએ બાકીના સઘલા તે ગામડાનાંજ રોજના આવનારા રેહેવાસીઓ છે. પણ ત્યારે એક પારકો કોણ છે? તે એક સરદાર છે. તે ભપકામાંજ બેઠો છે. તે એક ત્રીસથી પાંત્રીસ વરસ સુધીનો દલેર જવાંન છે.

અમો જે વખતને વરે આ વારતા લખીએ છીએ તે

વખતે મીગરઆબાદના શાહના અંધેર કારોબારે તલે તેના લશકરી સિપાહોપર અનેક તરેહની જફાઓ ગુજરતી હતી, અને તે વાત લોકોમાં એટલી મશાહુર હતી કે કોઇ પણ ઇરાંનીઓ સેહેલથી સિપાહ થતા હતા નહીં. એ માટે તેમને સમજાવી, લલચાવી, ખોટી વાતોથી ફાંદામાં નાંખી સિપાહગીરીમાં સામીલ કરવા માટે કેટલાક સરદારોની ખાસ ફરજ ગણાતી હતી, અને તેઓ માંહેલો આ સરદાર જામાસ્પ એક હતો. સમરવન ગામડાંને ગરીબ જાંણી ત્યાંથી થોડાક ખેડુતોને સિપાહગીરોની નોકરીમાં સમજાવી લઇ જવાને તે આવ્યો હતો, અને તેથી તેણે આ ધરમશાલા સરખાં પીઠામાં ઉતારો લીધો હતો. પણ સમરવન ગામડાંના ગામડયા સઘલા પોંહોંચેલા હતા. તેઓ સરદાર જામાસ્પના ઠાઠ માઠ અને તેની બોલવાની છટા વગેરેથી દંગ થઇ ગયા ખરા, પણ તેના હાથપર તેની જબાંદરાજીથી વેચાય નહી તેની સંભાલ રાખતા ગયા. વલી તે વેલાએ લશકરમાં દાખલ થનારને ઓછામાં ઓછાં ચાર વરસ સુધી લાગત નોકરી કરવાનો કરાર કરવો પડતો હતો, અને એ મુદતની આગમચ જે નીકલી જાય અથવા નાહસી જાય તેનાપર તે પાછો પકડાય તો જબરો સેતમ ગુજરતો હતો—કે જે સઘલાં વિશે વીસ્તારથી આગલ બોલવું થશે.—તે સઘલી હકીકતને લીધે ફરેબથી સિપાહો મેલવવાનું સરદાર જામાસ્પનું કામ હતું, અને તે કામસર અમોએ કહયું તેમ તે સમરવન આવેલો છે, માટે જયારે અમો તેને અમારાં વાંચનારાઓ સાથે ઓલખાવીએ છીએ ત્યારે તે તરતનોજ ત્યાં બેગા મલેલા ગરીબ ગમારો આગલ સિપાહ બનવાનાં સુખને લગતું એક મસાલેદાર અને છટાદાર અતી લંબાણ ભાષાણ આપીને બેઠો છે. તેણે તે ભાષાણમાં તે ગમારોને લલચાવા ઘણુંએ કહયું અને પાર વનાના ઓરંગા મારયા, પણ સઘલા ગામડયાઓ તે ઉપર કશુંબી ધ્યાન આપ્યા વના લગભગ તેને હરધુત કરી ઉઠી ગયા, અને સરદાર જામાસ્પ છેલ્લે અચાનક લુકમાન હકીમ સંગાતે ઓરડામાં એકલો પડયો.

"અએ દોસ્ત," જામાસ્પે પોતાની નીરાશા ને ખફગીને જેમ તેમ સમાવી ફરેથી હસી કહ્યું, "જયારે સઘલા અપટો હયાંથી મને અપમાંન કરી ચાલી ગયા ત્યારે તું કેમ હયાં ઉભો રહયો છે?"

હયાં લુકમાન હકીમે ભરમ ભાંજયો. તેણે તેને ખોલ્લે ખોલ્લા બોલોમાં કહી દીધું કે તે ગામડાંમાંથી તેની જોડે તે કોઇનેબી લઇ જવાને ફતેહમંદ થાય એવું નથી, પણ જો તે તેને (લુકમાનને) કાંઇક 'ચીચોરા'ની મદદ કરે તો એકાદ 'બીલ્લુ' તે પોતે સપડાવી આપે ખરો,-કે જે લુકમાને આગમચથી મનમાં તૈયાર કરી રાખેલો એક 'બોલ્લું' તે આપણો ગરીબ ખુશરો હતો.

લુકમાંન જયારે આજે પીઠાંમાં આવ્યો ત્યારે તેનાં ઘરમાં તે ખુશરોને ભુખમરા વગેરે દુઃખોની ફકરથી માંથે હાથ દઇ રડતો જોઇ આવ્યો હતો, અને તેથી જયારે પીઠામાં આવતાં તેણે સરદાર જામાસ્પને કોઇને લઇ જવાને ફાંફા મારતો દીઠો ત્યારે તેણે વિચાર કર્યો કે ખુશરો ચાકરી વના રવડે છે તેને આ સરદારસે ગોડવી આપવાનું ઠીક પડશે, અને તેથીજ તે સઘલાંના ગયા પછી અતરે ખામખા થોભ્યો હતો.

મુરદાં બેહેસ્ત જાઓ કે દોજખ તેની આ લોભી લુકમાન હકીમને જરા પરવાહ ન હતી. તેણે જોયું કે ખુશરોને સિપાહગીરીમાં મોકલી આપતાં તેને પોતાને તો બેવડો ત્રેવડો લાભ છે. એક તો તે રીતે તે ખુશરોની કદર ખાઇ તેનો ને ગામનો વ્હાલો થઇ લાગશે, ને બીજું તો સરદાર જામાસ્પ જેવાં 'મોટાં માણસ'નો તે વિશ્વાસ અને વગ મેલવી શકશે. વલી તે ઉપરાંત સરદાર જામાસ્પ સમરવનથી નીરાશ થઇ પાછો જાય તે કરતાં ખુશરો જેવા એક જવાંનને મેલવી લઇ જઇ રાજનો પ્યાર પામવાને શકતીમાન થવા માટે એવા બાબમાં થોડું ઘણું નાણું વેરવાને પણ તે સ્વભાવીક આનાંકાંની કરે નહીં, જે સઘલું નાણું ખુશરોને મોકલી આપવાથી આપણા

હકીમજીનાં ગજવામાં આવે એવું હતું. એ સઘલી બાબદાનો ખ્યાલ કરી લુકમાન સઘલા ગામડયાઓ જતાં રહયા ત્યાંવેર થોભ્યો, અને પછી ખુશરોને છટકામાં ઉતારી આપવાનો કોલ આપી તથા પોતાની મેહેનતનું બઆંણું લઇ તે જામાસ્પ પાસથી તુરતવેલા છુટો પડયો.



## પ્રકરણ ૫ મું.

### બાપ અને બેટી.

ગુશ્તાસ્પ—પરીચેહેરનો બાપ—એક ૫૫ વરસનો લગભગ ડોસો હતો. અને તોપણ તે મજબુત બાંધાનો અને ટટાર હતો. તેનો દેખાવ હંમેશનો કરડો હતો, અને તોપણ તે પોતાનાં ઘરમાં આજવેર કરૂર કે કઠણ જણાયો હતો નહીં. પરીચેહેરની અપાર ખુબસુરતીને લીધે તે મગરૂર થતો હતો, અને તે મગરૂરીનાં એક સાધણ તરીકે તે પરીચેહરને કદાચ વધારે ચાહતો હતો. તે વરસોથી હાકેમ બેહેરામના કારભારી અથવા મુનીમની જગ્યા રાખતો આવ્યો છે; અને પોતાના સદાના લોભી અને હલકા ખવાસોથી તે પોતાના એ વડાઓના દરેક દુર્ગુણોની નકલ કરતાં શીખ્યો હતો. તે તાલેવંતોની ખુશામત કરવામાં અને ગરીબોને તુચ્છકારવામાં બેહેરામ અને તેના કબીલાના જેવોજ ગામડાંમાં જાંણીતો થયો હતો, અને તેની એક ઇચ્છાંણી તરીકે તે પોતાની બેટીને જયાં એક ખુદાઇ પ્યારથી તેણીનું દીલ દોરાય છે ત્યાં નહીં પણ એક અપટ, અભાણ પણ તાલેવંત અને ખાનદાની પોરીઆ સંગાથે જોડવાને તૈયાર થયો છે.

ખુશરોને મેહેરઆવર નદી કાંઠે પડતો મેલી પરીચેહેરને વગર દયાએ ઘરે લાવ્યા પછી જયારે તે બાપ અને બેટી એક ઓરડામાં એકલાં પડયાં ત્યારેજ એ વાત પાછી છેડવામાં આવી. આખે રસ્તે લોકોનું ધ્યાન ખેંચાય નહીં માટે ગુસ્તાસ્પ

ચુપ ચાલ્યો હતો, અને દુ:ખદાયક ખ્યાલો કરતી તેની બેટી પરીચેહેર પણ તેની સોડે સોડ તેનીજ પેઠે ચુપ ચાલી હતી એટલે રસ્તામાં કશી વાત થઇ ન હતી, અને ઘરે આવ્યા પછી પણ નોકરો વગેસગે થયા ત્યારેજ ગુશ્તાસ્પે વાત છેડી.

વાત કેમ છેડવી ને શું કરવું તે ગુસ્તાસ્પે આગમચથીજ પોતાનાં મન સાથ નક્કી કરી મેલેલું હતું. તેને પોતાની મતલબ સાંધવી હતી. પોતાની બેટીને મોટે ખાંચરે પરણાવી એક મોટાં માણસનો વેહેવાઇ થવા અને કેહેવાવાનો તેને અભખરો હતો, માટે પરીચેહેર સાથ આવે વખતે ચીઠડાં ફાડવા કરતાં સમજાવી પતાવી કામ લેવાને તેણે વધારે ડહાપણ માન્યું હતું, અને તે માટે તેણે તેજ ઢપે તેણીને જે કહયું તે અમો નીચે ઉતારીએ છીએ :—

"કેમ?" ખાનાથી ફારેગ થયા કેડે—જે ખાનાંને પરીચેહેરે તો આંગલીબી લગાડી ન હતી ને તેણે પોતે પણ પુરી ભુખે ધરાઇને જરાએ ખાધુ ન હતું–"કેમ?" તેણે પરીચેહરને પોતાની ખુરશીપર માંથુ નાંખી મોતી સમાન આંસુ ખેરવતી જોઇ પ્યારનાં ડોલથી કહયું, "હજી તારાં આંસુ સુકાતાં નથી શું? દીકરી પરીચેહર તું તરફની મારી અથાગ મમતા, મોહબત ને કાલજી પછી તારા તરફથી આવી અઘટીટ ચાલની મેં વકી રાખી ન હતી."

પરીચેહર પોતાનાં બાપનાં આ મમતાભર્યાં બોલવાથી અચરત થઇ ગઈ. તેણી જાંણતી હતી કે તેણીનો બાપ તેણે જે કાંઇ ખુશરોના બાબમાં જોયું અને સાંભલ્યું છે તે ઉપરથી તેનાપર અનેક તહેરેનો સેતમ ગુજારશે, પણ તેને બદલે તેને આવા પ્યારથી બોલતો સાંભલી તેણીનું ભરાઇ રહેલું દીલ વલી પાછું પ્યારના નરમ જુસ્સાઓથી ઉસ્કેરાઇ આવ્યું, અને તેથી તે હજારો જુસ્સાઓ સમેત તેણી પોતાના બાપના પગ પાસે પાછી ગુઠણ ઉપર પડી. "ઓ બાપ! "ઓ બાપ!" તેણી ડચકાંથી ગુંધલાતી છાતીએ બોલી, "તારો તે મમતા

અને માયાને ઝાંખ પોંહાચે એવું અઘટીટ મેં કશું કીધું નથી, ને હું ઉનહાર કરશ નહી. હું કબુલ કરૂં છું કે ખુશરો સાથનો મારો પ્યાર તું નેક બાપથી છુપાવવો ઘટટો ન હતો, અને તે માટે મારૂં હૃદય મને સદા કરડતું હતું, પણ મને ભય હતો કે એ મારા પાકીજેહ પ્યારની તને જાંણ થતાં તું ખુશરોને તારા જમાઇ તરીકે કબુલ રાખવાને કદી કબુલ કરશે નહી, અને જો ખુશરો સાથના મારા પ્યારથી ને ખુશરોથી જુદુ પડતાં મારા જાંન સાથ જુદુ પડવા જેવું હતું, તો કહે કે મેં તે પ્યાર છાંનો રાખવા અઘટીટ શું કર્યું ?"

"પરીચેહર," ગુસ્તાસ્પે ધમકીથી નહી પણ ઘણી ઘંભીરાઇથી કહયું, "મેં તારૂં બોલવું ધ્યાંનથી સમજયું છે પણ ધીરજથી નહીં. તું તરફની મારી નરમાસ વગર અગતે પાછી ખેંચી લેવાને હું રાજી નથી, અને હું આશા રાખું છું જે તું તેમ કરવાની મને ફરજ પણ પાડશે નહીં. દીકરી મારી, હું તારો વાંક વીસરી જાઉં છું. પેલા ભીખારી જવાંનને મલવાને લગતી તારી તકસીર કાંઇ નાની નથી, પણ તારી તે તકસીરને એક નાદાનીયત માત્ર સમજી લઇ હું તને મીઠાસથી માંફ કરૂં છું, પણ તે એવી આશાથી કે તું તેને બીલકુલ વીસરી જશે. તેની કમાઇ કશી નથી, અને આજે તે ચાકરી વનાનો—"

"અને તો પણ," પરીચેહર ઘણી ઉસ્કેરાઇ આવી બોલી, "જે કારણથી આજે તે ચાકરી વનાનો થયો છે તે કારણમાં તેની કસુર જરાએ નથી. હે બાપ! બેહેરાંમ હાકેમને ત્યાં તું વગ ધરાવે છે તે વગનો ખરો ઉપ્યોગ કર, અને ગરીબ ખુશરો જે નેક રાહે ચાલતાં એક જાહેલ જવાનની ગરૂરીથી જંજાલમાં આવી પડયો છે તેને તારી બનતી મદદ આપી તું તેને તેની જગ્યા પાછી મેલવી અપાવ."

"હવે ત્યારે તું મને ચીડ ચઢાવે છે, પરીચેહર," ગુસ્તાસ્પે ખુશરોની વખાંણ સમજતાં ઉપજેલા ધીક્કાર ને ગુ-

સાને જેમ તેમ છાતીમાં સમાવી લગાર સરૂ થતી ચીડથી કહયું, "હું તારી સાથ ધીરજથી વાત કરવા માંગું છું પણ હું જોઉં છું કે તું મને ચીડ ચડાવવાજ બેઠી છે. પણ હજીબી તું દાહી થશે. તું સદાની દાહી છે. દીકરી, જેટલો હું તારી ખુબસુરતી માટે મગરૂર છું તેટલોજ હું તારા ઉંચા વિચારો અને સદગુણ તથા ડાહપણને માટે મગરૂર છું એ વાત ખરી છે, અને તેટલા માટે એવા એક બુરજીગર સાથે નહી પણ એક ઉંચા કુટુંબના નબીરા સાથે તને નેકાથી એક કરવાની હું વેતરણમાં છું, તો કહે દીકરી કે તું શું પસંદ કરશે? એક અરધી વગરના ભખારીસે પરણી તેની ગરીબડી ઝુપડીમાં જવું તને ગમશે કે એક શેહેનશાહો જેવા તાલેવંતના બેટાસે પરણી મેહેલોમાં એશ કરવું તું પસંદ કરશે?"

"ઓ બાપ," પરીચેહરે આંસુઓ સાથે સમજાવાનું જારી રાખ્યું, "સુખ સુનામાં સમાયું છે નહીં. ગરીબાઇ સંતોશ છે ને સંતોશમાં જો સુખ હોય તો હું ગરીબાઇનો ઇનકાર કરશ નહીં. ખુરશેદ બુરજીગર છે એ ખરૂં, તે ગરીબ છે એ પણ ખરૂં, પણ ગરીબાઇ એ કાંઇ પાપ અથવા અપરાધ નથી. તે સાલેસ છે, તે ભલો છે, તે ડાહપણથી ભરપુર છે, અને તેને જો એ તેની સઘલી લાયકાતો સાથે મારાં ભવીશનાં સુખપર નજર નાંખી મારાં ખાવંદ તરીકે મેં પસંદ કરી કાઢયો છે, તો કેહ બુજોર્ગ બાપ, કે શું મારાં સુખની આંડે આવવું તું પસંદ કરશે?"

"હવે ત્યારે પરીચેહેર," ગુસ્તાસ્પે દરેક પલે વધ્યા જતા ગુસ્સાથી કહયું, "તું મારી ધીરજપર છેકજ દબાંણ ચલાવે છે. હું પટાવીને તને કહું છું અને તેની નથી અસર જણાતી તો હું તને હવે હોકમ કરૂં છું કે તે બે બદામનાં કુતરાને તું વીસરી જજે. આસમાન અને જમીન એક થાઓ પણ તે બુરજીગર પોર્યાને હું કદી મારા જમાઇ તરીકે કબુલ રાખનાર નથી, અને મારી બેટી એવા એક

નીચ માણસને પોતાનો ભરથાર કબુલી મને અને મારા ખાંનદાની કબીલાને એબ લગાડે તે કરતાં હું તેને અથવા મને પોતાને મુવેલો જોવાને વધુ પસંદ કરીશ."

ગુસ્તાસ્પ આટલું ઘણા જોસથી બોલી ચુપ રહયો, અને પરીચેહેરપર તેનાં એ બોલવાની કેવી ને કેટલી અસર પોહોંચી છે, અથવા તેણી કેવી ઢપમાં અને શું જવાબ આપે છે તે બાલે ડોલે તપાસીને જોવા અને સાંભલવાને તેણે કોશેશ કરી, પણ પરીચેહેરને ખુરશીપર માંથું નાંખી નીરાશાથી રડતી જોઇ તેણે વલી પાછું નરમ પડી જવાનું દુરૂસ્ત જોયું, અને તેથી નરમ અવાજે પાછું ચલાવ્યું.

"માબાપ કરતાં બચ્ચાં પોતામાં વધારે ડહાપણનો દાવો કરવા નીકલે," તેણે પાછું ચલાવ્યું, "તે એક સેતમ જેવી વાત થઇ. બચ્ચાંનું સુખ તેજ માબાપનું સુખ, અને તેથી તારૂં સુખ જોવાને ખાતરજ હું એ હલકી વરણના પોર્યાનો હાથ નામંજુર રાખું છું. પરીચેહેર, તું વિચાર કર! આપણું ખાનદાન શું? આપણો વગ કેવો, આપણો પૈસો શું? અને તેમ છતાં તું જયારે એક ઉમરાવ જેવાને પરણીને મને શોભા અપાવી તું સુખ પાંમી શકે તેવે વખતે એક ખેતરમાં મેહેનત કરતા બુરજીગરને તું તારો હાથ આપવા નીકલે એ શું બુઢાપામાં મારાપર સેતમ નથી? તારી મરનાર માતા પોતે એવા તારા નેકાથી પેલી જેહાંનમાં કમકમે એમ છે તો હું મારી પસંદગી એવા એક નેકાપર કઇ રીતે આપી શકું?"

"પદર!" પરીચેહેર ઘણાં દુ:ખથી લગભગ ચીચીઆરી પાડી બોલી, "હું તમોને વધતા સાંભલી શકીશ નહીં. તમને આવી રીતે બોલતા સાંભલી માંરૂં કાલજું કપાઇ જાય છે. મને આ ઓરડામાંથી જવા દેઓ."—અને પરીચેહેર ઉઠીને ઉભી થઇ.

"નહીં જવાશે," ગુસ્તાસ્પે હવે તમામ ધીરજ ખોહી દઇ ગુસ્સાથી લાલ ચેહેરે પોતાની ખુરશીપરથી કુદકો મારી

ઉઠી બારણાંની આડે પીઠ કરી ઉભો રહી કહ્યું; "નહી જવાશે. અએ નાદાન દુકતી! તું જાય તે આગમચ મને પુરો સાંભળી લે, અને જો તું પટાવવે નથી સમજતી તો હું તુને હવે જબરીથી સમજાવશ. એટલા માટે મારી મકસદ પુરેપુરી સાંભળી લે, કે અગરજો એક તાબેદાર ફરજંદ તરીકેની ફરજ બજાવવા અને મને જીવતાં જીવત ખુશ કરવા ચાહતી હોય, અગર તારો પદર એક કુદરતી અને શાંત મોહતે મરે એવુ તું માંગતી હોય, અને અગર તેનાં મુવા બાદ તેનાં રૂહને બેહેસ્તમાં તું આરાંમ આપવા માંગતી હોય તો સાંભલ કે આપણા હાકેમ બેહેરાંમના એકના એક પુરા બેટા સ્યાવક્ષસે તને નેકાથી જોડવાનો મારો કાંઇક વરસોથી વિચાર છે તેને તારે તાબે થવુંજ પડશે. પણ જો તે ઇચ્છાની તું સામે થશે, એક નાફરમાંન, નારવા દુકતીની જગ્યા રાખી તું મારાપર મારી જઇફીમાં જુલમ ગુજારશે, તો જાંણ કે તું મારી બેટી નહીં. મારી દોલત, મારો પ્યાર અને આ મારાં મકાનનો આશરો સદા સુધીનો તેં ખોહી દીધેલો સમજજે, અને હવે તું મને મુકી જાય તે કરતાં એ સઘલાંપર પુખ્ત વિચાર કરવાને હુંજ તું જેવી નાતાબેદાર દુકતીને અતરે છોડી જાઉં છું."—અને ગુસ્તાસ્પ ગુસ્સામાં ઓરડામાંથી બાહેર નીકલી ગયો, અને પોતાની પછવાડે બારણું ખેંચી અફાલી મુકી બંધ કરતો ગયો.

કમબખ્ત પરીચેહેર! તેની સઘલી ધાસ્તીઓ આબાદ ખરી પડી. સ્યાવક્ષને પરીચેહેર સદાની ધીક્કારતી હતી, પણ ખુશરો તરફ તેના બાપનાં ખેતરમાં તેણે બતાવેલી તકોબરી અને તુંદાઇ જાણવા પછી તો આજે તેણી તેને ખરાં જીગરથી બેવડો ધીક્કારે છે, અને તોપણ તેવા અને તેજ એક નાલાયક સાથ તેનો બાપ તેને પરણાવવા માંગે એ ખ્યાલમાંજ શું દુન્યાનું સઘલું દુઃખ સમાયું નથી? એ વીશે વિચાર કરતાં તેણીનું મજ્જ ધુમવા લાગ્યું, અને આસ્તે આસ્તે

તેણી બેઠી હતી તેજ ખુરશીપર તેણીનું માથું નીરાશાનાં દુ:ખથી ઝુમી પડયું,—તેણી બેઠી હતી ત્યાંજ આસ્તે આસ્તે બેફાંમ થઇ પડી!

## પ્રકરણ ૬ ઠું.

### કમનસીબ ખુશરો!

પરીચેહેરને તેનો ઘાતકી પીતા વગર દયાએ તેની સોડમાંથી ઘસડી લઇ ગયા પછી ખુશરો બીજી બે ચાર પલ સુધી દેવાના જેવો ત્યાંજ ઉભો થઇ રહયો. તેને સમજ નહીં પડયું કે એક આંખના પલકારામાં એ સઘલો શું બનાવ બની ગયો, અને પછી જયારે પોતાનાં દુ:ખથી થોડીક પલ સુધી ગુમ થઇ ગએલી વિચાર શકતીથી તેનુ ભેંજુ પાછું ઠેકાંણે આવ્યું ત્યારે ખુશરોને જે અસહ્ય દુ:ખ થયું તે લખવા કરતાં વિચારી લેવું સેહેલ છે. તેણે જાંણ્યું કે પરીચેહેરપર તેનો જુલમી બાપ તેને લીધે ઘરે જઈ તહરેવાર સેતમ ગુજારશે, અને માત્ર એ એકજ ખ્યાલથી તેનું જવાંન દીલ કરમાઇ ગયું.

તે દુ:ખી ખ્યાલોએ ઘર ગયો, અને તે પછી બીજા લગભગ ચાર દીવસ સુધી તે સમરવન ગામડાંમાં ચાકરી મેલવવાની આશાએ ભટકયો, પણ સઘલે ઠેકાંણેથી તેને નીરાશ થઇ આવવું પડતું હતું. વલી એ ચારે દહાડા દર સાંજે તે પેલા મેહેરઆવર નદી કાંઠેના મેલાપના માંડવમાં કલાકોના કલાકો સુધી પરીચેહેરને મલવાની આશામાં જઇ ભટકતો, પણ તે મનમોહન સુંદરીના દેલપઝીર દેદાર જોવા તે પામતો નહીં.

પરીચેહરની ગેરહાજરીથી ખુશરોનો ગભરાટ વધતો ચાલ્યો. તેણે જોયું કે પરીચેહેર તેનાં બાપનાં મકાનમાં કેદ પડી હશે—અને ખરેખર તેમજ હતું. તેણીને તેણીના બાપે એક ઓરડામાં બંધ કરી હતી, અને તેનું ખાંણું વગેરે તેને ત્યાંજ તેની દાસી શેહેરોય પુઠે મોકલવામાં આવતું હતું!

એ રીતે દુઃખી, દરદી હાલે ખુશરો બધેથી બેજાર અને નાઉમેદ થઇ આવી પોતાના ગરીબ ઓરડાનાં એક ખુણાંમાં ચોથે દને બેસી બલાપો કરતો હતો તેટલા પેલો લુકમાન હકીમ ઓરડામાં આવ્યો. વાંચનારને યાદ હશે કે તેણે પેલા સરદાર જામાસ્પ સાથ ખુશરોને સિપાહગીરીની નોકરીમાં હડસેલી આપવાનો કરાર કરેલો છે, અને તે મકસદથી લુકમાંન ખુશરો જોડે વાત કરવાને એક અચ્છી તક સોધ્યાજ કરતો હતો, અને આ તક સાંધી તે ઓરડામાં આવ્યો.

"કેમ ખુશરો?" તેણે ખુશરો કે જે પોતાના પગપર હાથની કોણી ટેકવી બેઉ હાથની હથેલીમાં અતી દુઃખથી માંથુ નમાવી બેઠો હતો તેનાં ખભાંપર ઘણી મમતાનાં ડોલથી હાથ મારી કહયુ, "એ શું ઘેલાં? આખો આખો દહાડો એક રાંડી રાંડ બુઢીયાની પેઠે તું હાય અફ્સોસમાં ગાલે એ શું તું જેવા એક જવાં મર્દને ઘટતું છે?"

"અફ્સોસ દોસ્ત લુકમાન," ખુશરોએ ખરાં જીગરથી બલાપો કીધો, "તું જો કે શું દુઃખ મારા પર થોડું છે? પેલા મગરૂર સ્યાવક્ષે મારાપર નહીં જફાની જફા ગુજરાવીછે. મને પોતાના બાપની નોકરીથી રવડતો કરાવ્યો છે એટલુંજ નહીં પણ આખાં સમરવન ગામમાં મને કોઇ બીજું નોકરી આપે નહી એવું પોતાના બાપના વગથી તેણે હોકમનામું જાહેર કરાવ્યુંછે, અને હવે મારા પાસ જો ખાવાની ખાખ રહી નથી તો હું શું કરશ?"

"હીંમત રાખ, જરા હીંમત રાખ છોકરા," લુકમાંન હકીમે તેને શીશામાં ઉતારવાની વાત કરી, "સમરવન તારે માટે નોકરીના બાબમાં બંધ છે, પણ તેમ શું એ બુરાઓનો વગ બીજાં દેશોમાંબી પોંહોંચેછે? તારે આવી ઉંમરમાં નીરાશ થવું ઘટતું નથી. જો, તારે માટે મારાં ધ્યાંનમાં એક નોકરી છે. આ ગામડામાં હવણાં નીગરઆબાદનાં લશકરનો જામાસ્પ નામે એક સરદાર આવી ઉતર્યો છે, અને તે જેઓ લશકરમાં જવાને

રાજી હોય તેમને નોકરી આપી લઇ જવાને રાજી છે, તો આ ઘર બેઠાં ચાલી આવેલી તક તું ખોહી નહીં દીએ એવી મારી ખેરખાહી ભલાંમણ છે."

ખુશરો આ સાંભલી વિચાર કરવા પડયો. તેણે જોયું કે લુકમાંન કહેછે તે ખરૂં છે. સમરવન છોડી જયા વના હવે છુટક નથી. પરીચેહેરના કોલપર તેને પુરો એતેકાદ હતો, અને તેથી પરીચેહેરને તુરત વેલા છોડી જવામાં તેણે વધારે ડાહ્યપણ જોયુ. હાલ તેની હાલત શી છે? તે ગરીબ અને કંગાલ છે, અને જો સિપાહગીરીમાં દાખલ થઇ તે કાંઇબી પેદા કરી શકે તો પરીચેહેર સંગાથે તે ગરીબાઈનાં સુખમાં પણ સંતોખીને રહી શકશે—એ વિચારે તેને આજેજ કીધો.

"વારૂં દોસ્ત લુકમાંન," તેણે લાચાર હાલે અને ગમગીન સાદે પુછયુ, "અગર હું એક સિપાહ થાઉં તો તને કાંઈ ખબર છે કે મારે ઓછાંમાં ઓછાં કેટલાં વરસ નોકરી કરવી જોઇએ?"

"અરે વલી કેટલાં!" લુકમાને ઉશકેરીને કહેયું, "ચાર વરસ! એ ચાર વરસ પાણીના રેલાની મુઆફક વહી જશે, અને પછી તું મોટો થઇ અને સરદાર તરીકેનુ માન પાંમી આજે તને જેઓ તારી ગરીબાઇ વચ્ચે ઠોકડે મારેછે તેમને તુ તારી સારી ચાલથી તારી મોટાઈ વચ્ચે શરમાવી શકશે."

વળી ખુશરો એકવાર વિચાર કરવા પડયો. તેણે જોયું કે પરીચેહેરથી ચાર વરશ સુધી જુદુ થવામાં તેને અતી સોસવું પડશે એ ખરૂં, તો પણ આશા એવી વાતમાં પણ સર્વોપરી છે. તેને મોટો થવાની અને નામ કાઢવાની. આશા પેદા થઈ, અને તે પછી તે બેવડાં સુખથી પરીચેહરને પોતાની મોહરદાર બનાવી શકશે એ સઘલા ખ્યાલો તેને અતી ઝડપથી થયા, માટે જુદાઇના વિચારથી થતાં દુઃખોને એક જબરી કોશેશથી દીલમાં સમાવી તે સિપાહ તરીકેનું નામ નોંધાવા તયાર થયો.

લુકમાંને હવે વખત ખોહયો નહીં. તે લાગલો જમાસ્પને

ત્યાં તેડી લાવ્યો, અને અરસ પરસ કરારોથી ખુશરોને તુરત છટકામાં ઉતારી દીધો. ખુશરોનું કદાવર અંગ અને ખુબસુરત ચેહેરો જોઇ જામાસ્પ ઘણો ખુશી થઇ ગયો, અને તેને પોતાના કબજામાં મેલવવા તેણે ખુશરોને છાપડે અઢાવવામાં કશી કસુર કરી નહીં, પણ ખુશરોમે જામસ્પની એ ચાલથી તેના તરફ બેવિશવાસ ઊઠવા લાગ્યો. લશકરની નોકરીની મારફતે મોટું નામ મેલવવા અને પૈસા પેદા કરવાનાં જામાસ્પ જેમ જેમ તેની આગલ ખોટાં બાકાં ફુંકયો ગયો તેમ તેમ ખુશરોનો બેવિશવાસ થોડો ઘણો વધતો ગયો, અને લુકમાન અને જામાસ્પનાં તેને શીશામાં ઉતારી શકવાની મગરૂબી ભરી ફતેહથી મુછમાં હસતા નીકલી જવા પછી તે સિપાહગીરીમાં દાખલ થયો માટે તેને એકદમ પસ્તાવો થવા લાગ્યો. પરીચેહરને એ વાત પસંદ આવશે યા નહીં, તેણી એ જુદાઇ ખમશે યા નહીં, એ ચાર વરસના લાંબા હફતામાં પરીચેહરને તેનો પીતા કોઇ બીજાસે નેકામાં હાથ આપવાની ફરજ પાડવા વના રેહેશે યા નહીં એ અને એ વગેરે ઘણાક ખ્યાલોથી ખુશરો જામાસ્પનાં તેને છોડી જવા પછી દેવાના સરખો થઇ ગયો, અને ફરી એકવાર પરીચેહરને મલવાની આશામાં તે મેહેરઆવર નદી તરફ પોતાનાં તે દેવાનીઅતપણાંની અસરમાં ધસ્યો ગયો. તે જાંણતો હતો કે તેની પરીચેહર ત્યાં તેને મલનાર નથી, અને તેને પરીચેહરને મલ્યા વગરજ સમરવનથી સરદાર જામાસ્પ જોડે કુચ કરી જવી પડશે, અને તોપણ એક આશા તેને હાથ પકડી તે મંડપ તરફ દોરી ગઇ. એ રીતે બીજા ચાર દહડાની ચાર સાંજ સુધી તેણે ફોકટ ધકેલા ખાધા પણ ચોથા દીવસે ત્યાં જતાંજ તેણે શું જોયું ? તેની પ્યારી પરીચેહર તેજ અસલ જગ્યામાં તેની રાહ જોતી ઉભી હતી ! એક પલ–અને ખુશરો અને પરીચેહર ફરી એક વાર પોતાની અસલી જગ્યાએ પોતાની દુઃખી હાલતપર અફસોસ ભર્યા વિચારો કરવાને એકઠાં મલ્યાં !

## પ્રકરણ ૭ મું.

### એક નવી ગોઠવણ.

ખુશરો સિપાહગીરીમાં સામીલ થયો—બલકે સામીલ થવાને કરાર કરી ચુકયો કે તે વાત સમરવન ગામડાંનાં ગરીબ ગમારો વચ્ચે આગની ખબર જેટલી ઝડપથી ફેલાઇ ગઈ, અને તેની ભલમનસાઇ અને સાલેસાઇથી સર્વ કોઇ તેને ચાહતું એટલે તે આ પ્રમાણે સમરવન છોડી જનાર છે એ હકીકત જાંણી સૌ કોઇ દલગીર થઇ કદરદાંનીથી તેની દયા ખાવા લાગ્યું.

વાંચનાર જાંણેછે કે પરીચેહેરને તેના બાપે તેનાં મકાનમાં કેદ કરી હતી. તે ઘાતકી બાપ બાહેર જતો ત્યારે પરીચેહેરના ઓરડાનું બારણું બાહેરથી બંધ કરી કુંચી સાથે લઈ જતો હતો. તેણે છેલ્લી પરીચેહેરસે ખુશરો અને સ્યાવક્ષની પસંદગીને લગતી વાત કરી તે આપણે વાંચી આવ્યાં છીએ. તે પછી તે પરીચેહેરના ઓરડામાં કદી ગયો ન હતો, અને તે વિષે કશી વાત પણ કરી ન હતી. તે પરીચેહેરની દાસી સેહેરોય મારફતેજ ખાણું વગેરે પુગાડાવતો હતો (જે પરીચેહેર કેવી મહજા અથવા કેવા શોખથી ખાતી હતી તે વાંચનારેજ વિચારી લેવાનું છે) અને ખુશરો સિપાહગીરીમાં સામીલ થવાના સબબે હવે બે ચાર રોજમાં સમરવન છોડી જશે એ વાતની ગુશતાસ્પને જાંણ થવે તે અતીશે ખુશી થઇ ગયો હતો, કેમકે તેને આશા રહી કે ખુશરોનાં તેનું 'નેહેસ્ત કદમ નાબુદ' કરી જવા પછી પરીચેહેર એકલી પડશે તો તેણી તે બુરજીગરને ભુલી જવાની કોશેશ કરી શકશે, અથવા તેણીને તેમ કરવાની સગવડથી ફરજ પાડી શકાશે, અને એ વિચારોથી પેદા થતી ખુશીના અવેજમાં ગુશતાસ્પ હવે પરીચેહેરપર જો કાંઈ બાકી હોય તો બેવડો જાપતો રાખતો હતો, કે જેથી ખુશરો સમરવનથી 'કાલું કરે' તેટલાં તેઓનો મેલાપ થઇ શકેજ નહીં, અને તોપણ વાંચનારે ગયાં

પ્રકરણ. સેવટે જોયું કે ખુશરો અને પરીચેહેર મેહેરઆવર નદીને કે મેલાપના માંડવમાં ફરી એક વાર એકઠાં મલ્યાં છે. એ ટે તેઓ દાસી શેહેરોયની મેહેરબાંની અને દયાને ઉપકારી છે. એ દાસીએ ખુશરો સિપાહગીરીમાં સામીલ થઇ સમરવન છોડી જતો હતો તે વાત બાહેર કામ સારૂ જતાં સાંભલી, અને જયારે તેણીએ તે વાત જઇને પરીચેહેરને કહી ત્યારે તે સુંદરીએ આંસુ ભરી આંખોએ તેને મદદ કરવાને અને ખુશરો સાથે એકવાર મેલવી આપવાને તે દાસીને અરજ ગુજારી, અને સાંજને વખતે ઘાટકી ગુશતાસ્પ ઘરમાંથી બાહેર ગયો તે તકનો લાભ લઇ તેણે પોતાની કમબખ્ત શેઠાંણીની આ મુરાદ બર લાવવામાં ખુશીથી મદદ કરી, જેનાં પરીણામ તરીકે આપણે ખુશરો અને પરીચેહેરને મેલાપના માંડવમાં એકઠાં મલેલાં જોઇ આવ્યાં છીએ.—અને હવે એ જરૂર જોગો સઘલો ખુલાસો આપી રેહેતાં આપણે આપણી વારતાથી રીતસર આગલ ચાલશું.

"ખુશરો, ખુશરો," પરીચેહેરે આંસુભરી આંખ્યો ખુશરોના દુખી ચેહેરા ભણી ગમગીનીથી ઉચી કરી મલતાંને વાર ઉસ્કેરાઇ આવી પુછયું, "ત્યારે શું દાસી શેહેરોય વાત લાવી તે ખરી છે?"

"ખરી છે, પ્યારી પરીચેહેર સઘલી ખરી છે," ખુશરો પરીચેહેર કઇ વાતને વિષે પુછવા માંગતી હતી તે સમજી જઇ ઘણાં દુખ:થી બોલ્યો, "આપણાં નસીબમાં છુટાંજ થવાનું સરજેલું છે તો તે કોઇ કાલે મટવાનું નથી, માટે પરીચેહેર હું સિપાહગીરીમાં સામીલ થવાના કરારો કરી ચુકયો છું."

"અરેરે એ હું શું સાંભલુંછું?" પરીચેહેરે ઘણાંજ દુ:ખથી કલવાઇને કહયું, "ખુશરો, તું શું એમ સમજેછે કે મારો બાપ આવતાં બીજાં ચાર વરસના લાંબા હફતા તુલક મને પેલા બેવકુફ પોર્યાસે પરણાવ્યા વના ઠડીને બેસવાનો છે? અને જો તેમ થયું તો તું શું એમ ધારી શકે છે કે તે આફત સામે હું ધીરજથી ટકી શકીશ?"

"અફસોસ પ્યારી પરીચેહેર," ખુશરોએ તેવાંજ દુઃખથી કહયું, "તું બોલે છે ત્યારે મારી દુઃખી હાલતનો વિચાર કરતી નથી. હું જે હાલતમાં છું તે હાલતમાં સમરવન હવે મારાથી એક અઠવાડીઉં વધારે ઠડીને બેશી ન સકાય એવું છે તો કહે કે હું શું કરી શકું? મારા પાસ ખાવાની ખાખ નથી, અને ત્યારે બીનરોજગારી અને ભુખમરાના સંતાપ વચ્ચે હું હયાં કેમ ટકી શકું?"

"ખુશરો, મારા મનના વિચારો જુદાજ હતા," પરીચેહેરે કહયું. "મારો જુલમી પીતા મને કેદ કરી રાખે છે અને પોતાનાં સુખને ખાતર જયાં મારો પ્યાર નહીં પણ ખરો ધીક્કાર સમાયો છે ત્યાં મને નેકાથી જોડવા માગે છે, માટે તારા સાથ છુપા છુપ નેકાથી એક થઇ તે બાપને તેની નાલાયક આશાઓમાં માહત કરી અંતે તેના આશીશ પામવાની હું ઉમેદમાં હતી, પણ અફસોસ, તે આશાને તેં ભંગ કરી નાંખી છે."

"મને તારી આવી આશાઓનો ખ્યાલ નહીં થયો ને તેથી મેં તે આશાઓને ભાંજી નાંખી," ખુશરોએ કહયું, "માટે મને તું માફ કર, પરીચેહેર. અફસોસ, જો અપણા મેલાપો જારી હતે તો આટલી ખરાબી થતે નહીં."

હયાં તે બંને પ્યારાંએ ચુપકીદીથી ખામોશ થઇ ઉભાં. તેઓનું દુઃખ એવી કીસમનું હતું—એવા ખરા ખુદાઇ પ્યારની એજમતી અસરનું—ખાલેસ પ્યારની ખરી જુદાઇના બલતા બલાપાનું હતું કે જે દુઃખના બોજે તે બંનેની જબાંનને થમ કરી ચુપ બનાવી, પણ અંતે પરીચેહેરને એક વિચાર આવી ગયો હોય તેમ તેણી અચબુચ ચોંકી ઉઠી.

"ખુશરો, વ્હાલા ખુશરો," તેણી ઉસ્કેરાઇ આવી ઉતાવલથી બોલી, "મને કહે વારૂં કે વાત કેટલી હદ સુધી બગડી છે? શું તું સિપાહગીરીમાં નામ નોંધાવી ચુકયો છે?"

"હું માત્ર સરદારે જામાસ્પસે મોંઢે મોંઢું કબુલ થઇ

ચુકયો છું," ખુશરોએ સમજાવ્યું; "અને હવે કાલે રાબેતા મુઆફક સહવારના દશ કલાકે હાકેમ બેહરાંમને ત્યાં મને સહી કરવા જવું પડશે, જયાં સઘલું નકી થશે."

"પણ ત્યારે શું એ આફતમાંથી બચવાને—છુટું થવાને કશોજ રસ્તો નથી?" પરીચેહેરે ખુશરો તરફથી શો જવાબ મલશે તેની આશા અને નીરાશાથી ધડક ધડક થતી છાતીએ ધ્રુજીને સવાલ કીધો.

"એક છે," ખુશરોએ ધીરજ આપી; "આવતી કાલે હાકેમને ઘર જઇ જો હું ના પાડું તો હજી બની શકે એમ છે, પણ એ ના પાડતાં મને રાબેતા મુજબ સરદાર જામાસ્પને વીસ દેરમ ચોવીસ કલાકમાં ભરવા જોઇએ, અને એ દરમો જેવા હું ભરી દઉં કે હું છુટો થઇ શકું એમ છે, પણ જયાં સુધી એ દરમો ભરાય ત્યાં લેગ મને મારાં ઘરમાં જામાસ્પ આગલ નજરકેદ રેહવું પડે, અને જો એ ૨૪ કલાકનો હફ્તો પુરો થતાં પણ હું નાણું નહીંજ ભરી શકું તો પછી છુટો થવાને એકે બારી રેહે નહીં એમ છે."

પરીચેહેરે આ ખુલાસો સાંભલી અતી ખુશીથી હવેજ એક ધીરજ અને છુટકારાનો દમ ખેંચ્યો. "ખુશરો," તેણીએ સમજાવ્યું, "એ છુટકારો પામવાના ૨૦ દેરમ તારા પાસ છે કે નહીં તે સવાલ કરી હું તને દુઃખી કરવા માંગતી નથી, કેમકે હું જાણું છું કે આ તારાં બતંગ હાલમાં તુ ઘણો લાચાર છે. પણ ખુદા આપણો સોહેદ છે, અને તે માફ બાપના પવીત્ર આશરે એ દુખી અને લાચારીના દીવસો હવે જલદીજ વહી જશે. અને મારા બાપે ખાનગી ખરચના આપેલા પૈસામાંથી ૨૦૦ દેરમ હાલ મારાપાસ મોજુદ અને ફાલતુ છે, અને તારા આ બતંગ હાલમાં તે તારાજ છે. તું આનાકાંની ના કર, ખુશરો," ખુશરોને તેણીનું નાણું બાહાલ રાખવાને લગાર આંનાકાની ભર્યો ચેહરો કરતાં જોઇ તે સુંદર અબલાએ તુરત વધાર્યું, "જે તારૂં છે તે મારૂંજ છે, અને તેજ રીતે

મારૂં સઘલું તારૂંજ ગણાવું જોઇએ. ખુશરો, એક પાક મનથી અને પાક વચનથી આપણે આપણા પાક ખુદાની નજરમાં એક થઇ ચુકયાં છીએ તો મારી આજીજીભરી અરજ છે કે મારી તરફથી અવતાં નાંણાંને તું તારાં તરીકે વગર અચકાવે કબુલ રાખ, કેમકે તું ભુલી જા ના કે તેમ કરતાં તું તારૂં તેટલુંજ મારૂં સુખ સાચવી આપણાં સંકટોનો રસ્તો લાવવાનું કરે છે."

પરીચેહેરને ખુશરોએ શો જવાબ આપ્યો તે વાંચનારને જણાવવાની જરૂર છે? ઉપલી વજનદાર તકરારો સાંભલ્યા પછી તે નાણું કબુલ રાખવાને તેણે જે અગત જોઇ તે વીસ્તારથી સમજાવવી પડે એમ છે? તેણે એ નાણું કબુલ રાખવાની કબુલાત આપતાં જે લાયક બોલોમાં સુંદર પરીચેહેરનો પાડ માનયો તે અતરે ઉતારવાની કશી પણ અગત છે?

"એક ખાલેસ અને ખરા પાકીજેહ પ્યારથી એક થએલાં જોડાં વચ્ચે અપકાર ઉપકારના દુન્યાઇ અભીલાસો મુતલગ વસતા નથી," પરીચેહેરે હવે ધીરજ પામ્યા પછી આંસુઓ વચ્ચે અતી મીઠાસથી હસી ખુશરોને ઉપકાર માંનતો અટકાવી દીલાસો આપ્યો; "અને હવે આવતી કાલે તું બેધડક હાકેમ બેહેરામને ના પાડજે, અને ૨૪ કલાકમાં નાણું ભરવાની જામાસ્પને કબુલાત આપજે. તેમ કરતાં તે તને તારાં ઘરમાં નજરકેદ રાખે તો ખુશીથી રેહજે, અને કાલે સાંજ થતાં હું તે નાણું દાસી શોહેરોય મારફતે જરૂર કરી તારે ઘર મોકલી આપીશ, અને જો કાલે સાહજે શોહેરોય કાંઇ સબબે બાહેર નહીં નીકલી શકશે તો પરમદીને સહુવારે તો કાંઇ કામનું બાહનું કાઢી તે જરૂરજ બાહેર આવશે, અને પરમદીને ૧૦ વાગતે તારા ૨૪ કલાકો પુરા થશે તે આગમચતો જરૂરજ તને તે નાણું મળશે. તું તારા ઓરડમાં નજરકેદ હશે તો ચિંતા નહીં. લુકમાંનપર તને વિશ્વાસ છે? તેણી લુકમાંનને તે આપી જશે જે તને આવું પોહોંચાડશે."

ખુશરોએ પરીચેહેરનાં ના કેહેવા છતાં તેનો આ નવી ગોઠવણ માટે ઉપકાર માન્યો. તેને આ ગોઠવણ ઘણી પંસદ આવી. તેના બલાપા અને દુ:ખના દહાડા પરીચેહરની સુખ ભરી સદાની સંગતના સંતોશમાં હવે પુરા થવા આવ્યા હોય એવું તેને લાગ્યું, અને લુકમાંનપર તેને વિશ્વાસ હતો તેથી તેણે તેને નાણું લાવી આપવાની ગોઠવણ એકદમ મંજુર રાખી, જે પછી પરીચેહેરના પીતાને ઘર આવવાનો વખત થવા આવેલો હોવાથી ખુશરો અને પરોચેહેર પ્યારથી ભેટી ફરી એકવાર તુરતવેલા આશા ને ઉમંગભર્યાં દીલોએ છુટાં પડયાં.



## પ્રકરણ ૮ મું.

### લુકમાનનું કાવત્રું.

સિપાહગીરીની નોકરીમાં સામીલ થવાનો પોતે ફરવેલો વિચાર ખુશરોએ જામાસ્પને કે લુકમાંનને કોઇને પણ કહયો નહીં. બીજે દહાડે ઠડાવ પ્રમાણે તેણે સરદાર જામાસ્પ સાથ હાકેમ બેહેરાંમનાં ઘર તરફ ચાલુ મુકયું. આખે રસ્તે સરદાર જામાસ્પે પોતાની મતલબ સારવા તેને તરેહવાર ખુશામતથી ‘સાતમે આસમાને’ ચઢાવી મેલવામાં કશી બકાત રાખી નહીં, અને ખુશરોએ ખુલ્લું જોઇ લીધું કે જામાસ્પ એક ખરો મતલબીયો ઠગારો હતો. પણ એઓ જયારે રસ્તામાં છે ત્યારે હાકેમ બેહેરામ ને તેનાં કુટુંબની સાથે વાંચનારને લગાર પિછાંન કરાવી આપવા આપણે અતરે થોબીશું.

હાકેમ બેહેરાંમ એક ‘નાખપર માખ નહીં બેસવા દીએ’ એવો તુમાખદાર તવંગર છે. તેને વિષે અને તેનો બેસુમાર દોલતને વિષે અમોને પેહેલાંજ પ્રકરણમાં બોલવું થયું છે, અને વધારે એટલુંજ કેહેવું બસ થશે કે તે દરેક ગામડાંના ગરીબનો મુરબ્બી ગણાવા અને કેહવાવાનું માન મોંઢે ચઢી માંગવાની હલકાઇ બતાવવાને કદી શરમાતો નહીં, અને તેજ

રીતે ગામના ગરીબોને ગણવાને તેણે પોતાની ઓરત અને છોકરાંઓને સખત તાકીદ કરેલી હતી. પણ એ, તાકીદની પણ જરૂર ન હતી. 'બાપ તેવા બેટા' એ કેહેવત એ બાપના બેટા સ્યાવક્ષે દરેક રીતે ખરી કરી આપેલી આપણે સારી રવેશે જોઇ ચુકયાં છીએ, અને તે કાહેલી પણ તુંદ જવાંને જવાન ખુશરો તરફ બતાવેલી તુંદીની જાંણ પામવા પછી બેહેરાંમે કે તેની માતાએ તેને વારવા અથવા ઠપકો દેવાને બદલે ખુશરોને તેણે ત્યાંજ ફટકાવી નહીં કાઢયો તેના સામે, ઠપકો આપ્યો; પણ ખુશરો સિપાહગીરીની નોકરી માટે સમરવન છોડી જનાર છે એ વાતથી જેટલો પરીચેહરનો પીતા ગુશતાસ્પ ખુશી થતો હતો તેટલોજ બેહેરામ અને તેનું કુટુંબ પણ એ વાતથી ખુશ હતું, કેમકે વાંચનારને કેહેવુ પડવાનું નથી કે ખુશરોની ખુશામતથી વેગલી ચાલનો રખેને બીજા લોકો દાખલો પકડે, અને તેમને સઘલું નહીં છાજતું માન આપતાં બંધ પડે તેનો તેમને ડર લાગતો હતો!

પણ બેહેરાંમને ત્યાં આવી પોંહોંચવા પછી ખુશરોએ સિપાહગીરીમાં સાંમેલ થવાને બદલે જયારે નિકલી જવાની મુદત માંગી ત્યારે બેહેરામ અને અકસર કરીને પેલા જામાસ્પને જોકે જે ગુસ્સો અને ખીજવાટ પેદા થયો તે પારવનાનો હતો, તોપણ એ બેહેરાંમનું કે જામાસ્પનું કશું ચાલી શકયું નહીં. ખુશરોએ ખુલ્લા બોલોમાં ઘટતી અદબ અને જોઇતાં માનથી તેઓને થયેલી તજદી માટે માંફ માંગી, પણ તેના બદલામાં તેને ગાલોના ટોપલાની નવાજેશ વના બીજું કાંઇ મલ્યું નહીં. અંતે કાયદા પ્રમાણેની ૨૪ કલાકની મુદત ખુશરોને આપવામાં આવી. આ મુદત સુધી ખુંશરોને પોતાના ઓરડામાં કેદ રહેવું હતું, અને તેને ઘેર જઇ તેમ કરવું પડયું પણ તેને પરીચેહરે આપેલી કબુલાતમાં મજબુત આશા હતી. તે જામાસ્પની નીચ ગાલબોલ ખમી શકતો ન હતો, તો પણ તેણે જોયું કે તે તે પૈસા ભરી શકે ત્યાં સુધી તેના તાબામાં

છે એટલે તેને પોતાની ખફગી એક જબરી કોશેશથી તુરત વેલા વાર્યા વના ચાલ્યું નહીં.

જામાસ્પનાં ખુશરોને તેના ઓરડામાં નજર કેદ કરી બાહેર જવા પછી લુકમાન તેના ઓરડામાં આવ્યો. "દોસ્ત ખુશરો," તેણે આવતાંને વાર ઘણી મમતાનું ડોલ ઘાલી કહયું, "મને સમજ નથી પડતી કે પેલો સરદાર એટલો તીખો ને તમતમતો કેમ આવ્યો છે, અને તને હયાં કેદ સરખી હાલતે કેમ બેસાડી ગયો છે."

"દોસ્ત લુકમાન," ખુશરોએ વિશ્વાસથી કહયું, "આ ઠગારા લુચ્ચાનાં ભટાઇ ભરેલાં બોલવાપર મને પેહેલાંથીજ બેવિશ્વાસ હતો અને તે ખરો પડયો છે, તો હું ખુદાના હજારો હજાર સુગર કરૂં છું કે એ બુરાને બસ હું પડયો નહીં."

"પણ ત્યારે શું તેં હાકેમ બેહેરામને ત્યાંથી મુદત માંગી લીધી છે?" લુકમાને ખરેખરી અચરતીથી પુછયું.

"હા, અને તે મુદત મને મલી છે, પણ તે મુદત પુરી થતાં સુધીમાં મારે એને વીસ દરમ ભરવા જોઇએ," ખુશરોએ સમજાવ્યું.

"પણ તારા પાસે જો ખાવાની ખાખ નથી તો તું એ મોટી રકમ કયાંથી ભરશે?" લુકમાને કાંગલો થઇ ચિંતા બતાવી.

"મને એ વિષે જરાબી શક નથી, ને દોસ્ત તે માટે તનેંજ તજદી આપવાનું મેં ઠડાવ્યું છે," ખુશરોએ હસીને વધાર્યું. "આજે સાંહજે અથવા કાલે સહવારે મારે માટે તે નાણું કોઇ લઇ આવશે ને તારે તાબડતોબ તે લઇને મને પુગાડવાની મેહેરબાંની કરવી."

"તે વિષે તું બેફીકર રહે દોસ્ત," લુકમાંને સધ્યારો આપ્યો, "તેં મારાપર વિશ્વાસ મેલવા જેવું મને માંન આપ્યું છે તો હું તારૂં એ કામ આંખોથી બર લાવશ. તારે ખાતર કાલે દશ વાગા સુધીમાં હું ઘેરમાંથી બાહેરબી નહીં નીકલશ.

પણ તપાસજે હો દોસ્ત," લુકમાને ગંભીર દખાવ કરી કહયું, "જામાસ્પ મને પણ કોઇ મુજી નજરે પડે છે. તે છેડાયો છે-તેં તેને છેડયો છે માટે હવે જો ખુદા ન કરે ને નાણું તને નહીં મલ્યું તો તને તારી મરજી હો યા નહીં તોપણ સિપાહગીરીમાં સમરવન છોડી જવુંજ પડશે, ને ત્યારે એ લુચ્છો આ સઘલાંનો તું પર મનભાવતો ખાર લઇ શકશે."

"તે વિષે તુ કશીજ ચિંતા ના કર મારા રફીક," ખુશરોએ છુટકારાની ખાત્રીથી હસીને લુકમાનને ધીરજ આપી; "એ નાણું આવશે એ વિષે મને એક સેહેજબી અંદેશો નથી.

* * * * *

બીજે દહાડે સહવારના દશમાં માત્ર દશજ મિનિટ બાકી રહી. કેવી ભયકાર પલો! માત્ર દશજ મિનિટ બાકી, અને તોપણ હજી પેલું છુટકારનું નાણું મલે નહીં! એક પાંજરામાં ગાલેલાં જંગલી જનાવર પેરે ગરીબ ખુશરો પોતાના કંગાલ ઓરડામાં અતી ગભરાતથી ચોમેર દોડતો ફરતો હતો. તેને કશું સુજતું ન હતું. તેને સમજણજ ન પડતી હતી કે નાણું કેમ નહીં આવ્યું. જયારે સાંહજે નહીં આવ્યું ત્યારે તેણે જાણ્યું કે સહવારે આવશે, અને સહવારનાં પોહોરથી ગરીબ ખુશરો તે નાણું ઓય આવશે ને હમણાં આવશેની ઉમેદને વલગી રહયો, અને તોપણ જયારે ઢલાવદાર જમીન ઉપર પડેલા એક પાણીના રેલા પેઠે કલાકો સરી જવા લાગ્યા ત્યારે ખુશરોને પેદા થતાં દુઃખ અને ગભરાતનો સુમાર રહયો નહીં. દરેક અરધે કલાકે લુકમાન ઓરડામાં આવતો ને ખુશરો આશા ભરેલે હાલે તેના હાથગમ નજર નાંખતો, પણ તે ખાલી જોઇ તેની નાઉમેદી દર અરધે કલાકે વધીને બેવડી થતી. લુકમાન આવી આવીને ગરીબ ખુશરોને ગભરાવી જતો કે જામાસ્પ હેઠે દશ વાગવાની આતુરતાથી રાહ જોતો ખુશી ભરેલો ઉભેલો છે, અને ખુશરો પરીચેહરને મલ્યા વના જતા રેહવાનાં સંકટ અને તે પછી ખમવાના ભારે હાંદશાઓથી ધુજીને હાય મારી બેજાર થતો.

એમ કરતાં અંતે દશ વાગ્યા! આફતનો તે ઘંટ વાગી ચુકયો અને ખુશરોનું બદબખ્ત સહી થઇ ચુકયું.—એક બીજી પલ—અને ફતેહની મગરૂરીથી મલકાતો અને લાચાર હાલે શિકાર થઇ પડેલા ખુશરોપર જંગલી ખાર અને ખીજવાતભર્યો ધીક્કારના ડોલા કાઢતો સરદાર જામાસ્પ તેની સનમુખ આવી ઉભો!

## પ્રકરણ ૯ મું.

### જુદાઈ.

અમોએ કહયું જે આફતનો તે ઘંટ વાગી ચુકયો, અને કમનસીબ ખુશરોનું બદબખ્ત ત્યાં અને ત્યારેજ નક્કી થઇ ચુકયું. તેની સર્વોતમ ઉમેદ ભ્રષ્ટ થઇ. તેની સઘલી આસાઓ ઉંધી વલી ગઇ, અને જે છુટકારાની ખાત્રીભરી મગરૂરીમાં તે છેલ્લા ત્રણ ચાર કલાક આગમચ ખુશીથી હસતો હતો તે છુટકારાને બદલે ગજબનાક બંદીનાં દુઃખથી ફાટફાટ થતી છાતીએ તેણે જામાસ્પને પોતાની સામે આવી ઉભેલો જોયો. જામાસ્પની પછવાડે લુકમાન ઉભો હતો. તેનો ચેહરો ગમખાર દીસતો હતો. તે ખુશરોની દયા ખાતો હોય એવો દેખાતો હતો. તેણે ખુશરોને સમજાવ્યું કે 'તારે ખાતર હું મારા એટલા આગલથી ખસ્યો નહીં, ને સાંહજ સહવાર એક સરખી ખંતથી તપાસ રાખી કે નાણું આવી શકે તો તને દાડતો લાવી આપી તારા અધીરાં જીગરને ધીરજ આપું પણ તે નહીં આવવાથી હું નાચાર અને દુઃખી છું,' અને ભોલા ખુશરોએ તે ખરૂં માન્યું. તેણે મમતાથી તેનો હાથ ચાંપી પોતાનાં દુઃખ વચ્ચે પણ તેનો ઉપકાર માન્યો, અને હવે પોતાનાં નસીબને શરણ થઈ તે જામાસ્પ જોડે જવાને તૈયાર થયો. તેનું દુઃખ એવી કીસમનું હતું કે જે હવે નહીં મીટી શકે એવું જણાતાં એક ખુદાઇ શરણતામાં સમી જઇ શકે છે, અને જો કે તેની છાતીમાં દુઃખની આગના ભભુકા ઉઠતા હતા

તોપણ તેનો મોહોત જેવો ગમખાર ફીકકો ચેહરો બાહેરથી જે એક જખમાયલાં અને તદન તુટી ગયલાં દીલની પ્રગટ ગવાહી આપતો હતો તે વના તેના ચેહેરામાં કશું જનુન, જોસ કે ગભરાત જણાતો ન હતો; તે જીવતો છતાં મુએલો હોય તેવો નીશોશ સરખો જામાસ્પસે જવાની તૈયારીઓ કરતો હતો. તે હાલતો ચાલતો હતો. તે પોતે જાતે સઘલી પોતાની તૈયારીઓ કરતો હતો, અને તોપણ તે કામ કાંઇ તે પાકા વિચારથી કરતો હોય એવું કશું ન હતું. કાંઇક જાણે યાંત્રીક શક્તિથી તેના હાથો હાલચાલ કરતા હોય એવું સઘલુ હતું!

જામાસ્પની ફતેહ અને તે ફતેહથી પેદા થતી ગરૂરીનાં જોસથી તે બુરાએ ખુશરોને જે પોતાનો દાવ આવતાં નીચ વચનો ઓચર્યાં તે સઘલાં અતરે ઉતારવાને અમો રાજી નથી. ખુશરોએ તે સઘલાં શાંત મનથી સહયાં-બલકે વધારે ખરી રીતે બોલ્યે તો જામાસ્પનો તે પટપટારો તે સાંભલતોજ ન હતો. તેના કાન બેહેર મારી ગયા હતા. તેની આંખે અંધારાં ફરી વલ્યાં હતાં.

અંતે વખત થયો, અને ખુશરો જામાસ્પ સાથ ઘરમાંથી બાહેર પડયો. તેઓને પરીચેહરનાં ઘરને રસ્તે જવું હતું. ખુશરોએ ભાગેલાં દીલની એક દુઃખી રડતી નજર પરીચેહરનાં બારણાં તરફ નાંખી-અને તેજ પલે તે બારણું જોસથી ઉઘડયું, અને તેવાંજ જોસથી એક સુંદર અબલા ખુશરો સામે ધ્રુજતી ધશી આવી! તે પરીચેહર હતી. જામાસ્પની સંગતમાં તેને દુરથી આવતો તેણે પોતાનાં મકાનના એક ઝરૂખાપરથી જોયો હતો, અને તેથી ધાસ્તીભરી શંકાઓથી ધ્રુજતી તે ખુશરોને મલવાને દોડી આવી.

"ખુશરો, ખુશરો," તેણીએ વલી કગલીને ગભરાતમાં સવાલ કીધો, "હજી એમ કાંય? દશ વાગી જવે છતે હજી તું આ પુરૂશ સાથ કાંએ?"-અને તેણે જામાસ્પને બતાવ્યો.

"અફસોસ, પરીચેહેર," ખુશરોએ નીરાશીનાં દુઃખથી ભારે ગમખાર સાહદે કહયું, "તેં નાણું મોકલ્યું નહી,"

"ખુશરો," પરીચેહેરે દુઃખથી વીંધાઇ લગભગ ચીચ્યારી પાડી કહયું, "એ તું શું કહે છે? સાંહજે બન્યું નહીં માટે તુરત દાસી શેહેરોય પાસ સહવારના સકારે તે નાણું મેં પેલા લુકમાનપર—"

"ત્યારે હવે મને સઘલું સમજાણુ પડે છે," ખુશરોને એક વીજલીના ચમકારપેઠે સઘલી સચ્ચાઇ એક સપાટામાં ધ્યાંનમાં આવી જતાં તેણે ગુસ્સાની હાય મારી કહયું, "પેલો ચંડાલ લુકમાંન મારાસે દગો રમ્યો, પણ ખુદા—તે વાજબી અને ઇનસાફી પીતા તે પાપીને આ કાવત્રાં વચ્ચે જતો મુકશે નહીં."

"કેમ ખુશરો," હયાં જામાસ્પે નેણ કાઢી બુમ પાડી, "આ રસ્તા ઉપર એ શું ઢોંગ? હું તારે માટે કયાંવેર એમ અહીં ખોટી થઇ ઉભો રહું! આટલો વાર મેં અખાડા કીધા તે મારી મેહેરબાંનીપર તું અલાપ લે છે કે શું?"

જામાસ્પ જુઠું બોલતો હતો. તેણે પરીચેહેરને આટલો વારવેર ખુશરોસે વાત કરવા દીધી તેનું કારણ કશી મેહેરબાંની હતીજ નહીં. તે પરીચેહેરની પારવનાની ખુબસુરતીથી છક થઇ ગયો હતો તેથીજ તે પોતાની અચરતી વચ્ચે આટલી પલ ચુપ ઉભો હતો, પણ તે અચરતી દુર થતાં તેનો ખારીલો ખવાસ પાછો તેણે ધારણ કીધો, અને પોતાની ગફલતીને મેહેરબાંનીનું રૂપ આપવાની તેણે જુઠી બડાઇ લીધી.

"અફસોસ પરીચેહેર," પોતાની છાતીપર દસકાં ખાતી પડેલી તે સુંદરીને ખુશરો જેમ તેમ સધ્યારો આપી બોલ્યો, "આપણાં નસીબમાં જુદાંજ થવાનું લખ્યું છે તો તે મટનાર નથી. તું જા અને સુખી થજે. હું તારથી—"

પણ ખુશરો પોતાના દીલાસા પુરા કરવા પામ્યો નહીં; તેજ પલે પાસેનું એક બીજું બારણું ઉઘડયું, અને ગુશ્તાસ્પ દરવાજાપર આવ્યો. તેને જે ગુસ્સો ઉપજયો તે અતરે ફરીને વીસતારવાની જરૂર છે? કશીએ નહીં. ખુશરોને એક હલકો

વચન ઓચરી તે ગુસ્સાથી ઘેલા થયેલા બાપે ખુશરોની ગોદમાંથી એક ઝટકે પોતાની બેટીને ખેંચી કાઢી, અને તેને જબરીથી પોતાનાં ઘરમાં ઘસડી લઇ જઇ તેણે બારણું તુરત બંધ કરી દીધું.

વાંચનાર જાંણે છે કે આ સઘલો દેખાવ રસ્તા ઉપર થતો હતો, અને તેથી રસ્તા ઉપર ઘણુંક લોક જમાવ થયું હતું. તે ગરીબ પણ ભલા ગામડયાઓ ગરીબ ખુશરોની એક સરખી રીતે દયા ખાતા હતા. ખુશરોએ તેઓની રૂખસદ ચાહતાં હયાં દુ:ખી દીલે તેમને એક છેલ્લી સલાંમ કરી, અને ઉતાવલથી અધીરા પડેલા અને આકલા બનેલા જામાસ્પ સાથે તેણે પરીચેહેરનાં ઘર આગળથી હવે ચાલુ મુકયું. સમરવન ખાતે તે બજગીથી મોટો થયો હતો, અને તોપણ પોતાનાં વ્હાલાં વતન અને વતનીઓને—અને તેથી હજારો દરજજે વધુ—જેને તે પોતાના જીવ કરતાં અધીક એક ખાલેશ, ખરા, ખુદાઇ પ્યારથી ચાહતો હતો તેને–સુંદર પરીચેહેરને–તેના છેરાયલા બાપના જંગલી ગુસ્સા વચ્ચે છોડી તે સમરવનથી નિકલ્યો.



## પ્રકરણ ૧૦ મું.

### એક અણગમો પહેરોણો.

એ રીતે ખુશરોને સમરવન છોડી જવાને લગભગ એક માસ વહી ગયો, અને પરીચેહેરે હવે કાંઇ નહીં તો પોતાનાં વચનને ખાતર સબુરીથી આ જુદાઇ સેહેવાનો ઠડાવ કર્યો. ગમે એવાં દુ:ખ પછી અંતે મનનું સમાધાન થયા વિના રેહેતું નથી એવો તે કીરતારનો અતી ડાહપણભર્યો નીયમ છે, અને તેથી પરીચેહેરને ખુશરોની જુદાઇ જોકે પેહેલા થોડાક દીવસોપર ઘણી દુ:ખભરી લાગી, અને તેણે જોયું કે લુચ્ચા લુકમાંનનાં એક કાવત્રાંથી તેણીનું સુખ એક તડાકામાં હવામાં ઉડી જતાં બીજાં ચાર વરસના પાહાડ જેવા હફતા સુધી તે

પોતાના લોભી બાપની દયાનેજ આશરે છે, તોપણ એ સઘલાં સંકટ વચ્ચે પણ તે સુંદરીનાં મનનું જેમ તેમ અને પાછું સમાધાન થતું ગયું, અને તે પોતાનાં એક પાક વચન અને એક પાક ખુદાની મરજીમાં આશરો સોધી શાંત રેહેવા લાગી.

વળી ખુશરો પાસથી રસ્તામાંથી અતી ઘાટકીપણે પોતાની દીકરીને બીજી મરતબે ઘરમાં ઘસડી લઇ જવા પછી બુઢો ગુશ્તાસ્પ તેણીની ઉપર બેવડો જાપતો રાખવા લાગ્યો ખરો, પણ જેમ જેમ પરીચેહરનાં મનનું સમાધાન થતું ગયું તેમ તેમ તે તે જાપતો કમી કરતો ગયો, કેમકે હવે ખુશરોની ગેરહાજરીથી તેને બીહીવાનું અને પરીચેહરને બંદમાં રાખવાનું કશું કારણ જણાયું નહીં.

એ પ્રમાણે એક આખો માસ ગુજરી ગયો, અને સુંદર પરીચેહર છુટાપણાંથી હવે ફરવા હરવા લાગી. તેણી સાંજને છેડે તેજ મેહેરઆવર નદીને કાંઠે જતી કે જયાં હજારો દીલના જોસ્સાઓથી મનમાં ધસી આવતી દુઃખભરી યાદો છતાં ખુશરોની સંતાપભરી જુદાઇ વચ્ચે એક નજીવો પણ સુખભર્યો સધ્યારો સમાયો હતો. તેજ ઘટા–તેજ ઝાડ–તેજ નદી–તેજ બાંક વગેરે સઘળું તેજ તેણીના પાકીજેહ પ્યારની તે સુંદરીનાં મગજમાં યાદ તાજી ને તાજી રાખવામાં ગોયા એક મદદ થઇ પડતાં.

અને હવે—ઉપર કહેલો એ એક માસ ગુજરી જવા કેડે લોભી ગુશ્તાસ્પે વલી પોતાના લોભની જાલ પાથરી પોતાની નીરપરાધી બેટીને તે બુરા લોભના ભોગ તરીકે તેમાં ઉતારવાના કાવાદાવા ચલાવા માંડયા. તે પરીચેહર તરફ દનપરદન તેની મતલબ કાઢી લેવાની એકલપેટી મકસદથી વધારે માયાલુ થતો ગયો, અને પરીચેહર પોતે તેને જોકે સઘળું એક બુઝરગીને છાજતું માન આપતી હતી, તોપણ પોતાના બાપની આ આપસ્વાર્થી વાસના તરફ તેણીનાં દીલમાં અંદર

ખાંનેથી સ્વભાવીક પેદા થતા બલાપા અને ધીક્કારને પોતાનાં દીલમાં ગમે એવી કોશેશો કરવા છતાં દબાવી શકતી નહીં.

ગુશ્તાસ્પે આ એક મહીનાના અરસામાં પરીચેહેરને ખુશરો કે સ્યાવક્ષ વિશે કશુંજ કહયું હતું નહીં. તેણે મુતલગ એ વાત મજાલ છેડી હતી નહીં, કેમકે પરીચેહેર ખુશરોને ઘણે દરજજે વીસરી જાય તેની તે રાહ જોતો થોભતો હતો, અને તેજ અરસામાં વલી તે કાંઇ તાલ તલાવતથી સ્યાવક્ષને સીસામાં ઉતારવાની વેતરણમાં પણ હતો. તે જાંણતો હતો કે હાકેમ બેહેરાંમ પોતાના બેટાને તેની (ગુશ્તાસ્પની) બેટી જોડે પરણાવાને કદી રાજી થાય નહીં, કેમકે બેહેરાંમ અને ગુશ્તાસ્પ વચ્ચે દરજજા સંબંધી મોટો અંતર રહયો, અને તેથી ગુશ્તાસ્પની મનચ્છા તે પોર્યાસે છુપાછુપ પરીચેહેરના હાથ જોડી નાંખવાની હતી કે પછી એ નેકાની વાતની જાંણ થતાં બેહેરાંમને પોતાની મરજી હો યા ના હો પણ ખામોશ રહયા વિના ચાલેજ નહીં.

આ લુચ્ચાઇ ભરેલો વીચાર કરતાં ગુશ્તાસ્પ પોતે પોતાનો હાલ કેટલો વિસારે છે તે વાંચનારે જોવાનું છે. એક લોભી મનુષ લોભના અંધાપામાં—પોતાનું સારૂં કરવા જતાં બીજા કેટલાંનું માંઠું થાય છે તેની ગણત્રી કરવા અથવા કેટલું માઠું થાય છે તેનો આંકડો મુકવા કદી થોભતો નથી; ખુશરો જોડે પરીચેહેર કદી પાક પ્યારથી નેકાથી એક થઇ એ બુઠાના અશીશ પામવા મીનતજારીભર્યો હાલે આવી તેના પગપર માંથુ મેલને તો એજ ગુશ્તાસ્પ તે બેટીને ઠોકડે મારતે એમ માનવાને આપણે તેની ચાલનો આટલો બધો અભ્યાસ કરી રેહેવા કેડે આજે જરાએ અચકાશું નહીં, અને તોપણ જોવાનું છે કે તેજ ગુશ્તાસ્પ તેવાજ પ્રકારે ચોરી છુપાઇના નેકાથી એક બીજા બાપના બેટાને પરણાવી તે બાપની માંફી મેલવવા અને મેલવાવાનાં ફાંફાં મારે છે!

ગુશ્તાસ્પ સ્યાવક્ષને સોધતો ફરતો હતો. તે તેના બાપનો

કારભારી હોવે તેનાં મકાંનમાં તો તેને રોજ મલતો, તોપણ કેઠે બાહેર તે સ્યાવક્ષસે એકાંતમાં મેલાપ કરવાને ઘણીજ આતુરતાથી તક અને ટાંકણું સોધતો,—અને અતે તે ફાવ્યો. એક રોજે સાંહુજે તે પોતાનાં મકાંનમાંથી બાહેર જવા હેઠે ઉતરતો હતો તેટલાં સ્યાવક્ષને તેણે પોતાનાંજ ઘર આગલથી પાંઉપેઆદો પસાર થતાં જોયો. આ તો જેવી જોઇએ તેવીજ તક, તો ગુશ્તાસ્પ તે જવા કેમ દીએ! તેણે આગલ જઇ સ્યાવક્ષને નમીને બાઆબરૂ સલામ કરી, અને જાંણે એક ફરજ બજાવતો હોય તે ઢપે તેણે તેને તેનાં 'ગરીબ ઘરમાં આવી માન આપવા' ઓજરબાહીથી અરજ કરી. સ્યાવક્ષ કુલાણજી હતો, અને તે ગુશ્તાસ્પની આ કુરતાજથી કુલી ગયો. તેણે ગુશ્તાસ્પસે તાંણમાં ને તોરમાંજ વાત કરવા માંડી, અને તે ગુશ્તાસ્પનાં ઇજાણના જવાબમાં ના કહેવા જતો હતો તેટલાં તેને પરીચેહેર યાદ આવી. સ્યાવક્ષને સારી રવેશ રોશણ હતું કે ગુશ્તાસ્પની એક માહાતાબચેહેર બેટી છે, અને તેથી તે ના કેહવા જતો હતો તે અચકી જઇને પરીચેહેરને ખાતર ગુસ્તાસ્પ સાથ તેનાં ઘરમાં જવા તૈયાર થયો, અને ગુશ્તાસ્પ ઘણી ખુશીથી તેને પોતાના ઘરમાં લઇ ગયો.

પરીચેહેર ઘરમાંજ હતી. આજ તેણીના જીવને લગાર અસુખ હોવાથી તેણી બાહેર નિકળી નથી, અને તેથી તેણી પોતાના બાપવાલા ઓરડામાં પોતાના આતુર વિચારો સાથે એકલી ખ્યાલ કરતી બેઠેલી હતી તેટલાં ગુશ્તાસ્પ અને સ્યાવક્ષનું ઓરડામાં આવવું થયું. પરીચેહેર તેમને જોતાંજ ચોંકી ઉઠી. તે ચતુર અબલા તુરત ચેતી ગઇ કે સ્યાવક્ષ કોઇ દહાડો નહીં ને આજે તેણીના ઘરમાં આવ્યો ને તેબી વળી તેણીના બાપની સાથેજ આવ્યો તે સઘલું કાંઇ અકસ્માત મેલાપે થયું નથી, પણ તેણીના બાપે જાંણી બુજીને આ મેલાપ ઉભો કીધો છે, અને તેથી તે લગાર ગુસ્સાબેર ઉઠી જવા કરતી હતી, પણ સ્યાવક્ષે તેણીને થોબાવી.

"બાનુ," તેણે કહ્યું, "મારા આવવાથી જો હું તમને કાંઈ અડચણ કરતો હોઉં તો હું ખુશી સાથે તુરત રજા ચાહુવશ."

"અરે નારે સાહેબ, અડચણ શાંની ?" ગુશ્તાસ્પ પરીચેહરને જવાબ આપવાનો વખત નહીં મલે તેમ ઉતાવલથી વચ્ચે પુરાયો, "તમારાં અતરે પધારવાથી અમો બંને મગરૂર છીએ. દીકરી પરીચેહર"—તે હવાં પરીચેહર તરફ ફરી મોટે સાદ્દે બોલ્યો, "તું હયાંજ બેસ, અને બે ઘડી આપણા મુરબ્બીના આ બખ્તાવર સાહેબજાદા જોડે ગુફતેગો કર, તેટલાં હું લગાર મારા ઓરડામાં કામે જઈ આઉછું."

## પ્રકરણ ૧૧ મું.

### પૈસાની પીડા.

પરીચેહરને હવાં લાજવાબ અને લાઇલાજ થઇ તેજ ઓરડામાં બેસ્યા વના ચાલ્યું નહીં. તેનો બાપ તેણીનો જવાબ સાંભલ્યા વિના ઉતાવલમાં ઓરડામાંથી ઉપલું બોલીને જતો રહયો તેની સાથે તેણીએ જોયું કે તેણે પોતે પણ સ્યાવક્ષને એકલો મુકી ત્યાંથી જતી રહેવાથી તેના બાપને વગર અગતે વધતો ગુસ્સો ચઢાવાનું થશે, અને તે ઉપરાંત સ્યાવક્ષના બાબમાં તે એક સભ્યતાના કાનુનથી મુતલગ ઉલટુ કામ થશે. એ સઘલા ખ્યાલો કરી તેણી જે ખુરશી પરથી ઉઠી હતી ત્યાંજ પાછી બેઠી, અને સ્યાવક્ષે તેની સામેની એક ખુરશીપર જગ્યા લીધી.

સ્યાવક્ષ પરીચેહરના પરી સરખા ચેહેરાથી છક થઇ ગયો. તેણે બેઅદબ નજરે તે અબલાના ચેહેરા સમ જોયા કીધું, અને જયાંવેર શરમ અને ગુસ્સાથી લાલચોલ થયેલા ચેહરાએ તે સાફ સુંદરીએ નીચે જોયું નહીં ત્યાંવેર આ બેવકુફ પોર્યો પોતાની ભુલ જોઇ શકયો નહીં, અને એકવાર તે ભુલ જોયા પછી પણ તે પોતાની બેઅદબી માટે મુતલગ શરમાતો જણાયો નહીં.

એ પછી સ્યાવક્ષે વાત કાઢી. પ્રથમતો તેણે ગામ ગપાટા ચલાવ્યા, અને પછી તે પરીચેહેરની ખુબસુરતીની જાબજા તારીફ પર ઉતરી પડચો. પરીચેહરે પ્રગટ ધીક્કારમાં અને ખોલ્લા શબ્દોમાં તેને બતાવી અને કહી આપ્યું કે તેણી ખુસાંમતને અને લુચ્છા ખુસામતીયાઓને એક સરખી રીતે ધીક્કારે છે, અને જોકે પરીચેહેરના ખરેખરો ચટકો લાગો એવા સઘલા હાજર જવાબો અને ખોલ્લા તુચ્છકારોથી આ પૈસાનાં જોરથી ચેડા ઘેલા બનેલા છોકરાને વારેવારે ઘણી ચીહીડ ચહડી આવતી, તોપણ તે જેમ તેમ ગુસ્સો સમાવી નફટાઇભરી રીતે પરીચેહેરના હોસાંનની તારીફ કરવાની જારીજ રાખતો–તે એટલે સુધી કે અંતે પરીચેહેર ભારે ગુસ્સાથી ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં જવા તૈયાર થઈ. સ્યાવક્ષે હવે તેણીના ગુસ્સાથી ગભરાઇ માંફ માંગી તેને હાથ પકડી રોકવા માંગી, પણ પરીચેહરે જબરા તીરસકારથી હાથ છટકાવી ઓરડાની બાહેર નિકલી જવા ચાહયું–અને તેજ પલે ગુશ્તાસ્પ વલી ઓરડામાં આવ્યો.

"શું છે પરીચેહેર?" તેણે અંદર આવતાંને વાર અજાંણપણાંનું ડોલ ઘાલી પુછયું,–કેમકે વાંચનારને સમજાવવું પડવાનું નથી કે પૈસાની આગમાં પોતાની નિષ્કલંક બેટીની હોરમતની દાઝ હૈડે નહીં ધરાવી શકનાર આ બેવકુફ બાપે સ્યાવક્ષ અને પરીચેહર વચ્ચે થએલી સઘલી બોલાચાલી બાહેર છુંપેચો ઉભો રહી અવલથી આખેર સુધી સમજી લીધી હતી.

"ફરીથી આ સ્યાવક્ષને આપણાં ઘરમાં લાવશો," પરીચેહેરે સ્યાવક્ષની બેહયાઇથી ખુબ ઉસ્કેરાઇ આવી ઘણાજ ગુસ્સાથી તેના તરફ નેણ ચઢાવી પોતાના પીતાના ક્રોધની પણ દરકાર કર્યાવના આંખોમાં આંસુ લાવી કહયું, "તો હું કહુંછું કે હું તમારાં ફરમાનને એક ઘડીભર માન આપનાર નથી. એવા બેમરવતોનાં બેહયાઇ ભરયાં બોલવા ઉપર ધ્યાંન આપવા કાજે હું કદી તમારા હોકમ મુજબ બેસી શકીશ

નહી."–અને તેણી બીજી પલે ઘણા ગુસ્સામાં ઓરડો છોડી ચાલી ગઇ.

ગુશ્તાસ્પને પોતાની બેટીની આ તેને મન પાર વગરની નફટઇ અને નાતાબેદારીભરી ચાલથી જે ક્રોધ પેદા થયો તે ગમે એવો હદ વનાનો હતો તોપણ સ્યાવક્ષ રખેને ગુસ્સામાં ઘર છોડીને ચાલી જાય ને તે રીતે તેણે વરસોથી તૈયાર કરી રાખેલી એક તેની મોટી મુરાદ છેક પાકવા આવી ત્યારેજ રખેને નાશ પામે એ ધાસ્તીએ તે માહાભારત ક્રોધપર પણ તેણે તુરત સરદારી મેલવી, અને તેથી તે દાંત પીસી પોતાની બેટી તરફની ખફગી સમાવી દઇ જાંણે કાંઇ બન્યુંજ ના હોય તેમ ખડખડ હસી પડયો.

"હા–હા–હા–હા," તે બોલ્યો, "છોકરી નાદાન તે નાદાન! શેઠ," તે સ્યાવક્ષને ખુશ મિજાજે નમીને બોલ્યો, "માંફ કરજો હો! મારી બેટીની ચાલથી હું ખચીત શરમીંદો છું."

સ્સાવક્ષ પરીચેહેરના એક શેહનશાહુ બાનુંને છાજતા તોરભર્યા ગુસ્સાના ઠઠેરાથીજ ઠઠરીને દંગ થઇ ગયો હતો. પરીચેહેર પોતાના પીતાનો ઓરડો છોડી જતી વેલા ભવાં ચઢાવી જે ઠાઠમાઠથી બોલી ગઇ તે વખતના તેણીની નરમ ચશમોના ડોલાના ડાબ તલેજ આ હીચકારો પોરીઓ ગોયા દલાઇ ગયો. તે જે ફાટું ફાટું બોલતો હતો અને પૈસાની ગરૂરીની ગરમીમાં ગેરકાયદે છુટથી જબાં ચલાવતો હતો તે માટે તેનું દીલ જાંણતું હતું કે તે પોતાની સત્તાનો અને તેણીના બાપ જોડેના વગનો એક હીચકારો ઉપયોગ કરે છે, અને તેમ છતાં તે વગ અને સત્તામાં વિશ્વાસ લાવી તેણે તે સુંદરીને જયારે હલકાં વચનો બોલી સંભલાવ્યાં ત્યારે તેને કશી વકી ના હતી કે પોતાના નોકર સરખાની તે બેટી એવી પાક સ્વતંત્રતા બતાવશે,–અને તેથીજ તે પરીચેહેરના ગુસ્સાથી દંગ થઇ દબી ગયો. તેને બીજી ધાસ્તી એ હતી કે રખેને પરીચે-

હેરની પેઠે તેણીનો બાપ નિકલી આવ્યો તે પણ તેના ઉપર ચીરડાઇ જાય, અને તેને પોતાની બેટીને અપમાન કરવા કાજે લાત મારીને પોતાનાં ઘરમાંથી હાંકી કાઢે, અને તેથી જયારે ગુશ્તાસ્પે તેની ધાસ્તીથી બીલકુલ ઉલટીજ રવેશે વાત હસવામાં કાઢી નાંખવાં માંડી અને તેના પાસે માંફ મંગાવાને બદલે ઘણી ઓજરખાહીથી પોતાની દીકરીનોજ સાંમો વાંક કાઢી પોતે માંફ માંગવા લાગ્યો ત્યારે તેને ખરેખરી ધીરજ પેદા થઇ, અને ત્યારેજ તેણે એક છુટકારાનો દમ ખેંચ્યો.

"મેં કાંઇ તારી બેટીને અપમાન કીધું નથી, ગુશ્તાસ્પ," આ લુચ્છો પોરીઓ તુરત પોતાનો બચાવ કરવા પડયો.

"બેશક સાહેબ, હું તે સારી રવેશે સમજું છું," ગુશ્તાસ્પે માનથી બોલી સ્યાવક્ષને સુલીએ ચઢાવાની વાત જારી રાખી; "એ મારી છોકરી લગાર ઉછાછલા ખવાસની છે, અને તેથી તમોએ એને નહીં પણ સામું એણે તમને અપમાન કીધું છે એમ હું ખાત્રીથી માનું છું. માંફ કરજે હો શેઠ, મારી બેટી તરફથી તેણીની બેઅદબીની હું માંફ માંગું છું."

"અરે કાંઇ નહીં રે ગુશ્તાસ્પ, માંફ શાંની માંગે છે?" સ્યાવક્ષે છાપરે ચઢી હવે લાયકી બતાવાના ઢોંગ કરવા માંડયા; "પણ ગુશ્તાસ્પ ખચ્ચીત તારી પરીચેહેર પરીચેહેરજ છે હો!"

"મારી બેટીનાં સ્વરૂપને માટે તો હું મગરૂર છું, મ્હારા શેઠ," ગુશ્તાસ્પે ગંભીર બની જવાબ આપ્યો, "અને હું હીંમતથી કહુછું કે એ સૌથી મોટામાં મોટાં ખાનદાંનમાં નેકાથી જવાને રૂપ તેમજ ગુણોએ એક સરખી લાયક છે."

"હુંબી તેજ કયારનો વિચાર કરૂં છું," સ્યાવક્ષે શીશામાં ઉતરવાનું જારી રાખ્યું, "કે તું ગરીબ માણસ છે ને અમારો નોકર છે એ ખરૂં, પણ તેથી તારી બેટી આવી ખુબસુરત છતાં કોઇ ઉમરાવ સરખાસે નહીં પરણે એતો ગેરઇનસાફ છે."

"તમારા વિચારોને મારા વિચારો આબાદ એક મલતાછે,

મારા શેઠ," ગુશ્તાસ્પે પોતાની થતી જતી ફતેહથી મુછમાં હસી કહયું, "મારી બેટીની આટલી બધી તારીફ કરી તમો આજે મને હેસાંનથી અધમુઓ બનાવોછો તો તમારી લાયકીમાં વિશ્વાસ લાવી હું તમારીથી કશું છુપાવાને રાજી નથી, ને એકદમ કેહેવાની રજા લેઉંછું કે મારી બેટીના હાથ માટે હું તમો જેવા એકાદ ખાનદાની જવાંનની સોહોધમાંજ છું."

"ખરેખર?" સ્યાવક્ષે ખુશાલ થઇ કહયું—પણ હયાં તે અચકી ગયો. પરીચેહેરનો હાથ પામવાની તેને ઉલટ તો ઘણી થઇ, પણ પોતે ઉંચા કુલનો છે ને તેથી આ તેના નોકર સરખાની બેટીના હાથની ઉમેદવારી બતાવ્યાથી ગુશ્તાસ્પ તેની ઠેકડી કરશે અથવા ચીરડાઇ જશે-તેનાં મા બાપ જોડે ફીસાદ થશે વગેરે વિચારોએ ડર ખાઇ જઇ તે ચુપ રહયો.

ગુશ્તાસ્પ તેનાં મનમાં શું શું થતું હતું તે સઘલુ પ્રગટ સમજી શકતો હતો. તેણે જોયું કે સ્યાવક્ષને મોંઢેજ એ માંગણી પેહેલી કરાવામાં સલામતી અને શોભા છે, અને તેથી આ વેલા સ્યાવક્ષનું માત્ર ધચુપચુ મન જોઇનેજ તે ખુશ થયો, કેમકે તે જાંણતો હતો કે સ્યાવક્ષ બીજી મરતબે મલતાં અને પરીચેહેર સંબંધી વાત નીકલતાં પોતાની ઉમેદવારી જાહેર કરવાને આજના જેટલો ડરશે અથવા શરમાશે નહી.

"નામવર સ્યાવક્ષ," ગુશ્તાસ્પે જાંણે સ્યાવક્ષનાં મનમાં શું છે તે કશું સમજયોજ ના હોય તેમ વલી ચુપકીદી તોડી, "તમારાં મુબારક કદમ મુજ ગરીબની ઝુપડી તરફ હર રોજ લાવવાથી મને ઘણી ખુશી ઉપજશે."

"તો તો હું રોજ આવશ, ગુશ્તાસ્પ," સ્યાવક્ષે આ આવકારથી મલકાઇ છલકાઇને કહયું, "મારાં આવવાથી તું પોતાને માન મલેલું સમજે છે તો તો મારે રોજ આવવુજ જોઇયે."

"ભલે આવો, ભલે આવો શેઠ," ગુશ્તાસ્પે પ્યારથી આવકાર દીધો, "મકાન તમારૂંજ સમજો ને ભલે આવો. પણ દોસ્ત સ્યાવક્ષ"—હયાં ગુશ્તાસ્પ હવે સ્યાવક્ષને 'શેઠ'

કેહેતાં કેહેતાં 'દોસ્ત' કેહેવા લાગો, કેમકે તે તેને જમાઇ બનાંવી તેના દરજજા બરાબર થવાની ઉમેદમાં હતો અને તેથી જાંણે તે દરજજાપર પોંહોંચવાનો રસ્તો રફ્તે રફ્તે મોકલો કર્યા જવાની તેને ઉલટ થતી હતી—"દોસ્ત સ્યાવક્ષ" તેણે કહયું,—"પણ માંફ કરજો હો, આજની તમારી મારી અને મારી પરીચેહેર બેટી તરફની દીલસોજીથી હું એટલો હેશાંનમંદ છું કે તમો શેઠને હવે દોસ્તના મમતાલું એલકાબથી બોલાવાને પણ હું અચકાતો નથી—હું એમ પુછું કે અગર તમારૂં હયાં આવવું તમારાં માબાપને ખબર પડશે તો તેઓ તમને મના કરશે વારૂં?"

"હટ," સ્યાવક્ષે તુચ્છકાર બતાવ્યો, "તેમની મનાઇની હયાં દરકારજ કોણ રાખેછે જે? પણ બનશે ત્યાં વેર તો આપણે હરૂસેથી આવશું, ને પછીની વાત પછી."

"આબાદ મારો વિચાર! આબાદ મારો વિચાર!" ગુશ્તાસ્પે ચઢાવી આપ્યો, "જાંણે તમારા ને મારા વિચારોમાં જુદાઇ જેવું તો કાંઇ છેજ નહીં. હું પણ હવાણાં એજ સલ્લાહા તમોને આપવા જતો હતો."

"પણ વારૂં ગુશ્તાસ્પ,"—સ્યાવક્ષે કાંઇ એકાએક યાદ આવી ગયું હોય તેમ કહ્યું, "આ તારી દીકરી પરીચેહેરને પેલા એબ લગામણા ખુશરો સાથે કાંઇ વ્યવ્હાર હતો?"

"છટ, છટ, એ શું વલી ગામગપાટો?" ગુશ્તાસ્પે ગભરાઇને બુમખ સ્યાવક્ષનાં મનનું તુરત સમાધાન કરી લેવાને ઉતાવલ કરી—કેમકે તે બીહીધો કે ખુશરો જોડે પરીચેહેર પ્યારમાં હતી એ વાતની જાંણ થવે કદાચ પરીચેહેરને તે પરણવામાં ઘણી વધારે હલકાઇ સમજશે, ને તે રીતે કદાચ "ના-ફાં" કરશે-"છટ, છટ મારા શેઠ, એ શું વાત?"

"એમ કેમ?" સ્યાવક્ષે અચરતી બતાવી, "મેં પક્કે પાયે સાંભલ્યું કે પરીચેહેરે તે નાપેકાર અતરેથી પોતાનું નેહેસ્ત કદમ નાબુદ કરી ગયો ત્યારે તારાં ઘર આગલ એક મોટો ફીટનો ઉભો કીધો?"

"અરે હં: હઃ યાદ આવી," ગુશ્તાસ્પે જાણે એકદમ યાદ આવ્યું હોય તેમ કહ્યું, "તે કાંઇ પરીચેહેર નહીં, તે તો તેની દાસી શેહેરોય. તે દુકતી તે પોર્યા સાથે કાંઇ પ્યારમાં હશે તે જરાલગાર મારા બારણાં પર ગરબડ કીધી, બાકી મારી પરીચેહેર તો તેના જેવા બેમરવતો તરફ કદી ઝાંખીને જુએબી નહીં. ખાત્રીથી માનજો શેઠ"–અને હ્યાં આ ફરેબી બુઢો ગંભીર થઇ ગયો, "કે મારી પરીચેહેર એવા રખડતા બુરજીગરના હાથ માટે પેદા થઇજ નથી. તેણીનું હોશાંન એવું છે કે તે ગરીબની એક કંગાલ ઝુપડી કરતાં એક હાકેમના મેહેલમાં વધતી અને ખરેખરી શોભા આપશે."

"હું તારાં મતને બીલકુલ મલતો છું," સ્યાવક્ષે ખરાં જીગરથી કહ્યું–અને હ્યાં વાંચનારને કેટલીક વગર અગતની વાતો કરી—કે જેમાં ખુશરોની વાત નીકલવે ખુશરોને માટે આ બંને લુચ્છાઓ તહરેવાર હલકાં વચનો ઓચરી તથા આ-પસ આપસમાં તે ભલા જવાનની ઘણીક ઠેકડી કરી–તેઓ છુટા પડયા, જયારે અમારે જણાવવાને ભુલવું જોઇતું નથી કે ગુશ્તાસ્પે તેનાં ઘરમાં રોજ આવવાને છુટા પડવા પેહેલાં સ્યાવક્ષ પાસ ફરી ફરીને હાથો ચોકાવી વચન લીધું–અને જો ખરેખરૂં કહીએ તો તે વચન નામનુંજ હતું, કેમકે તે મત-લબીચો બુઢો સારી રવેસે સમજતો હતો કે પરીચેહેરની ખુબ સુરતીએ આ છાલકા મગજના છોકરાપર એવી મજબુત અસર બેસાડી દીધી હતી કે તે વગર તેડેબી આવવાને આંચકો ખાનાર નથી.



## પ્રકરણ ૧૨મું.

### ખુશરોની છાવણી.

હવે આપણે હ્યાં લગાર થોભી જુદાઇથી જખમાયલાં દીલે સમરવન છોડી ગએલા ખુશરોની કાંઇક ખબર લઇએ.

ખુશરોની છાવણી મુલ્કેહાવરાન ખાતે હતી. તે એક ન્હાની લશ્કરી તુકડીમાં હતો, અને તેની સરદારી ઉપર ચઢતી ઉતરતી પંકતીના કેટલાક સરદારો હતા, પણ તે સઘલાઓ સાથે આપણને આપણી વારતાના સફાઓપર કામ લેવું નથી માટે અગતનો દેખાવ કરનાર તેઓમાં જે બે ત્રણ હતા તેઓનીજ વાચનારને અમો ઓલખ આપવાને અતરે થોભીશું.

ખુશરોના વડા સરદારનું નામ મીનાચેહેર હતું, જે એક કદાવર, આંગે ભરેલો, આસરે ૩૦ થી ૩૫ સુધીની પાકી ઉમરનો જવાંન હતો. તે તુમાખદાર હતો અને ગરીબડા સિપાઇઓ પર પોતાના અમલના દસ્ત હેઠલ બીજા નાધલા આપ મતલબીયા સરદારો તરફથી ગુજારવામાં આવતા જુલમોપર જાંણી બુજીને ભારે આંખવીચામણાં કરતો હતો. તેના અમલ હેઠલ લશ્કરમાં સઘલો અંધેર કારોબાર ચાલતો હતો, કેમકે પાયતખ્ત નીગરઆબાદના શાહાની બેદરકારીનાં પરીણામ તરીકે તેનાં બીજાં સંસ્થાંનો માહેલા અધીકારીઓ મન ફાવતો જુલમાંત લોકોપર કરી શકતા હતા.

એક બીજો સરદાર જામાસ્પ હતો. અને તેને માટે વાંચનાર સઘલું જાંણી ચુક્યાં છે એટલે તેનો દેખાવ અથવા તેની વર્તણુક વિશે કાંઇબી બોલવા નવેસરથી અતરે થોભવાની કાંઇ જરૂર પડે એમ નથી.

હાલ તુરત આ ટુકડીમાં જે સરદારો છે તેમાં જામાસ્પ અને મીનાહેચેરનેજ ઓલખાવીને આપણે આગલ ચાલશું—કેમકે એક ત્રીજો સરદાર જેનીસે આપણને વારતામાં આગલ કામ લેવું છે તેને ઓલખાવાને એક હજી વધારે લાયક તક નીચે આવશે.

ખુશરોને પોતાની છાવણીમાં કશો આરામ અથવા કશું સુખ હતું નહીં. સુખ અને આરામ હતે તોપણ તેનાં બેજારી પામેલાં મન ઉપર તેઓ સાહેબી ભોગવી શકતે નહી, તોબી એ સુખ અને આરામની ગેરહાજરીમાં ખુશરો એટલું

તો જોઇ અને જાંણી શકયો કે ત્યાંની કંગાલીયતથી તેની અસલ કંગાલીયતમાં ઓર વધારો થયો હતો, અને તેમાં જામાસ્પે મીઠું મરચું ભભરાવીને તેને સમરવન ખાતે ખુશરોએ આપેલી મેહનતના ખારમાં બીજા સરદારો આગલ તેની નાલેસી કરી જે કાન ભર્યા તેથી ખુશરો વધતો હાડમાર થવા લાગ્યો. તે ગમગીન, ચુપ અને દુઃખી હાલે ફરતો તે જોઇ સઘલા સિપાઇઓ તેની ઠેકડી કરતા, અને સઘલા સરદારો તેને મગરૂબ સમજી તેનો તુચ્છાકાર કરતા. ખુશરો પોતે, બોજા હાથપર, જેમ બનતું તેમ નમનતાઇથી સૌનો ચાહા ખેંચવાની કોશેશ કરતો, પણ જામાસ્પ પોતાના વગે છુતી જતો અને સૌને હુલકાવી તેની સાંએ અસંતોષ પેદા કરી શકતો.

એવી રીતે ખરા બલાપા અને ખરાં દુઃખના ઘણાક દહાડા ગયા, અને ખુશરો એક દીવસ પોતાની છાવણીવાલા ઓરડામાં એક નાંકે ઉભેલો હતો તેટલાં જામાસ્પનું તે રસ્તે જવું થયું. જામાસ્પ ખુશરોને એકલો જોઇ થોભ્યો, અને કાંઇક છીટું લેવાની તક જોવા માંડી, પણ ખુશરો એવી પુરે-પુરી પોતાની ફરજ બજાવતો કે જામાસ્પ અને તેના લુચ્ચા મદદનીસોની મોટી ઉમેદ છતાં ખુશરોપર ખાર કાઢવાનું તેઓને એકે વાજબી કારણ મલતું નહીં, અને તેથી તેઓ નહીં કારણનાં કારણો ઉભાં કરી તેને સતાવતા: તેજ રીતે હવણાં છીટું લેવાને જામાસ્પને કારણ જોઇતું હતું, પણ તુરત વેલા કાંઇ નહીં મલી આવવે તેણે ખુશરોને બીજી રીતે સતાવવામાં નીચ મોજ લીધી.

"કેમ સાહેબ," તે ભારે ટકોર ને અનકાથી બોલ્યો, "સિપાહગીરોનાં સુખ વીશે કાંઇ વિચાર?"—અને હયાં ખુશરો ચીરડાઇને શું કેહછે તે સાંભલવા અને તે ઉપરથી છીટું લેવા તે ખામખા થોભ્યો, પણ ખુશરોએ તેને કાંઇ જવાબ દીધો નહીં. તેણે તેનું બોલવું સાંભલ્યુંજ નહી હોય અથવા તેને જોયોજ ના હોય તેમ એક થાંભલાને અઢેલી પોતાના

જોડ હાથની અદબ વાલી તે શાંત ગમગીનીમાં ચુપ ઉભો હતો ત્યાં ઉભોજ રહયો. આથી તો જામાસ્પનું વધતું પાકી આવ્યું. "કેમ?" તેણે ગુસ્સાથી ભવાં ચઢાવી કહયું, "જવાબ નથી દેતો? હું મારા ઓધ્ધાની રૂહે હોકમ કરૂંછું કે મને જવાબ આપ."

અને હવે ખુશરોએ જવાબ આપ્યો. તેણે ધીમા ઠંડા, બેદરકાર સાહદે ટુકમાંજ જણાવ્યું કે લશકરી નોકરીમાં સુખ મેલવવાના તેણે ખ્યાલ કદી લાંબો વખતવેર કીધા હતાજ નહીં, ને કીધા હોય તો તેમાં તેણે પોતાને સારી રીતે ઠગાયલો જોયો છે. જામાસ્પને આ જવાબથી જબરી ટાઢક વલી. તે ખડખડ હસ્યો, અને ખુશરો સુખ મેલવવાની પોતાની મુરાદમાં નાસીપાસ થયો તે ઉપર પોતાનો હીચકારો સંતોશ જાહેર કીધો. "હા! હા! હા!" તેણે ખડખડ હસીને કહયું, "એજ જવાબ મેં ધાર્યો હતો, અને તે મેલવતાં મને ખરેખરી મજા પડે છે. કંગાલ પુરૂશ," તે હવે વલી ખીજવાતના દોલા કાઢી બોલ્યો—'તારી ને મારી વચ્ચે સમરવન ખાતે જે જે બન્યું છે તે હું કદી વીસરનાર નથી. કેવી દોરાદોરથી જયારે દશમાં માત્ર પાંચ મીનીટ કમ હતી ત્યારે તેં નાણું કેઠેથીબી મેલવવાની ધરપકડ કરી હતી તે મને બરાબર યાદ છે. હાકેમ બેહેરાંમના ઘેરઘેર મને લઈ જઈ ત્યાં ના પાડી મને ફાકટના ફેરાની હલાકી અને અપમાન પોહોંચાડનાર તુંજ ચંડાલ કેની! —પણ પેલો લુકમાનબી તારીફ લાયક આદમી હો"—અને હયાં જામાસ્પ વલી પોતાનાં કાવત્રાંની ફતેહની યાદ આવતાં ખુશ મિજાજે નરમ પડી ગયો, "તેનાં અને મારાં કાવત્રાંથી તો તું છટકામાં આવ્યો, નહીં તો તું મારા સપાટામાંથી બચતે ખરો. પણ સબુર, મને યાદ આવ્યું"—અને હયાં તેણે પોતાનાં ગજવામાં હાથ નાખી એક કાગલ ખેંચી ઘણા ધીક્કારથી ખુશરોનાં આંગ ઉપર ફેંકયું, "લે, આ તારે નામનું કાગલ; તારી ઉપર જે છુટકારાનું નાણું આવનાર હતું તે આવ્યું તો

ખરૂં, પણ મારી સમજાવત પ્રમાણે મેં આપેલી રકમ ઉપરાંત તે મોટી રકમબી પેલા લુકમાન કાકા આખો ને અનામત હજમ કરી ગયા, અને તે રકમ સાથે જે કાગલનું એક ચીથરૂં આવ્યું હતું તે તેણે મને આપ્યું અને તે હું તને દયા કરી રહી રહીને હવણાં પુગાડું છું"—અને હયાં જામાસ્પ ઘણાજ તુચ્છકારથી હસ્તો ચાલી ગયો.

જામાસ્પનો ઉપલો સઘલો લંબાંન બકબકારો કમતાલે ખુશરોએ બેહેર મારતા કાનોએ સાંભલ્યો ખરો, પણ દુ:ખથી તેનું મગજ એટલું ચકભમ થઈ ગયું કે તેને તે કશું પુરૂં સમજ પડયું નહીં–તે એઠલે સુધી કે જામાસ્પે તેનાં આંગપર પરીચેહેરનું ફેંકેલું કાગલ લઇને વાંચવાની પણ તેને પેહેલી થોડીક પલ સુધી તો સુદ્ધ રહી નહીં, પણ પછી વલી જયારે મનનું સમાધાન થતાં તેણે પગ પાસે પરીચેહેરના હરફનું તે કાગલ પડેલું જોયું ત્યારે કેવી ઉલટથી સઘલું દુ:ખ વીસરી જઇ તે તેણે લઇ ઉપાડી વાંચ્યું તે વાંચનારને સમજાવવું પડશે નહીં. તે કાગલ કાંઇ લાંબો ન હતો, અને તેમાં નીચે પ્રમાણે લખેલું હતું :—

**મારા વહાલા ખુશરો,**

મારી કબુલાત મુજબ હું દાશી શેહેરોય પુઠે આ જોડે પેલું નાણું મોકલી આપુંછુ તે પાવું લેજે, અને જુલમાતભરી ગુલામગીરી સરખી સીપાહગીરીમાંથી મોકલો થઇ જવાને એકે પલ ખોહતો ના. હું તને હવે જલદી મલશ, અને પઇસાના લોભમાં ઘેલા બનેલા મારા બાપના ઘાતકી ગુસ્સામાંથી બચી નાહાસવા આગલ શું કરવું તે ત્યારે નક્કી કરશું, માટે ફરી મલીએ તેટલાં તું વ્હાલા ઉપર ખુદાના આશીરવાદ ઉતરો એવી દુવા સાથે હું છું તારી સદાની સાચ્ચી

પરીચેહેર."

વાંચનાર જોશે કે ઉપલો પત્ર એક ઉતાવલમાં ચીતરી કાઢેલી થોડીક લીટી હતી અને તેના સાર ઉપરથી જણાશે કે જયારે પરીચેહેરે પોતાની કબુલાત મુજબ ખુશરોને છુટું થવાને નાણું મોકલી આપયું ત્યારે તે સાથે લખી મોકલી હતી; તે નાણું આપણે જાંણી ચુકયાં છીએ તે પ્રમાણે પેલો લુચ્છો લુકમાન તેણે જામાસ્પ જોડે આગમચથી કરી રાખેલાં કાવત્રાં મુજબ સઘલું પચાવી બેઠો હતો, અને જોડે આવેલી આ ચીઠી તેણે

જામાસ્પને આપી હતી, જે યાદ આવતાં તે કપટીએ ખાર લેવાનાં એક સાંધણ તરીકે રહી રહીને હવણાં ખુશરોને આપી હતી!

ખુશરોને આ ચીઠીથી લુકમાન અને જામાસ્પ વચ્ચેની પાપ ભરી સસજાવત અને તેથી નીપજેલાં સઘલાં પરીણાંમોની એક નવી યાદ પેદા થતાં જે નવું દુ:ખ થયું તે વીગતવાર અતરે નવેસરથી વીસતારવાને કશી પણ જરૂર છે?—અને તોબી કમનસીબ ખુશરો સામે હજી ઘણાં કાવત્રાં—સુંદર પરીચેહેર માટે ઘણી જંજાલો અને એ બંને માટે ઘણો સંતાપ અને ઘણો દયા કરવા જોગ બલાપો અતરે નોધવાનું પુશ્કલ રહી ગયું છે!

## પ્રકરણ ૧૩ મું.

### એક છુપી ગોઠવણ.

સ્યાવક્ષ ગુશ્તાસ્પનાં ઘરમાં હવે લાગત આવતો જતો થયો; તેને પેહલે દીવસે પરીચેહેર તરફથી કેવો આવકાર મલ્યો તે આપણે વાંચી આવ્યાં છીએ, અને તોબી આ નફટ પોર્યો ગુશ્તાસ્પના ઠગાઇ ભરેલા આવકારથી છલકાઇ જઇ પરીચેહેરને ખાતર ત્યાં આવતો બંધ થયો નહીં. ગુશ્તાસ્પ પોતાની ધારેલી મુરાદ પાર ઉતારવાને પોતાથી બનતું કરવાને ચુકતો નહીં, અને તેથી જયારે સ્યાવક્ષ આવે ત્યારે પરીચેહેરને પોતાના ઓરડામાં બેસાડવાની તે તેણીની મરજી ઉપરાંત ફરજ પાડતો. પરીચેહેરને જયાં આ બુબખ પોર્યો ને તેનો અવિચારી બાપ બેસતા ત્યાં બેસ્યા વના ચાલતું નહીં, કેમકે તેણી જાંણતી હતી કે જો તે તેમ નહીં કરે તો તેણોના બાપ જોડે રોજનો ઘરમાં ફીસાદ ઉઠે, અને તેથી ઘણાં માઠાં પરીણાંમો થાય, માટે એવાં કશાં પરીણાંમો થવા દેવા કરતાં આ સકુમારી સુંદરી ત્યાં બેશી રેહવામાં વધારે ડાહપણ સમજતી. તેણી ત્યાં પોતીકું કામ લઇ બેસતી, અને જે સઘલો વખત સ્યાવક્ષ તે ઓરડામાં રેહેતો તે સઘલો વખત તેણી તેના ઉપર કે તેના બાપના ચેહેરા

સાંમું એક આડી નજર પણ નાખતી નહીં. સ્યાવક્ષને આથી ઘણો બલાપો થતો; તે રોજ જોતો કે ગુશ્તાસ્પ તેને એકાંતમાં સમજાવી લીએ છે તેમ પરીચેહેર કાંઇ તેનાથી શરમાતી નથી પણ સઘલી દેખઇતી રીતે ચીરડાઇને કંટાલે છે, અને તોપણ તેની ખુબસુરતીની જાદુઇએ તેને એટલો બેતાબ બનાવી મેલ્યો હતો કે એ ઉપરથી લાંબી પોંહોંચ દોડાવી પોતાની આણગમી મુલાકાતોનો છેડો આણવાને એ છોકરાને કદી સુજયું નહીં. લુચ્છો ગુશ્તાસ્પ તેને જયારેબી તે પરીચેહેરના ઠંડા આવકારની વાત કાઢતો ત્યારે સમજાવીને વાહી લેતો કે એ તો તેણી ઘણી સમજુ છે માટે ઓરતના જાતી સ્વભાવથી શરમાય છે, કે જયારે તેની ગેરહાજરીમાં તો તે તેની ને તેનીજ વાતો કરયા કરે છે. લબાડ પાપી! પોતાની તકલીદ હોરમતની આગમાં પોતાની બેટીની પાક હોરમતને અપવીત્ર જુઠાં વચનોથી હલકી પાડવામાં જે બાપ અચકાતો નથી તે બાપ બાપ-દીકરાંના પવીત્ર અધીકાર અને તરીકાને શરમાવે છે, અને તેવા બાપો ખુદાના અને જગતના એક સરખા ધીક્કારને લાયક છે.

પરીચેહેરની હાજરીમાં ગુશ્તાસ્પ સાથ ગામ ગપાટા મારવા બેસતાં સ્યાવક્ષ કદાપી ખુશરોની અંજાણમાં વાત કાઢી પરીચેહેરને ચોંકાવતો, કે જયારે ગુશ્તાસ્પ ગભરાતો કે રખેને તેણે સ્યાવક્ષને ખુશરો તો પરીચેહેરની દાસીને ચાહતો હતો એવું જુઠું કહયું હતું તે પકડાઇ આવે ને સ્યાવક્ષનું પરીચેહેર પરથી દીલ ઉઠી જતાં સઘલું ધુલ મલે; એ અને એવી સઘલી બારીક વીગતો છોડી જઇ આપણે ટુકમાંજ કહીશું કે લગભગ એક બીજો માસ નીકલી ગયો, અને સ્યાવક્ષ જો કે ગુશ્તાસ્પના ઘરમાં રોજ જતો હતો તોપણ વાત કશી રાહા પર ઉતરી નહીં. તે પરીચેહેરના હાથની ઉમેદવારી દીલમાંજ વસાવી ફરતો, કેમકે ગુશ્તાસ્પને તે જાહેર કરવાને તેનો હીંમત ચાલતી નહીં કે રખેને ગુશ્તાસ્પ તેને હસી કાઢે ને ના પાડે તો તેનો સઘલો વકર તુટી જાય.

પણ એમ કયાંકવેર ચાલે? ગુસ્તાસ્પની એક હાકેમનો વેહેવાઇ કેહેવાવાની અધીરતા કયાંકવેર તેના દીલમાં સમી રેહે? તેણે જોયું કે સ્યાવક્ષને એ વીશે પેહેલે બોલાવી વધતું અને બેવડું માન લેવાની તક કાંઇ હાથ આવે એવું નથી, અને તેથી તેણે એક બીજાં નવાં કાવત્રાંથી સ્યાવક્ષ પાસ તેનાં પ્યારનો એકરાર કરાવા માંગ્યો. એક દીવસ પરીચેહેરને તેણે પોતા સાથ નહીં જોઈ તક લીધી, અને વાત પરથી વાત કાઢતાં જણાવ્યું કે એક 'સારે ઠેકાંણેથી' પરીચેહેરના હાથનું માગું આવ્યું છે, અને તેથી તે હવે ત્યાં પરીચેહેરને પરણાવી દેવાનો વિચાર કરે છે. હયાં આ જુઠું ફાવ્યું. સ્યાવક્ષ પરીચેહેર પરણી જશે એ વાતથી ચોંકયો અને ઉતાવલો થયો, અને તેથી તેણે ઘેલો ચેરો થઇને અચકાઇ અચકાઇ ને શરમાઇ શરમાઇને પણ અંતે પરીચેહેરનો હાથ નેકામાં ગુસ્તાસ્પ પાસ માંગી લીધો ખરો. ગુસ્તાસ્પ તો જાણે સ્યાવક્ષનાં પરીચેહેરનો હાથ નેકામાં માંગવાથી અચરતીથી દંગજ થઇ ગયો હોય એવું દોલ ઘાલવા લાગ્યો.

"શેઠ," તેણે જાણે ઘણોજ અચરત થઇ ગયો હોય તેમ પા અરધી મીનીટ સુધી દાચું વકાશી તથા ડોલા ફાડી સ્યાવક્ષ તરફ ગુપચુપ ટકટક ટીકયા કીધા પછી કહયું, "શેઠ, તમો હું ગરીબની મશકરી કરો છો?"

"નહીં ગુશતાસ્પ," સ્યાવક્ષે ઓજરખાહીથી કહયું, "હું મશ્કરી કરતો નથી. હું ખરૂંજ કહું છુ. તારી બેટીને હું ખરાં જીગરથી ચાહુંછું, અને તેથી જો તુ એટલી તેના હાથની મારાપર નવાજેશ કરે તો હું સદા સુધીનો તારો ઉપકારી થવશ."

"અરે પણ દોસ્ત સ્યાવક્ષ," ગુશતાસ્પે હવે ભાર ચપાંમણી કરવા માંડી, "એ વાત બનેજ કેમ? તમારાં માતપીતા એ વાત મુંજુર રાખી શકેજ કેમ?"

"મને મારા માતપીતાની કશી કનવાર નથી," સ્યાવક્ષે અતી ઉસ્કેરાઇ આવી કહયું, "હું તેઓનો બંધાયલો રહું

એવું બચ્ચું નથી. મને મારૂં સુખ જોવું છે. તે સુખ તારે હાથ છે-તારા એક સુખનપર છે, ગુશ્તાસ્પ, તો શું તેટલું તું મને બખ્શશે નહી?"

"અરે મારા મેહેરબાંન," ગુશ્તાસ્પે હવે લટી જવા માંડયું, "એ શું વાત કરો છો? તમારી એ માંગણીથી હું તો જાંણે જીવતાં જીવત બેહેસ્તમાં ગયો એટલું સુખ અને એટલી હોરમત મને મલેલી હું સમજું છું, પણ • અડચણ મને માત્ર તમારાં માતપીતાની એ વાતમાં મંજુરીયાતનીજ છે."

"પણ તેમની મંજુરીયાત મને જોઇતીજ નથી," સ્યાવક્ષે હવે લગાર ચીરડાઇને કહયું, "તેમની મંજુરીયાતનું મને કામ શું છે? લોક મને ખરાબ બોલવાનું હશે તો બોલીને રેહેશે પણ તું એટલો મારો સુખન બાહાલ રાખ."

"મારે કબુલ છે, "હવે ગુશ્તાસ્પે સ્યાવક્ષનો હાથ હાથમાં લઇ ખુશીથી હસતાં વચન થોકી કહયું, "તમોથી વધારે લાયક જમાઇ મને કદી મલનાર નથી, અને તેથી કોઇબી જોખમે આ તક ખોહવાને હું રાજી નથી."

પણ હવે મુશ્કીલ વાત તો એ રહી કે શોહાદી કયાં અને કેમ કરવી? અતે તે વિશેબી કાવત્રાંબાજ ગુસ્તાસ્પનેજ એક રસ્તો સુજયો.

"આપણે એમ કરીશું," તેણે સ્યાવક્ષને પોતાની યુક્તિ સમજ પાડતાં કહયું, "તમારે હયાંથી મુલકેનહાવર ખાતે એક સેહેલગાહને મસે તમારાં માતપીતા પાસ રજા લઇ આવતા આઠ દીવસમાં જવું, અને ત્યાં જઇ પરીચેહેરપર તમારે એક પત્ર લખી તમારો સઘલો પ્યાર જાહેર કરવો. તે પત્ર તમોએ મારે સરનામે મારાપર એક જુદું કાગલ લખો તેમાંજ બીડવો, અને હુ તેણીને તે હાથો હાથ પોંહોંચાડશ. તેણી એ તમારી લાયકીથી ઘણી ઉંચું મત ધરાવી તમોસે નેકા કરી સદા સુધી જોડાઇ રેહેવા ખુશીથી મારા સાથ નિકલી પડશે. તમો મારે નામનું જે કાગલ લખો તેમાં તમો કયાં ઉતર્યા છો અને નેકા

વગેરેની કેવી કીસમની તૈયારી કરી રાખી છે તે મને સઘલું વીગતે સમજાવજો કે આપણ ત્રણેને ત્યાં એકઠાં થતાં કશી અગવડ કે વીલંબ થાય નહીં."

બુબખ સ્યાવક્ષને આ પાપભરી ગોઠવણ ઘણીજ પસંદ આવી ને તે હવે હરખથી નાચવા પડયો. એક પોતાની મોટી મુરાદ પાર ઉતરવાની દરેક આશા તેનાં અંધીરાં જીગરમાં પેદા થતાં તે પોતાનો અદાજો અને મોભો સઘલુ એક પલમાં વીસરી ગયો, અને ખુશીથી ખરેખર નાચવા પડયો, કે જયારે પાપી ગુસ્તાસ્પ પોતાની નારવા નેમમાં ફાવવા ખાતેર ઓછો મલકાતો કે ઓછો ખુશી થતો ન હતો.

ગરીબ પરીચેહેર! લોભના તે બીનવાકીફ ભોગને આ ગોઠવણ અને તેનાં આ પરીણામની કશી ખબર નથી, અને તેથી આપણે તુરતવેલા તેણીની ઓછી દયા ખાઇશું, કેમજે કેટલીક વાતમાં ચોકસ પ્રકારે એક બાબદની બીનમાહીતગીરીબી એક ઇશ્વરી આશીરવાદ થઇ પડે છે.



## પ્રકરણ ૧૪ મું
### ટપાલખાતું.

લુકમાંન હકીમનું હકીમું આટકી ગયું. ખુશરોને તેણે કાવત્રાંથી જામાસ્પ જોડે સમરવનથી હડસેલી આપ્યો એ તેની નીચ વીદયા આગના પોકારપેરે ગામડાંના ગરીબ રેહેવાસીઓ વચ્ચે પસરી રહી, અને વાંચનાર જાંણે છે કે ખુશરોને નાનું મોટું સૌ કોઇ ગરીબ આસામી એક સાલેસ, સભ્ય, ગરીબ, એકમાર્ગી, સુધરેલા અને ઉંચી પંકતીના વિચારો ધરાવી જાંણનાર જવાંન તરીકે પીછાંણી ચાહતું હતું માટે લુકમાનપર આખું ગામ કફા થવા લાગ્યું, અને સૌ તેની એ એકલપેટી હરાંમખોરીભરી ચાલપર ઉઘાડો ફીટકાર વરસાવા લાગ્યું, જેનું પરીણામ એ થયું કે તેની ઘરાકી એક તડાકામાં ઘટી ગઇ અને તેથી તેને તેનું પેટ ભારી પડે એવું લાગવા માંડયું.

આસ્તે આસ્તે બાજી એટલી હદસુધી બગડતી ચાલી કે લુકમાન હકીમ આ કરકા કરકીના વખતમાં છેકજ રવડી મરતે, અને તેને કદાચ ગામમાંથીબી નાહસી જવું પડતે, પણ લુચ્ચાઓના પાસો હંમેશના થોડુંક સુધો સવલો પડે છે તેમ આ બાબમાં પણ બન્યું, ને એક નહીં ધારેલા બનાવથી લુકમાંન છુટ્યો. તે ગામડાંનો ટપાલ ખાતાંનો એક વડો આ વખતે અચંબુચ મરણ પાંમ્યો અને લુકમાન હકીમે આ તક હાથ કરી જેમ બન્યું એમ તરીમતરાક થઈ હાકેમ બેહેરાંમનાં ઘર તરફ ચાલુ મેલ્યું. તે જાંણતો હતો કે ખુશરોને એ રીતે દગાથી લશ્કરમાં મોકલી આપવા કાજે સાધારણ લોક તેના સામે ખીટયું હતું ત્યારે આ મગરૂબ હાકેમ બેહેરાંમ તો સામો તેનો દોસ્ત થઇ લાગવો જોઇએ, કેમકે બેહેરાંમ ખુશરોને ખરાં દીલથી ધીક્કારતો હતો, અને એજ વાતપર એતબાર લાવી તે પોતાનું નસીબ અજમાવી જોવા હાકેમ પાસ ગયો.

લુકમાંન પોતાની ધારણામાં ઠગાયો ન હતો; તેણે જે કીધું હતું તે તે નહીં કરત અને હાકેમને મકાંને જવાની તેણે 'હીંમત' અને 'બેઅદબી' કરી હોત તો તેને ધકેલા મારી દરવાજા બાહેર હાંકી કાઢવામાં આવતે, પણ આ તેની સેવાનાં હેસાંનમાં તો હાકેમ બેહેરાંમે પોતાનાં ભેજાંમાં ભરાઇ રહેલો તકેબરીનો ધુંવો કાઢી નાંખી તેને પોતાની રૂબરૂ આવવા દીધો, અને તે પોતે જયારે પોહોરો થઇને એક મોટી ખુરશીમાં ચઢેલી પડયો ત્યારે લુકમાન હકીમ આ હાકિમ સામે અદબથી હાથ જોડી ઉભો રહયો. અને બેહેરાંમે લુકમાંનને તેની મુલાકાતે આવવાની મકસદ પુછી, અને લુકમાંને પચીસેક વાર સર નમાવી નમાવીને પોતાની મકસદ કહી સંભલાવી. હાકેમને આથી બહુ ચીડ ચઢી. તે ચીડ નહીં કે લુકમાંન પર તેની ચોકલપેટી અને આપસ્વાર્થી ચાલ માટે ચઢી, પણ લુકમાનનું એ 'ભલું કામ' લોકો વખોડવા બેઠાં તેથી તે હરામખોર લોકો ઉપર હાકેમનો ગુસ્સો ઉતર્યો, અને જેમ જેમ હાકેમ

લોકોપર વધતો ચીરડાતો તેમ તેમ લુકમાંન પોતાની મકસદ આબાદ બર ઉતરતી સમજતો. અંતે લોકો ઉપર ઘણોએક ચીરડાઇ રહયા બાદ અને ખુશરો જેવા મગરૂર ગરીબને સીપાહગીરીમાં મોકલી આપવાનું ભલું કામ કરવા માટે લુકમાંનની કેટલીક સ્તુતી કરવા બાદ હાકેમ બેહેરામે તુરત તેને ટપાલખાતામાં ખાલી પડેલી નોકરી આપી, અને તેથી થયું એમ કે જે લોકો લુકમાંનને હલકો પાડી તેની ઘરાકી ઘટાડી ભુખે મારવાની સજા કરનાર હતું તેમનુંજ સામું 'કાલું થયું', અને લુકમાન એક એવો દરજજો પામ્યો કે લોકોની મરજી હો યા ના હો પણ કાગલો મેલવવા તેના પાસ તેમને ચાલી ચલાવીને જયા વના પરવેડેજ નહીં!

આ નવી અને નહીં ધારેલી ફતેહથી લુકમાન મલકાતો ઘરે આવ્યો, અને તે પછીથી તે સમરવન ખાતેનાં ટપાલ ખાતાંનો વડો થયો.

* * * * *

સ્યાવક્ષ પોતે ગુસ્તાસ્પ જોડે કરેલા કરાર મુજબ આઠેક દીવસમાં રજા લઇ મુલ્કેનહાવર તરફ સેલગાહને મસે નિકલી ગયો, અને ત્યાં જઇ શેહાદી વગેરેને માટે જોઇતી કરતી સઘલી તૈયારીઓ કીધા બાદ તેણે ઠડાવ પ્રમાણે એક કાગલ પરીચેહેરપર લખ્યો, જેમાં તેણે ઘણુંક હસવા જેવું અને બેવકુફીભરેલું લખી લગાર શરમાલ લગાર નફટાઇ વગેરે ઢપોથી પોતાનો રકાસ કીધો હતો એ પછી બીજુ કાગલ તેને શીખવ્યા પ્રમાણે તેણે ગુસ્તાસ્પપર નીચે પ્રમાણે લખ્યું:—

મુલ્કેહનાવર.

રફીક ગુસ્તાસ્પ"

હું મારા કરાર મુજબ અતરે ત્રણ દીવસ થયા આવ્યો છું, અને તારાં આવવાની ઇનતેજારીભરી રાહ જોઉં છું. આ જોડે તારી પરીપેકર બેટી પરીચેહેર માટે એક કાગલ બીડું છું તે તેને પાનું હાથોહાથ તારે હાથે તું પોતે પુગાડજે. મે એ ખોલ્લું રાખ્યું છે તે તારાં વાંચવા ખાતર છે માટે એ તું વના બીજું કોઇ નહીં વાંચે તેની અફસુસ કરીને સંભાલ રાખજે. હું મારાં મકાંનનાં ઠેકાંણાંની ઇધાંણી પણ આ જોડે બીડું છું તે સંભાલી લેજે,

સ્યાવક્ષ"

* * * * *

હવાં સ્યાવક્ષને પડતો મેલી વાંચનાર મેહેરબાંની ફરી પાછી સમરવન તરફ તેગાહ પોંહોંચાડશે, કે જયાં લુકમાન હકીમ ટપાલ ખાતાંના વડાનો પ્રમાણીકપણે અને સવતંત્રપણે અખ્તી-કાર ચલાવે છે. આ લુચ્છો તેને ધીક્કારનાર લોકો ઉપર દાંત રાખતો હતો, અને તેથી સઘલાં પોતાના શતરૂઓનાં પતરો તે સીફતથી ઉખેડી વાંચી તેની મતલબ જાંણી લીધા પછીજ બરાબર બીડીને મોકલતો હતો. તે રીતે અમો જયારે તેને હવાણાં વાંચનાર આગલ ખડો કરીએ છીએ ત્યારેબી તે કાગ-લોના કોથલા સાથ ફાંફાં મારે છે, અને સરનામાં વાંચી તેવાં જીવદાર જણાતાં સઘલાં કાગલીયાં તે ઉખેડી વાંચી પાછાં બીડે છે. એમ કરતાં એક કાગલપર તેની નજર જાય છે, અને તે કાગલ પરીચેહેરના પીતા ગુશ્તાસ્પને નામનું હતું. લુકમાંને તે હાથમાં લીધું, ફેરવી ફેરવીને જોયું, અને તે લગાર ભારી જોઇ તે કોણે લખ્યું હતું અને તેમાં શું લખ્યું હતું તે જાંણવાની ખાહેસને તે આધીન થયા વના રહયોજ નહીં. તેને ગુશ્તાસ્પ સાથ જોકે વેર જેવું તો કશું હતુંજ નહી, તોબી તે ગુશ્તા-સ્પપર એવડું ભારી કાગલ કોણે મોકલ્યું તે વાતથી અચરત થયો અને તેટલાંજ કારણથી આ વિશ્વાસભંગ લુચ્છાએ તે કાગલ ઉખેડયું—ને તે કેવી તક! બેહેરાંમે તેને જગ્યા અપાવી હતી તેનાં હેસાંનમાં વ્હાલો થવાને આ કેવી અચ્છી તક! ગુશ્તારપ પરીચેહેરને સ્યાવક્ષસે તેનાં માતપીતાની હરૂસે પર-ણવા નીકલ્યો છે, અને સ્યાવક્ષ પોતે તેથી આગલથી મુંલ્કે નહાવર ખાતે જઈ રહેલો છે એ સઘલી વીગતનું પાપ પકડી કાઢવા ખાતર લુકમાન હકીમ ખુશીથી મલકાવા લાગો, અને તુરતવેલા તો તે કાગલ જેમ હતું તેમ બીડી સઘલાં કાગલીયાં તેમનાં જાહેર કહેલાં ઠેકાંણાઓપર કાયદા પ્રમાણે મોકલી આપ્યાં,



## પ્રકરણ ૧૫ મું.

### એક રૂકો.

હવે આપણે સિપાહગીરીમાં સામીલ થએલા ખુશરોની ફરી એકવાર ખબર લઇશું. વાંચનાર જાણે છે કે તેનાપર અનેક તહરેના જાપતા ને જુલમ પેલો ચંડાલ જામાસ્પ ગુજારે છે, અને તેવા જાપતા અને જુલમના હજી તો ત્રણ માસ વહી ગયા હતા. પરીચેહેરના માહા સંતાપભરી જુદાઇનાં સંકટ વચ્ચે આ જાપતા ખુશરોને બેવડું દુખ આપનારા અને તેને દુખથી ખરેખાત દીવાનો કરી નાંખનાર હતા, પણ એ દુઃખ વચ્ચે તેને એક દીલાસો હતો. પરીચેહેર તેનાપર અવારનવાર હીંમત આવે એવાં પત્રો લખતી હતી અને પાક પ્યારથી ભરપુર વચનોથી તેને તેનાં દુઃખ વચ્ચે ટેકવી રાખતી હતી.

એમ કરતાં કરતાં અમોએ કહયું કે ત્રણ માસ વહી ગયા, અને વલી એકવાર ખુશરોને પોતાના ઓરડા આગલ આપણે ફુરસદે દુઃખી ઘોર કરતો એકલો ઉભેલો જોઇએ છીએ, અને તે વખતે ત્યાંથી વલી પેલા જામાસ્પનું જવું થયું. ખુશરોએ તેને દુરથી જોયો, અને આગલથી તેના તરફથી અપમાન પામવાની નાખુશીભરી વકીથી સાવધ થઇ ઉભો.

"કેમ એ ગમગીન ઘલોડી ને ગામનાં પાપ," જામાસ્પે આવતાંને વાર હીણું લાગે તે ઢપે અનકા કરી કહયું, "તારી ગમગીનીની શી ખબર છે? જયારે હોય ત્યારે તું એવું ઘુવડ જેવુંજ મોં લઇને ફરનાર કે?"

"સાહેબ," ખુશરોએ તેને એક સરદાર તરીકેનાં ઘટતાં માનથી તોપણ તેની હલકી ચાલ તરફના ઉઘાડા ધીક્કારથી ગંભીર થઇ કહયું, "મારી ગમગીની તમને શી અડચણ કરેછે? હું મારે રસ્તે છું."

"અડચણ નહીં આ પાપી!" જામાસ્પે કાંઇબી છીટું લેવાની મકસદથી એકદમ છેરાઇ પડી કહયું, "મને હસતા

ચેહરા ગમે તો તું જેવા એબીયલને જોઇ મને અડચણ નહીં થાય?"—પણ હયાં ખુશરોને કશું બોલતો નહીં જોઈ તે વલી તુરત નરમ થઈ ગયો. "પણ વારૂ, ખુશરો," તેણે નરમ પડી જઇ કહયું, "સમરવનથી આપણે જયારે છેલ્લા આવ્યા ત્યારે પેલી છોકરી કોણ હતી કે જેણે પોતાના બરફ સરખા સફેદ હાથ રસ્તા ઉપરનાં એક ઘરમાંથી નીકલી આવી તારી ગરદન આસપાસ નાખી અપવીતર કર્યા હતા?"

હજી ખુશરોએ કશો જવાબ દીધો નહીં એટલે હજી જામાસ્પે પોતાનો લવલવારો જારીજ રાખ્યો. "ભરોસે ભુખો ના રહે," તેણે કહ્યું, "એવકુફ, ભરોસે ફાકટ ભુખો ના રેહે. તું શું એમ જાણે છે કે તે છોકરી કોઈ બીજાને નેકામાં હાથ આપનારજ નથી ને તારાપરજ આશા બાંધી બેસી રહે શે! હા—હા—હા—"—અને હયાં પણ ખુશરોને કશું બોલતો ન જોઇ પોતાને ભારી પડી ગયું માટે વાત હસવામાં કાઢી નાંખી હસતો હસતો તે ભપકામાં ચાલી જવા ગયો. હવે ભોગજોગે એ દીવસે તેને સખત સરકમ થએલો હતો, અને તેથી એકાએક તે જવા ગયો તેજ વખતે તેને છીંકપર છીંક આવવા લાગી, ને તેના ગભરાટમાં તે ગજવાંમાંથી ઉતાવલે રૂમાલ કાઢી મોંનું નુછતો ઝપાટામાં ખુશરો આગલથી ચાલી ગયો ત્યારે તેને ખબર નહીં રહી કે રૂમાલ સાથે એક કાગલ પણ ગજવામાંથી સરી આવી ભોંય ઉપર નીકલી પડયું હતું.

ખુશરોને જામાસ્પનું બોલવું ઘણું ભેદ ભરેલું લાગ્યું. તે સમજી નહીં શકયો કે જામાસ્પ પરીચેહેર વિશે જે બોલી ગયો તે તેને દુ:ખી કરવાની નીચ મકસદથી અમથુંજ બોલ્યો હતો કે તેમાં કાંઇ વધારે ઉડો ભાવાર્થ હતો, અને તેથી તે વલી દુ:ખી હાલે પોતાના ઓરડામાં જવા પાછો ફરતો હતો તેજ વખતે તેની પેલા જામાસ્પનાં ગજવાંમાંથી નીકલી પડેલાં કાગલપર પેહેલી નજર પડી. તે શું હતું તે જોવાની મકસદથી ખુશરોએ તે વાંકો વલી ઉપાડયું. ગજવાંમાંથી ભોંય ઉપર

ખરી પડતાં આ કાગલ ઉંઘડી ગયું હતું, અને તેથી ઉંચકતાંજ તેની નજર તેમાં લખેલાં એક નામપર પડી જેથી તે જબરો ચોંકયો. તે કાગલ તેણે જોયું કે જામાસ્પ પરજ લખાયલું હતું પણ તેમાં પરીચેહેરનું નામ આવેલું હતું તે ઉપર તેની અચુક નજર પડી ગઇ, અને બીજાં કોઇ કારણથી તે પરાંયાંનું કાગલ વાંચવાનો પાપભર્યો અપરાધ નહીં કરત, પણ જામાસ્પપર પરીચેહેરનું નામ ને પરીચેહેરને લગતી હકીકત લખાઈ આવેલી જણાવે તેને જામાસ્પનું પેલું ભરમભરેલું બોલવું એકદમ યાદ આવી ગયું, અને તેથી તેણે મન મારીનેબી તે કાગલ વાંચવાની જરૂર જોઈ. તે કાગલ નીચે મુજબ હતો:—

"રફીક જામાસ્પ,

તમારૂં મેહેરબાંનીભરેલું કાગળ મલ્યું, અને મુજ મીસ્કીનને તમો જેવાં મોટાં માણસે મમતાથી યાદ કીધો તે હું પોતાને મોટું માન મલેલું સમજું છું અને તમારો બરાં જીગરથી ઉપકારી છું. સદા એવી ગરીબપર મેહેરબાંની જારી રાખજો. બીજું તમો મારી હકીકત જાંણવા માંગો છો તેનું જાંણવું એકે ખુશરોને છટકામાં ઉતારવા આપણે બંને જે દાવ રમ્યા તેનો ભરમ અહીં સઉને જાહેર થઇ ગયો માટે લોક મારાપર ઘણું બેવીશ્વાસ બતાવવા લાગ્યું, ને મારી કમાઈ તુટી ગઈ, પણ હાકેમ બેહેરાંમની મેહેરબાંનીથી હાલ હું અતરેનાં આખાં ટપાલખાતાંની સાહેબી ભોગવું છું, અને તેથી તમો જેવા નેક રફીકોની દુવાથી ઓરબી સુખી અને ખુશી છું તે જાંણજો.

અતરે જાંણવા જોગ તુરત વેલા કશું નથી, પણ એક વાત તમારી ખાનગી વાકેફગીરી માટે લખુંછું તે વાચીને મનમાંજ રાખજો. તે વાત મેં કયાંથી જાણી તે જાંણવા માંગશો ના. એક છુપી કલથી હું એ વાત જાંણી શકયો છું ને હજી મેં કોઈને એ વીશે કશું કહયું નથી, પણ તમનેજ જણાઉ છું તે જાંણીને જરૂર મનમાંજ રાખજો. પેલા ખુશરો સાથ જે છોકરી પ્યારમાં હતી તેણીના નેકા તો અતરે પેલા હાકેમ બેહેરાંમના પોરયા સ્યાવક્ષસે નક્કી થઇ ચુકયા છે ને તેથી વચ્ચે પેલો ખુશરો રવડી મુવો છે. સ્યાવક્ષનાં માબાપની હરૂસે આ નેકા થવાના છે, અને તેથી સ્યાવક્ષ આગલથી મુલ્કેના હવર માહસી ગયો છે. સઘલું રંધાઈ ચુકયું છે, પણ હવે આગલ શું થાય છે તે જોવાની મંજાહ છે. હું એ વાત વીશે હાકેમને વાકેફ કરનાર હતો, પણ તે વધુ વીચાર કરતાં દુરસ્ત જણાયું નથી, કેમકે તેમાં મને જોખમ છે, માટે તુરત વેલા તો આગલ શું થાય છે તેજ દુરથી તમાસો તપાસીશું. એજ અરજ.

લા॰ તાબેદાર—લુકમાંન"

ખુશરોએ ઉપલો કાગલ વાંચ્યો. કેહેવાની જરૂર છે કે તેણે તે કેવી લાગણીઓથી વાંચ્યો ? તેનું આખું બદન તે વાંચતાં ધુજતું હતું, અને તે વાંચી રહયા બાદ તે કાગલને ફેંકી દઇ

જવાંન ખુશરોએ પોતાની આંખોએ હાથ ધાંકી પોતાનાં તબ્બર ખાતાં બેંજાને ધીરજ આપી. તેને કશુ સુજયું નહીં. તે કશો વીચારજ કરી શકયો નહીં. પણ અંતે જેમ થવું જોઇએ તેમ તે ઘણે વારે પોતાનાં મનનું સમાંધાન કરી શકયો,. અને ત્યારેજ તેણે ધીરજથી વિચાર કીધો. તેણે જોયું કે પરીચેહેર પોતાના પાક કોલથી ફરે એ તો સ્વપનેબી નહીં બને એવી મુશકીલ વાત હતી, પણ એ સઘલું તેના લોભી બાપનુ કાવત્રું છે અને અંતે ને અવલે પરીચેહર તે કાવત્રાંનો ભોગ થઇ પડવાની; અને તેટલા માટે પરીચેહેરની મદદ દોડી તેણીને છુટી કરવાનો વિચાર તેને આવી ગયો. તે એક સિપાહ હતો, અને વગર રજાએ લશકરમાંથી નાહસી પછી જો તે પ-કડાય તો તેને એક ગજબનાંક સજા ખમવી હતી, પણ તે સજાનો વિચાર કરી દરકાર કરવા થોબવાનોબી તેને વખત નથી. મુલકેહનાવર ત્યાંથી ઘણું છેટું હતું, અને ત્યાં પવનવેગે પોહો-ચતાં પણ બે દીવસો જોઇએ. તેટલાં કદાચ પરીચેહેર પરણી ચુકે અથવા પોતાનો પ્રાંણ ઘાત કરી ચુકે-ભયંકાર વિચાર ! જો બને તે ખરી, અને ખુશરો આજુબાજુના વિચારો કર્યાવના પ-રીચેહરને સાહય થવા અને બને તો તેણીનો પ્યારો જાન બ-ચાવા સિપાહગીરીમાંથી છુપા છુપ નહાસી ગયો !

## પ્રકરણ ૧૬ મું.

### "હા કે ના ?"

હવે આપણે પાછાં સમરવન ખાતે ગુશ્તાસ્પનાં મકાંનમાં નગાહ પોહોચાડીએ.

ગુશ્તાસ્પને સ્યાવક્ષનું કાગલ મલ્યા પછી આગલ શું કરવું તે સઘલું તેણે આબાદ મનમાં ઘડી મેલ્યું હતુ, પણ તે વીશે હજી તે પરીચેહેર આગલ કશું બોલ્યો ન હતો, પણ આજે ખાનાંથી ફારેગ થઇ રહયા કેડે તેણે પરીચેહરને બીજે દને મુલ્કેનાહવર મેહેલઘાહે જવાનું કહયું. "પરીચેહેર," તેણે

કહ્યુ, "મારી તેમજ તારી તનદરોસ્તી ઘણુંની સારી ચાલતી નથી તેથી તેમજ મને પોતાને મુલ્કેનાહવર ખાતે એક ખાસ જરૂરનું કામ છે માટે હું આવતી કાલે સહવારના પોહોરમાં અતરેથી નીકલી બે દીવસ મુલ્કેનાહવર જવાનો વીચાર રાખુ છું, ને સાથે તનેબી લઇ જવાનો મારો ઈરાદો છે માટે સહવારે સકારે ઉઠી તારે તૈયાર થવું."

પરીચેહેર પોતાના બાપને એમ બોલતાં સાંભલીને ચોંકી, અને તેણીએ તેના બાપનો ચેહેરો ઘણી બારીકાઇથી તપાસ્યો, પણ તે ઉપરથી તેણી કશી કલ પાંમી શકી નહીં, અને તુરત તેની ધાસ્તી ખમી ગઇ. ગુશ્તાસ્પ પરીચેહેરનો જવાબ સાંભલવાને મુતલગ ઓરડામાં પોહોચ્યો પણ નહીં. તે એટલુંજ પરીચેહેરને ચેતાવી ઓરડામાંથી નિકલી ગયો, અને તે વાત હુયાંજ ઠબ પડી. એ પછી જયારે રાત્રે પોતપોતાના ઓરડામાં સુવા જવાનો વખત થયો ત્યારે ગુસ્તાસ્પે ફરીને પરીચેહેરને સહવારે વ્હેલી ઉઠી તૈયાર થવાની યાદ આપી, અને વલી પરીચેહેરની પેલી ધાસ્તીભરી શંકાઓ તેણીનાં જવાંન જીગરમાં એક વાર પાછી જાગી ઉઠી.

એ પછી પરીચેહેર તે રાત્રે જયારે તેના ઓરડામાં એકલી પડી ત્યારે સુવા જયા પેહેલાં તેણે તેના બાપનાં બોલવા ઉપર બારીકાઇથી ઘોર કીધો. તેણીએ જોયું કે તેણીનો પીતા લાલચુ ખવાસનો હતો એમાં કશો શક તો છેજ નહી, અને તેથી તે પોતાની લોભી ઇચ્છાઓ પાર ઉતારવાને પોતાનાં બચ્ચાં સાથ પણ કાવાદાવા લડાવશે એ પણ માનવું કાંઇ મુશકેલ નથી. વલી સ્યાવક્ષ દહાડાના દહાડા સુધી રોજ તેઓનાં મકાનમાં આવતો હતો, અને ગુશ્તાસ્પ અવારનવાર ગુસગુસ કર્યા કરતો હતો તે સઘલું આ સુંદરીએ યાદ કીધું, અને તેથી તેની શંકાએ દરએક પલે વધીને ધાસ્તીનું રૂપ પકડયું. તે બીનમાહીતગાર-બીનઅનુભવી છોકરી સમજી શકી નહીં કે તેનો બાપ તેને છેક મુલ્કેનાહવર સુધી કાં લઇ જતો હશે, પણ તે એટલી તો ભ-

થ આરેલી કલ્પણા કરી શકી કે તેણીને તેના બાપનાં તે તરફ થઈ જવામાં કશો પણ ફરેબ સમાયલો છે. પણ ત્યારે હવે કરવું કેમ! પરીચેહેર અવિચારી કે હઠીલી ન હતી. તે સુંદરી બાપ તરફની પોતાની ફરજ સારી રવેશે સમજી જાંણનાર હતી, અને જો તેમ છતાં આપણે તેને નાતાબેદાર થતાં જોઇએ તો ગુશ્તાસ્પની સેતમભરી આપસવારથી ચાલનો આટલો બધો અભ્યાસ કીધા પછી આપણે તેણીનો વાંક કાઢી શકીશું નહીં.

જેમ જેમ પરીચેહેર એ વિશે વધતો વિચાર કરતી તેમ તેમ તે બાપડી તે વિશે વધારે ગભરાતી, અને હવે શું કરવું તેનો તેને કશો ખ્યાલ થઇ શકયો નહીં. અંતે શું થાયછે તે તપાસવાને ધીરજથી થોભ્યા વના તેણી બીજો એકે માર્ગ જોઈ શકી નહીં અને તેણીએ પોતાનાં બિછાંણાં આગલજ ગુઠ-ણભર પડી પોતાના આકાશવાસી બાપ પાસ આ તેની મુસી-બતો વચ્ચે એક પાક થારો માંગી લીધી. આ બંદગીથી તેણીનાં મનનુ ઘણું સમાધાન થયું, અને તે રાત્રે નીરાંતે ઉંઘી સહ-વારે જયારે તેણી જાગી ત્યારે પોતાનાં માથા ઉપર આવેલા તેણીના બાપના ઓરડામાં તેણીએ તેને પસાર કરતો પગલાં-પરથી સાંભલ્યો.

અધીરો ગુસ્તાસ્પ રાતના પુરી ઉંઘે ઉંઘાયો પણ ન હતો, અને સહવારૂં પડયા પેહેલાંથી ઉઠી તે મુસાફરીનો સઘલો સામન સરંજામ તૈયાર કરવા કરાવાની ખટપટમાં હતો ત્યાંથી હવણાંજ ફારેગ થઇ આવી તે પોતાના ઓરડામાં ફુરસદના ફેરા ખાયછે. એક માણસ ઘણું ઉસ્કેરાઇ આવેલું હોયછે, અથવા કશા પણ પ્રકારની અધીરાઇની આગથી બલતું હોય છે ત્યારે તેનો જીવ કોઇપણ કામપર લાગી શકતો નથી. તે ઠડીને એક ઠેકાંણે એક પાંચ મિનિટ પણ બેસી શકતો નથી, અને તેવો હાલ ગુશ્તાસ્પનો હતો.

અંતે 'નાસ્તો પાંણી' કરી લીધા પછી પરીચેહેર પોતાના ઓરડામાં ગઇ. આ ઓરડો—આ ઘર તેણી સદા સુધીનુ છોડી

જતી હોય એવું તેણીને તે વેલાએ લાગ્યુ, અને તે સુંદરીની આંખ્યો આંસુથી ભરાઇ ગઇ. આ નબલી લાગણી એકાએક તેણીનાં દીલમાં કેમ ધાઇ આવી તે તેણી સમજી શકી નહીં, અને તોપણ પોતાના સુંદર ગાલો ઉપરથી સરી પડતાં મોતી સમાન આંસુઓને વેહેતાં તે અટકાવી શકી નહીં. અરે રે ! જે ઘરમાં તેની બેહેસ્તનશીન માતાએ તેને જન્મ આપ્યો હતો, જે ઘરમાં તેના બાપે તેને આવી તરબીએતથી અને આટલી કાલજીથી ઉછેરી હતી તે ઘર શું તેણીનુ કમબખ્ત તેણીની પાસ હવણાં સદા સુધીનું છોડાવે છે ? કેમ બને ? તે કાંઇ કોઇ ત્રાહીત સાથ ઘરમાંથી બાહેર જતી નથી ! તેણીને તેણીની મરજી ઉપરાંત જવું પડેછે એ ખરૂ, પણ તેતો તેણી એક તાબેદાર ફરજંદની ફરજ માત્ર અદા કરેછે. તેણી કોણની સાથે જાયછે ? કોણને પડખે જાયછે ? તેણીની સાથ તેણીનો બાપ છે તો તેણીને કયા શત્રુથી બીહીવાનુ છે ? બાપનાં પ્યારભર પાસાં અને આસરા છતાં તેણીને હવે કોણનો ડર ખાવાનો છે! પણ અફસોસ ! તે બાપજ હાલ શત્રુની ગરજ સારેછે. જ્યાં તેણીનુ દીલ નથી-જ્યાં તેણીનુ ભવીશનુ સુખ નથી ત્યાં તે બાપજ એક વેરસી મુદઇ પેઠે તેને જબરીથી પરણાવી તેણીનો સઘલો સંસાર ધુલ મેલવવા માંગેછે ?—પણ સબર ! પેલો ગુશ્તાસ્પ દાદર આગલથી તેણીને હાંક મારે છે, અને પરીચેહેર હયાંજ તેણીના સઘલા વીચારો વચ્ચે અટકી જાય છે.

* * * * *

મુલ્કે નાહવર ખાતે પોહોંચ્યા પછી ગુશ્તાસ્પ પરીચેહેરને પોતાનો હાથ આપી ત્યાંનાં એક પેહેલે વાંધેના ઉતારૂખાનાં તરફ લેઇ ગયો, પણ તેનાં બારણામાં પોહોંચ્યા પછી તે અચબુચ પરીચેહેરનો હાથ છોડી પાછો પડયો, અને માત્ર બે ચાર દગલાં પાછલ હઠી તેણે દરવાજાપર ઉભેલા એક નોકરના કાંને લાગી કાંઇ વાત કરી. પરીચેહેરને માટે આ એક નવી દુઃખ ભરી સાબીતી ! ગુશ્તાસ્પે તે નોકર સાથ કાંનમાં શી વાત કરી

તેનો કશો ભરમ નહીં સાચવતાં આપણે વાંચનારને એકદમ જણાવા માંગીએ તો એટલુંજ કે સ્યાવક્ષ ત્યાં ઉતર્યો હતો કે નહીં તે પુછી તેણે પોતાની ખાત્રી કરી લીધી.

એ પછી પરીચેહેર અને ગુશ્તાસ્પ એક ઓરડામાં ગયાં જયાં તેઓ એકલાંજ પડયાં, અને પરીચેહેર મુસાફરીની થાકે કરી જેટલી તનથી તેમજ મનથી થાકેલી હોવાના સબબે જતાંને વાર જાણે કાંઇક આફતની આગાહી થતી હોય તેમ ફસડાઇને એક ખુરસીમાં બેસી પડી. તેણીનાં બેઠા પછી આપમતલબી ગુશ્તાપે વાત છેડી:—

"પરીચેહેર," તેણે કહયું, "હવે ભરમ સાચવવાની જરૂર નથી. આપણે હયાં કશી સેહલઘાહે આવ્યાંજ નથી. સ્યાવક્ષ હયાં—આ મકાનમાંજ છે, અને તેણે નેકાની સઘલી તૈયારીઓ કરી રાખી છે. તારા એક બોલપર મારાં સઘલાં સુખ ને હોરમતનો આધાર છે, તો કેહે કે તું શું હજી તારી હઠ પકડી રેહેશે?"

"ઓ બાપ?" પરીચેહેર દુ:ખનાં દચકાં ખાતાં વીનવીને બોલી, "તું મારો બાપ છતે શું કરવાને એવો નહી ઘટતો સેતમ હુંપે ગુજારે છે! તું જાણેછે કે સ્યાવક્ષસે પરણવાથી મારો સંસાર ધુલ મલશે, તેનામાં એકે લાયકાત નથી, તેની સીફારસમાં બોલવાને—"

"તે તપાસવાને આએ હઠીલી છોકરી" ગુશ્તાસ્પ વલી ઉકલતા ગુસ્સાને જેમ તેમ સમાવા દાંત પીસી બોલ્યો, "તને આંખ અથવા ભેજું નથી. તે તપાસવાનું કામ બચ્ચાંનુ નહીં પણ મા બાપનું છે—" પણ પરીચેહેરના મોંપર હજી એક દ્રઢ "ના" ની પ્રગટ ઇધાણી જોઈ તેણે હવે ગુસ્સો ખોઇ દઇ વધાર્યું: "પણ હવે મારે લાંબુ કરવું નથી. આવી મકસદનું અને આવી ઢપનું આપણે સમરવન ખાતે પુશકલ બોલી અને બજાવી ચુકયાં છીએ, અને તે જોઇએ તે કરતાં વધારે પુરતું છે. છોકરી, મારા બાપના વખતમાં એક બાપનો બોલ બચ્ચાંઓને

માટે એક કાયદા સરખો હતો, અને હું હવે જયારે બાપ થયો છું ત્યારે મારાં બચ્ચાંના બાબમાં મારી બાપીકી સતાનો અનાદર થએલો હું હવે કદી જોઇ કે તામોશ કરી શકીશ નહી. બોલ એકજ વાર, હા કે ના ? તારી હા—નાપર એએ અભાગણી દુકતી તારી ને મારી જીંદગીનો આધાર છે"—અને હયાં ગુસ્તાસ્પે પોતાનાં બદનમાં છુપાવેલી એક કટારી ખેંચી કાઢી—જે જોઇનેજ પરીચેહેર અરધી બેસુધ્ધ થઇ ગઇ—"બોલ !" તે પરીચેહેરની અડોઅડ જઇ તેને ખુબ ઢંઢોલી પોકાર મારી બોલ્યો, "હે બાપનાં નામને એબ લગાડનાર બેમરવત દુકતી, બોલ એકદમ મને જવાબ આપ. એકજ હા અથવા ના ; અને ના કેહવા પેહલાં તું જાંણ કે આ કટારી જો તારૂં લોહી પીવાને કદાચ કમકમશે, અગર તારી જવાંન છાતીમાં એ ભોકી દેવા મારૂં દીલ નહીં ચાલશે, તોપણ હયાં આજ ઘડીએ હું તે મારી ઉકલતી છાતીમાં આરપાર ચલાવી દઇ તારા પગપાસ મુડદું થઇ પડશ, ને તારા બાપના ખુંની તરીકે તું સદા સુધીની કદ્રુવા પામેલી થશે. આ ખોટી ભપકી નથી, તો બોલ અને તારૂં અને મારૂં કીસમત આ પલે હયાંજ નક્કી કર."

શું પરીચેહેરે એ "હા" કરી જવાબ દીધો ? તેનો બાપ ખુશ ચેહરે હસતો કટારી પાછી ઉંચી કરી દઇ ઉતાવલે કદમે ઓરડામાંથી બાહેર કેમ ધસી જાય છે ? તે ફતેહ પામ્યો હોય—પોતાની ધારેલી મુરાદમાં પાર ઉતર્યો હોય એવો તેનો દેખાવ છે, અને ખરેખર પ્રિય વાંચનાર તેમજ હતું. !

પરીચેહેરને કશી સુધ્ધ રહી નહી હતી. તેણીની આંખે કશું દેખાયું નહીં હતું, અને તોપણ તેણીના બાપનો ખુંનખાર સાહદ સાંભલવાને તેના કાન અતી તીક્ષણ થઇ રહ્યા હતા. તેણીએ તેના બાપની ધમકી સમજી હતી. તે ધમકી પોતાની ધાસ્તી વચ્ચે ખરી માની હતી—જો કે તે ખરી હતી કે ખોટી તે સમજવાનું અમો વાંચનારનેજ સોંપીએ છીએ—અને તેથી તે ધમકીથી હેબત ખાઈ તે સુંદરીએ ઉતાવલા ગભરાતમાં જીણા

સાહદ એક 'હા' શબ્દ બોલી દીધો હતો. તેણીના બાપે તે બોલનો હીચકારો લાભ લીધો હતો, અને રખે તેણી ફરી 'ના-ફાં' કરે તેની ધાસ્તીથી તે ઉતાવલો હરખમાં આવી ઓરડા માંહેથી બાહેર ધસી ગયો હતો.

પણ પોતાના બાપનાં જવા પછી પરીચેહેર પોતાના 'હા' ને લગતી હીંમત હારી ગઇ. તેણી એ બાપીકા જુલમાત સામે મુતલગ ટકી શકી નહીં. તેણી ઉસ્કેરાઇ આવી. એક પલ—અને તેણીએ પોતાના ખોરાઇ ગએલા બાલ એક ઝપાટે ઉંચા કરી લીધા—પોતાનો પેશાક સરખો કીધો, અને ધીમે પણ ઉતાવલે કદમે તે એકલા એક ખુદાપર અને પોતાના લાચાર, હીણા અભાગ્યા હાલનાં નીરદાશપાણામાં વિશ્વાસ મેલી તે ઉતારૂખાનાંમાંથી જયાં જવાય ત્યાં જવાની મકસદથી એકલી નાહસી ગઇ!

## પ્રકરણ ૧૭ મું.

### મેલાપ.

કમનસીબ પરીચેહેર પોતામા ઘાટકી બાપના જુલમ વચ્ચે હીંમત હારી જઇ તે ઉતારૂંખાંનું મુકી એકલી નાહસી ગઇ ખરી, પણ તે લાંબો વાર એકલી રહી નહીં. તેણી ઘણા ગભરાતમાં ઘાણી જહડપથી ઘણું ચાલીને પછી શેહેરના ભાગમાંથી એક ખેતરમાં ઉતરી, જયાંથી જરા આગલ જતાંજ સાંબેથી કોઇ તેના તરફ ધસ્યું આવતું જણાયું, અને કોણ?—પરીચેહેર અચરતી, ખુશાલી અને દુઃખ વગેરેના જુસ્સાઓથી ઉસ્કેરાઇ આવી એક ચીચીઆરી પાડી ખુરશેનાજ હાથમાં બેસુદ્ધ થઇ પડી!

અને ખરેખર પરીચેહેરના બચાવને ખાતર તે ખાવીંદે ખુરશેદને વખતસર-તકસર મોકલી આપ્યો હતો. જો તે નહીં આવતે, જો તે મોડો આવતે, જો તેઓ મેલાપ ચુકતે તો સુંદર પરીચેહેરનું તેની એકલવાઇ હાલતમાં શું થતે તે કેહે-

વાઇ શકાતું નથી, અને તેથી ગમે એવા સેતમો વચ્ચે પોતાના બાપનું મકાન અને બાપનો આશરો તજી જવાનો તેણીનો અવિચાર આપણે પસંદ કરીશું નહીં,—અને તોબી 'સો સારૂં જેનું સેવટ સારૂં.' ખુશરોને પરીચેહેરનાં તારણ માટે ખુદાએ તકસર મોકલી આપ્યો, ને પરીચેહેરે જે આ ઉછાછલું પગલું લીધું હતું તે પોતાનો એક પાક કોલ અદા કરવા ખાતરેજ હતું, એટલે ખુશરોનાં તેને વખત સર આવી મલવાપર આપણે એક છુટકારાનો દમ ખેચીશું.

પરીચેહેરની બેભાંની બહુ થોડા વખતની હતી. ઘણા જુદા જુદા જુસ્સાઓએ એક ઉપર એક તેણીનાં મેજાં ઉપર દબાણ ચલાવેલું હોવાથી તે ભાંન ભુલી હતી, પણ પછી તુરત હુસ્યાર થઇ તેણે ત્યાંથી ખુશરો જોડે આગલ ચાલવા માંડયું. એ પછી તેઓ એક લગાર વધારે એકાંત ભાગ ઉપર આવી પોહોંચ્યાં, અને ત્યાં એક મોટાં કાપેલા ઝાડનાં થડ ઉપર બેસી તેઓએ અરસપરસ પોતાની હાલત ને હકીકતને લગતા વીગતવાર હેવાલ કેહેવા માંડયા.

ખુશરોનાં સિપાહગીરીમાં જવા પછી પરીચેહેરપર શું શું વીટયું તે સઘલાંથી વાંચનાર જેવી જોઇએ તેવી રીતે વાકેફ છે, એટલે તેણીએ ખુશરો આગલ તેના બાપે તેનાપર પાડેલા હાદિસાઓ અને સેતમગુજારીનો જે વિલાપ કીધો તે અતરે ઉતારી લઇ વગર અગતે લંબાણ કરશું નહીં; એટલુંજ કહીશું કે પરીચેહેર જયારે આંખોમાં આંસુ સાથ પોતાનો એ હેવાલ કેહેતી હતી ત્યારે ખુશરોને જે પારવનાનો ગુસ્સો, ધીક્કાર, દુઃખ, દયા, આશા, નિરાશા, હેસાંન વગેરે એકથી અનેક જુસ્સા થતા હતા તે સઘલા તેનાં મોં ઉપર થતા તહરેવાર ફેરફારો મારફતે પરીચેહેરને પ્રગટ જણાઇ આવતા હતા. બીજા હાથ ઉપર ખુશરોપર જે જે વીટયું છે તેથી પણ વાંચનાર બીન માહીતગાર નથી, એટલે જયારે ખુશરોએ પોતાનો વારો આવતાં પરીચેહેરને તે સઘલું કેહેવા માંડયુ ત્યારે તે પણ અતરે ઉતારવાની અમોને કશી જરૂર માલમ પડતી નથી.

અને એ રીતે અરસપરસ ખુલાસાઓ અપાઇ રહયા બાદ પરીચેહેરને અચબુચ એક દેહેસ્તનાક ખ્યાલ થયો, ને તેની દુ:ખભરી યાદ વચ્ચે તેણી એહેબત ખાઇ ગઇ. તેણીને તેના બાપની ધમકી યાદ આવી. સ્યાવક્ષ તરફની તેની પસંદગી નાપેસંદગી માટે "હા–ના" નો જવાબ મેલવવા ઉભો રેહેતી વખતે પરીચેહેરની હઠથી ઉસ્કેરાઇ આવી તેણે એક ન્હાની કટારી પોતાનાં બદનમાં છુપાવેલી ખેંચી કાઢી હતી, અને કહ્યું હતું કે:—

* * * "અને ના કેહેવા પેહેલાં તું જાંણ કે આ કટારી જો તારૂં લોહી પીવાને કદાચ કમકમશે, અગર તારી જવાન છાતીમાં એ ભોકી દેવા મારૂં દીલ નહીં ચાલશે તોપણ હયાં આજ ઘડીએ હું તે મારી ઉકલતી છાતીમાં આરપાર ચલાવી દઇ તારા પગ પાસ મુડદું થઇ પડશ, ને તારા બાપના ખુંની તરીકે તું સદાની કદુવા પાંમેલી થશે. આ ખોટી ભપકી નથી. * * *"—

અને પરીચેહેરને એ સઘલા બોલો ને તેના બાપનું એ સઘલું કેહેવું યાદ આવ્યું, ને તેણીને અતીશે ત્રાંસ પડયો. તે ભોલી અબલા પોતાના બાપની હૈયાતીની સલાંમતીને લગતી શંકાથી ગભરાઇ ગઇ. તેણી જયારે નાહસી આવી હતી ત્યારે તે તેણીના પોતાના બચાવ માટે હતું, માટે તેના બાપની સલામતી ઉપર વિચાર કરવાને થોભવાને તેને કશી અવકાશ હતી નહીં, પણ હવે નાહસવા પછીથી પેહેલીજવાર તેણીના બાપનો એ ભયંકાર કસદ તેણીને યાદ આવ્યો, ને તેથી તેણીનો બાપ રખેને તેણીની નાહસથી નાઉમેદ થઇ પોતાનો પ્રાંણઘાત કરે, અને પોતાના બાપનાં ખુનનો કમકમાટભર્યો કલંક રખેને એક આડકતરી રીતે તેના કપાલે ચોંટે એ વિચારોથી તેણીનું આખું તનબદન ધુજવા લાગ્યું, પણ ખુશરૂએ તેને તુરત ધીરજ આપી. "પ્યારી પરીચેહેર," તેણે સધ્યારો આવે તેમ દીલાસો આપી કહ્યું, "તું ભોલી છે, ને તેથી તે ભોલાપણાંની તારી ભલાઇ વચ્ચે તારા બાપનો ઠાગો તું સમજી શકી નથી. તેં જે મને વીગત કહી છે તે ઉપરથી હું ખાત્રીથી સમજુ છું કે જોકે તારા બાપે તને એમ કહ્યું છે કે 'એ ખોટી

ભપકી નથી' તોપણ તે ખોટીજ ભપકી હતી અને છે. તારા બાપની કીસમનાં આસામીઓ ઘણાં હીચકારાં હોય છે, ને તેઓ તેથી જેટલું બોલે છે તેનું અરધુંબી બજાવી બતાવાને પછાત પડેછે, તો તારો બાપ તો આપઘાતના એક ખ્યાલથીજ ફરી જઈ પાછો હઠશે તેમાં જરાએ શક નથી."

પરીચેહેરને આ સમજાવતથી ઘણો વિશ્વાસ મલ્યો. તેણીને આ સમજાવતથી ઘણી ધીરજ આવી, ને તે ધીરજ વચ્ચે પોતાના ગભરાતનાં ખરાં કારણ ઉપર વિચાર કરવાને તેણી ફરી એકવાર થોભી, એટલે તેને ખુશરોએ કહેલો બોલે બોલ ખરો લાગ્યો.

પણ હવે કરવું શું ? ખુશરો સિપાહગીરીમાંથી નાહસી આવ્યો હતો, અને લશ્કર તજી નાહસી જનાર સિપાહને તો અતી ગજબનાક સજાઓ ખમવી પડતી હતી. પરીચેહેર આ સજાની તેની સઘલી હદ સુધીની વાકેફગારી સારાં ભાયગે નહીં ધરાવતી હતી, તો પણ આટલું તો તેણી જાંણતી હતી કે ખુશરો નાહસો આવ્યો તે એક સજા લાયક કામ થયું છે, ને વલી લશ્કરમાં જામાસ્પ તેનો એક વેરસી મુદઇ વડાની જગ્યાપર હતો એટલે ધાસ્તી રાખવાને બેવડું કારણ હતું. પણ હવે ધાસ્તી રાખીને શું કરવું ? અંતે ખુશરો અને પરીચેહેરે ત્યાંથી પાસેનાં ગુરજાવર ગામડામાં જઈ નેકાના પવીત્ર ગાંઠથી એક થઇ ધણી ધણીઆંણી તરીકે નામ તથા વેશ બદલી રેહેવાનું ઠડાવ્યું. પરીચેહેર જયારે સમરવન ખાતેથી પોતાનાં ઘરથી નીકલી ત્યારે તેણે કાંઇક વિચારથી પોતાનું ભેગું કરેલું સઘલું નાણું સાથે લીધું હતું, તેમજ ખુશરોનાં ગજવાંમાં પણ થોડાક દરમ પડેલા હતા, અને એ એટલીજ દોલત ઉપર તેઓએ નવેસર ઘર માંડી રેહેવાનું ઠડાવ્યું, અને તે ઠડાવને અમલમાં આણવા માટે તેઓ ત્યાંથી ગુરજાવર ગામડાં તરફ જવા નિકલ્યાં.



## પ્રકરણ ૧૮ મું.

### ગુરજાવર.

એક સદગુણી ઓરતની સ્તુતીમાં જે બોલશું તે ઓછું અને થોડું કેહેવાશે. તે પોતાનાં ઘરની-કબીલાની અને આખાં સંસારની શોભા છે. તેવી એક અબલાને એક બાપની બેટી તરીકે જુઓ, અને પોતાના મુરબીનો પડતો બોલ ઉંચકવા, તેની દરેક મરજી રાખવા, તેના બુઢાપાનો આરામ થવા તે કેટલી કદરથી ને કેવી ફાલજીથી-કેવા પ્યારથી ને કેવી ઉલટથી તેણી તેની બરદાસ્ત કરશે તે તપાસો;-કે જયારે જે બાપ-જે મુરબીનાં સુખમાં તે પોતાનું સુખ સમજેછે તે બેંજાફાટેલ હશે—દયા-હીણ, જુલમગાર, નહીં વેઠાય એવો હશે તો પણ તે બાપની મરજીને સામે થવા સામે અંતની ઘડી સુધી તે પોતાનાં મમતાલું દીલના જોસભર જુસ્સાઓ સામે આજેજ થયા પેહેલાં હજારો લડત ચલાવશે! તે એકજ પાક પ્યારથી—પ્યાર કે જેમાં વાસના સાફ છે, દીલ એક છે, મન પાખ છે-પ્યાર કે જેમાં એક ખુદાઇ અસર અને છેક ખુદાઇ આશીરવાદનો ભેલ છે—પ્યાર કે જેમાં દોષ જેવું, અપરાધ સરીખું, ઠપકા લાયક અઘટીટ આચરણ હોતું નથી એવા એક ખરા ખાલેસ, ખુદાઈ પ્યારથી એક ખરેખરી સદગુણી અબલા, સદગુણી તરીકે પીછાંણી કાઢેલા એક પ્યારાને ચાહતી હશે તે પ્યાર કશાંથી માહત થવાનો નથી, ને તે બાહાદુર અબલા પોતાના ઓસ્તવાર કોલ અને કસદ સામે કશાંથી હઠી જવાની નથી! તેને એક ખાવંદની ધણીઆંણી તરીકે તપાશો-અને તેણી કોણ છે? તેણી તે ખાવંદની એક રાહનુમા ફીરેસ્તો છે. પોતાનાં ઘરને સુખી રાખવા અને સુખી કરવામાં—પોતાના ખાવંદનું સુખ ને સગવડ સાચવવામાં-પોતાના ખાવંદને હસીને હસાવી તેનું દુઃખ, કંટાલો કે હાડમારી ભુલાવામાં તેની સર્વોતમ મોજ ને પેહેલું સુખ સમાયું રહે છે, અને છેલ્લે એક સદગુણી ઓરતને એક માતા તરીકે પીછાંણી

તેના લાભપર એક નજર નાંખો;—તે માતા કે જેનો સઘલો સ્ધ્યારો ને સઘલો આરામ તેનાં બચ્ચાંની સુખકારી ને તનદરૂસ્તીમાં છે, તે માતા કે જેનો કીમતી જીવ તે નાનકડા જીવને જરાએ અસુખ થતાં ઉડી જવા જેવો થઇ જાય છે, જે પોતાના જાંનને જોખમે-પોતાનાં સુખની કશીએ કનવાર કરવા વના પોતાનાં બચ્ચાંને ઉછેરવા, સાચવવા, શીખાડવા, સુધારવા, વધારવા ખડે પગે રહી ખરી માવજત અને ખરી માયાથી માતાના પવીત્ર એલકાબને તેના મીઠાસની પુરેપુરી પાક હદ સુધી ખરી કરી આપે છે!—અને કવીઓ એવી એક સદગુણી ઓરતની સ્તુતીમાં પાનાનાં પાનાં રસ ભરેલી કવીતાઓથી ભરી નાંખશે,—ગ્રંથ કરતાઓ એવી એક પાકજાદ ને નેકજાદ અબલાની માત્ર એકજ ખુબી ઉપર વિસ્તારથી બોલવાને પ્રકરણનાં પ્રકરણ ભરી મેલશે, ને તોપણ તેમાં કશી બનાવત-કશી સહુરાગત કેહવાશે નહીં!

પણ આપણે આપણી વારતાથી ઘણા વેગલા ગયા, અને તોબી એક અસરાફ અબલાની વખાંણમાં અથવા એક સદગુણી ઓરતની તેના જુદા જુદા ભાગો જે તેણે આ સંસારના તખ્તા ઉપર ભજી બતાવવા છે તેની તપાસમાં અમોએ જે જે કહ્યું છે તે અમો પરીચેહેરને લાગુ પાડવા માંગીએ છીએ. વાંચનારે પરીચેહેર માટે જે જે જોયું છે (અને હજી પછી ઘણી મોટી હદ સુધી ઘણું વધારે તે જે જોશે) તે ઉપરથી તે પરીચેહેરને ઉપર કહેલી કીસમની એક અબલા આ વારતાના સફાઓ ઉપર ખડી થએલી જોશે, માટે હવે આપણે આપણી વારતાથી પાછા રીતસર આગળ ચાલશું.

ગુરજાવર ગામડામાં ખુશરો અને પરીચેહેર નવાં નામો હેઠલ ધણીધણીઆંણી થવા કેડે એક વરસ ઉપર થઇ જવે હવે 'નવાં જુનાં' થઇ ગયાં. ભલાં આદમીઓ હોય છે તેઓ જયાંબી જાય ત્યાં સમાઇ અને પલોતાઇ જાય છે, એટલે ખુશરો અને પરીચેહેર ગુરજાવર ગામડાંમાં પાર પડોશીઓ સાથ વ્હેલાં હલી

ગયાં અને તેમના નેકા થયા બાદ તેઓ ઘણી ઘણીઆંણીનાં સુખ ને હકથી ઘર માંડી રહ્યા કેડે તેઓ મેહેનત કરી પોતાનું ગુજરાંણ કરવા લાગ્યાં. આ ગામડું એક ઘણું એકાંત તો પણ ખુશનુમા હતુ, અને ખટકે ખટકે મુસાફરી કરી છેક નીગર-આબાદથી એટલે દુર સુધી જઇ રેહેવામાં ખુશરોની શી મકસદ હતી તે વાંચનારને સમજાવવી પડવાની નથી.

એ આખું વરશ અથવા દોઢ વરશ કેમ ગુજર્યું તે કેહેવા અથવા વીસ્તારવા થોભવાની કાંઇ જરૂર છે? પરીચેહેર પોતાના બાપની જુદાઈ માટે બલીને ખાખ થતી હતી. બુઢાપામાં તેની સાહરવાર કોણ કરતું હશે, તેનો પાજી સ્વભાવ હવે સંભાળી કોણ લેતું હશે, તેની એકલવાઇ હાલત વચ્ચે તે જુરી જુરીને કેવો બેજાર થઇ ગયો હશે એ ખ્યાલોએ જ્યારે ત્યારે તે સું-દરીની આંખ્યો આંસુથી ભરાઈ જતી, અને તો પણ તેણી તેનાપર દીલાસાનો એક શબ્દ લખી અથવા સધ્યારાનો એક પેગાંમ પણ મોકલી શકતી ન હતી, કેમકે પોતાનાં રેહેઠાંણની ઇધાની જેમ બને તેમ છુપાવી રાખવાની જરૂર હતી. તે રે-હેઠાંણની જાંણ થવે ખુશરોને સિપાહગીરીમાંથી નાહસી આવ-વાના વાંક માટે પકડાવાનો ભય ભરેલો સંભવ વધારે રહે, કે જયારે હવાણાં જોકે રોજ તેવા સંભવતી ધાસ્તીથી તેઓ હેરાંન ને બેચેન તો છેજ, તોપણ તેવું કશું નહી થવાની સમાધાની વચ્ચે અને અરસપરસની મદદ અને મોહબત વચ્ચે તેઓ જો-ડાએ એવી રીતે ખુશી છે.

પણ એ સુખ કયાંકવેર ચાલશે? ખુશરોએ એ ગુરજાવર ગામડામાં આવી રહ્યા પછીથી એક મકતબ ઉઘાડી, ત્યાં તે ગામડાંના છોકરાઓને અભ્યાસ કરાવા માંડયો અને તેની કા-બેલીયતથી લોક એટલું ખુશ થતું ગયું કે તેમાંથી તેને ઘણી સારી પેદાસ થવા લાગી. વલી બીજા હાથપર પરીચેહેર આલસુ ન હતી. તે ઘરનું સઘલું કામ ઉપાડી લીધા ઉપરાંત લોકોને રોજે ભરી સીવી આપતી હતી, અને તે રીતે જયારે ખુશરોનું

ઘર એક ત્રીજા નાહના જીવની સુખ ભરી હાજરીથી હસતું ને ગાજતું થયું, એટલે જયારે બીજાં બે વરસના અરસામાં ખુશરો બાપ અને પરીચેહેર માતા તરીકે એક ખુશચેહેર બેટાને ખોલે લઇ રમાડવા લાગ્યાં, ત્યારે તેઓ જેવી ગરીબાઇ વચ્ચે ગુરજાવર ગામડાંમા આવી વશ્યાં હતાં તેથી નાણાં સંબંધી પણ ઘણી ચઢતી સુખી હાલતમાં તેઓ હતાં.

એમ કરતાં નાનો એરચ ત્રણ વરસનો થયો. ત્રણ વરસ ! અને તો પણ એ ત્રણ વરસ એક પાણીના રેલાની પેઠે પસાર થઇ ગયાં, અને ખુશરો એક સાંહજે પોતાની મકતક બંધ કરી લગાર અસુરૂં થએલું હોવાથી ઉતાવલે ઘર જતો હતો તે વખતે પોતાનાં ઘરની ગલીમાં વલવા જતાં તે તે ગલીમાંથી તેવીજ ઉતાવલી ઢપે બાહેર આવતા કોઇ આસામીસે અડડી પડયો. બંને ચોંકયા, બંને છુટા પડયા, અને બંને એકમેક પાસ પોતપોતાની ઉતાવલ માટે માંફ માંગવાની સભ્યતા બતાવા ગયા, પણ તે બોલો તેમનાં મોમાંથી બાહેર પડે તે પેહેલાં તેમના હોઠ પરજ મરણ માગ્યા, કેમકે તે બંને જણે એકમેકને તુરત પીછાંણી કાઢયા, અને કમનસીબ ખુશરોએ મોટા ગભરાટ વચ્ચે પોતાના સુખના મિનારાને જમીનદોસ્ત થઇ ગએલો જોયો, કેમકે આ કોઇજ નહીં પણ પેલો લુચ્છો લુકમાંન હકીમ હતો !



## પ્રકરણ ૧૯ મું.

### એક તડાકો.

પેહેલાં કોણે બોલવું અને શું બોલવું તે બેઉને સુજયું નહીં. એટલે લાંબે વખતે મેલાપ થએલો હોવાથી અને તેબી નહી ધારેલી નહી વકી રાખેલી રીતે અચબુચ અચાનક મેલાપ થઈ ગએલો હોવાથી લુકમાન અચરતીથી ને ખુશરો ગભરાતથી ચુપ થઇ ગયા. પણ અંતે લુકમાને જબાં ખોલી.

"હો હો દોસ્ત ખુશરો," તે ખુશરો ને તેનાં વચ્ચે કશું બન્યુંજ ના હોય તેમ ખડખડ હસી બોલ્યો, "કેમ છે? હું ઉમેદ રાખુંછું જે તું મારા તરફ કશું વેર રાખતો નથી."

"ન–નહીં, કાંઇ નહીં," ખુશરો તોતરો બોબરો થઇ બોલ્યો, "હું વેર રાખતો નથી, પણ તું-તું અહીં કેમ આવ્યો?"

"અહીં કેમ આવ્યો?" લુકમાંન્ કે જે આ સઘલો વખત ખુશરોને ઘણોજ ધારી ધારીને જોતો હતો, અને તેની નાણાં સંબંધી સારી હાલત તુરત પાંમી ગયો હતો—કે જ્યારે તે તે પોતે જેવોને તેવો આગલની પેઠેજ પોશાકની બાબદમાં કંગાલ અને ચીઠડે હાલ હતો તે લગાર થોભી બોલ્યો, "હું તો અહીં મારે કામે આવ્યોછું. ખુશરો હું આજ કેટલું થયું આપણાં સમરવન ખાતે ટપાલ ખાતાંનો વડો—પણ બાપરે! શી રીતની ઠંડી પડેછે," તે જે બોલતો હતો તેમાં તુટી જઇ વાત ફેરવી બોલ્યો, અને ઘણી ઠંડી લાગવાની ઢપે હાથમાં હાથ ભેરવી સંકોચાઇ ઉભો, "ખુશરો તારૂં અહીં ઘેર છેની?"

"ન-નહીં," શું કેહેવું તે નહીં સુજયાથી ખુશરોને જુઠું બોલવાની ફરજ પડી, "નહીં, હુંતો અહીં બે દહાડા કામસર આવેલો છું."

"હા, પણ તો કોઇ ઉતારૂંખાનાંમાં તો તું ઉતર્યો હશેની?" લુકમાને પોતાનું કામ કાઢવાની વાત ચલાવી, "કાંઇ નહીં તો આ સામે પીઠુંછે, ચાલ ત્યાં જઈ આપણે વાત કરીએ!

ખુશરોએ કોઇબી પીઠાની સીડી કદી ઓલંગી ન હતી, અને તો પણ આજે તેમ કરવાની તેને દુઃખ ભરી ફરજ પડે છે- તે લુકમાનને કોઇબી રીતે રાજી રાખવા માંગેછે, કેમકે લુકમાનને સારી રવેસે રોશન હતું કે તે લશકરમાંથી નાહસી આવેલો છે ને તેથી તે ચાહે તો આ ઘડીએ ખુશરોને સપડાવી દીએ એવું હતું, માટે સપાહગીરીના સેતમ ને સજાનો ભોગ પોતાનાં બે નીર્દોશ વ્હાલાંઓનો વગેરે વિચાર કરી ખુશરો લુ-કમાન સાથે પીઠામાં ગયો, અને લુકમાંને ખુશરોના ખરચે તેની

રજાવના પોતેજ તેનો શેઠ થઇ અંદરના ઓરદામાં સરાબ લાવવાનો હોકમ કીધો.

આ ઓરડામાં કોઇ હતું નહીં, માટે એક કંગાલ જેવી ભાગા પગની ટેબલ આગલ પડેલી બે તેવીજ ખુરસીઓ ખેંચી લુકમાન ને ખુશરો સામસામે બેઠા, અને સરાબ મુકી પીઠાં વાલાના નોકરે બાહેર જવા પછી લુકમાને વાત ચલાવી.

"અસલ બન્યું એમ દોસ્ત ખુશરો," તેણે દારૂનું એક કોપટું ગલામાં એક ગોટે રેડી દઈ હોઠ મચકાવી વાત ચલાવી, "કે કેહું સમરવન ખાતે ટપાલ ખાતાંનો વડો થયો ને હવડાં થોડુંકપર એક જણાંની કીંમતી રકમ ત્યાંથી એક કાગલ મારફતે અત્રે બીડાઈ હશે તે અતરેના તે શખ્સપર આવવા પાંમી નહીં. ખુદા માલમ તે કયાં ગુમ થઇ ગઈ પણ તે રકમ ઉચાપાટ કરવાનો ટોપલો મારે માંથે આવ્યો, ને મને તે રકમ કેઠેથીબી તાકીદ ભરી દેવાનું અથવા આ ગુરજાવર ખાતે જેનાં પર તે રકમ બીડી હતી તેને તે પુગીછે એવું કેહવાડાવી સમજાવી લેવાનું કામ મારે માંથે આવી પડયું, માટે મારૂં અત્રે આવવું થયું ને હું નીરાસ થઇ અત્રેથી પાછો જતો હતો, કેમકે તે કમબખ્ત સમજે એવું આસામીજ નથી, ને તેટલાંજ તારી સાથ સારાં નસીબે મેલાપ થઇ ગયો."

"સારાં નસીબે?" ખુશરોએ દુઃખથી કહયું.

"હા સારાં નસીબે," લુકમાંને ખુશરોના મનમાં શું શું થતું હતું તે સમજી જઈ એક બીજું કોપટું ખાલી કરી ટેબલપર મેલતાં હરખ પામી કહયું, "કેમકે હવે એ ખોહોવાયલી રકમ મારે કેઠેથીબી લાવીને ભરવી તો જોઇએ, અને તે ભરી શકાય એવી મારી ગુંજાસ નથી, પણ તારી હાલત સારી દીસે છે તો એક પુરાંના દોસ્તને તું ના પાડે એવું હું માનતોજ નથી."

દોસ્ત! જેણે કટટા–કરડા દુશ્મનની ગરજ સારી તે આજે પોતાને દોસ્ત કહી દુઃખી ખુશરોને બેવડો સતાવે છે, અને જેને તેની બુરાઇના બદલામાં ખુશરોએ માહા ધીક્કારથી

કોઇ બીજા વધારે સારા વખતે એક લાત મારી પોતાની હુજુરમાંથી હડસેલી કાઢયો હતે તેને આજે પોતાને તેનો દોસ્ત કહી રેહેવાની બેઅદબી તે નફટાઇ સામે ખુશરો ટકટક જોયા વના બીજું કશું કરી શકયો નહી !

"કેમ દોસ્ત તું પીતો નથી ?" લુકમાને છઠીવાર છઠું કોપતું ખાલી કરી ટેબલપર મુકતાં ખુશરોનું ૧ લું જ હજી જેવું ને તેવું ભરાયલું આંગલી લગાડયા વનાનું તેના સાંમે પડી રેહેલું જોઇ કહ્યું, "એમ કેમ ચાલશે ?—પણ ત્યારે શું વીચાર?"

"તને કેટલુંક નાણું જોઇશે ?" ખુશરોએ દુ:ખથી ધીમા સાહદે પુછ્યું.

"એક ત્રણસો દેરમ, વધારે નહી," લુકમાંને કાંઇ હોયજ નહીં તેમ બેદરકારીની ઢપે કહ્યું.

ત્રણસો દેરમ ! ખુશરો ને પરીચેહેરની મેહેનતની કરકસરે ભેગી થએલી નાની દોલતનો આ એક મોટો બલકે લગભગ સઘલો ભાગ હતો, અને તોપણ લુકમાનને તૃપ્ત કર્યા વના કાંઇ ચાલ્યું ?

"અને અગર એ નાણું તને મલે તો તું મને આગલ સતાવશે નહીં તેની જામીનગીરી શી છે ?" ખુશરોએ વલી ઘણાજ ગમગીન સાહદે પુછ્યું.

"છટ, છટ, મારાપર એતબાર રાખ દોસ્ત, લુકમાને ધીરજ આપી, તેવું કશું થાય નહીં."

"અને તોપણ એકવાર તેવું થયું છે," ખુશરોએ તેનાં પાપની યાદ નરમ શબ્દોમાં દેવાડી, "એકવાર તારા એતબારમાં હું ઠગાયો છું."

"અરે પણ ત્યારે તો હું છેકજ ભીખારી હતોની !" લુકમાને જરાએ શરમાયા વના દારૂ ઉઠાવતાં ઉઠાવતાં કહ્યું, "ને વલી પેલો ચંડાલ જામાસ્પ મને ભમાવ્યા કરતો હતો માટે તે તો બની તે બની, હવે તે તું વીસરી જા, દોસ્ત ખુશરો."

વીસરી જયાવના બીજો છુટકો ન હતો. લુકમાનની મરજી સાચવ્યા વનાનો રસ્તોજ ન હતો, એટલે ખુશરોને તાબે થવુંજ પડ્યું.

"તું હયાંજ બેસજે. હું તે નાણું લાવું છું," ખુશરોએ ખુરસીપરથી ઉઠતાં કહ્યું, "ને ખુદાને ખાતર તું તે લીધા પછી મને વધારે સતાવતો ના."

"તું તે વિશે બીલકુલ બેફીકર રહે," લુકમાને આવી નહીં ધારેલી રીતે આવા ટુંક અવસરમાં આવી ગંજાવર રકમ તેનાં ગજવામાં ચાલી આવવાના હરખથી ખુરસીપરથી ઉભો થઇ ખુશરોને બારણાંલગ મુકવા જતાં જતાં ફરી ફરીને સલ્યારો આવે તેમ કહ્યું, "તુંને વધું સતાવાને બદલે મારી આ તકે હોરમત સાચવવા સારૂં ઓર હું તારો ઘણો ઉપકારી થઇ રેહેવશ."

---

## પ્રકરણ ૨૦ મું

### ૩૦૦ દેરમ.

જે ભરથાર પોતાની ઓરતને એક સાચ્ચા પ્યારથી ચાહતો હશે ને જે આનંદ તેની ઓરતનાં સુભાગ્ય ને સુખમાં પોતાનું સુભાગ્ય ને સુખ સમજતો હશે, તેને તેની ઓરત માટે કાંઇ સંતાપજનક સમાચાર લઇ જવા હશે તો તેનું દીલ ખરેખર ફાટી મરશે. ખુશરોનો તેવોજ હાલ હતો. તે પોતાનાં ઘરમાં ગયો, પણ રોજના જેવા હરખથી-સુખથી આજે તે જઇ શકતો નથી. તેને લાગ્યું કે બાહરે બાહર એ નાણું ઉધાર સુધાર જમાવ કરી લુકમાનને પટાવવો, ને તેની હાજરીની માહીતગારીથી પરીચેહેરને હલાકી નહીં આપવી, પણ તુરત એ વિચારને નાલાયક તરીકે તેણે પોતાનાં દુઃખ વચ્ચે પણ તુછકારી કાઢ્યો. ઓરત મરદનાં સુખની ભાગ્યણ છે એ વાત જો ખરી હોય તો તેજ ઓરત તેજ મરદનાં દુઃખમાં ભાગ લઇ તેનાં દુઃખ વચ્ચે દીલાસો થઇ પડે એ વધું અગતનું છે, અને તેથી ખુશરોએ પરીચેહેરથી કશું નહીં છુપાવાનો કસદ કીધો.

પરીચેહેર તેને ઘરનાં ઉંબરપરજ તેની વાટ જોતી મલી. કાયદા પ્રમાણે તેણીના હોઠ પોતાના ખાવંદને એક પ્યારભર આવકાર આપવા મીઠાસથી હસતા હતા, પણ તુરત તે હસવું નાબુદ થઇ ગયું ને તે હસતા ચેહેરાએ ખુશરોનો જર્દ ચેહેરો જોઇ કાંઇ સંતાપની આગાહીમાં દુઃખનો દરાંમણો દેખાવ ધારણ કીધો.

ખુશરોએ કેવી ઢપે ને કેવા હાલે પોતાની નેક ઓરતને લુકમાનના મેલાપની અને તેની લુચ્છાઇભરેલી માંગણીની ખબર આપી તે વીસ્તારથી અતરે ઉતારવા આપણે ખોટી થઇશું નહીં, પણ તે સાંભલી લેવા કેડે પરીચેહરે શું કીધું તે જણાવવાને આપણે લગાર થોભીશું. તે સુંદરી આ હેવાલ સમજતાંજ પોતાના ભરથારની સલાંમતી માટે ફાલ ખાઇ ગઇ, અને તોપણ ખુશરોને છેક નાહીંમત થતાં જોઇ તેણીએ પોતે હીંમત પકડી તેને છાજતા બોલોમાં હીમત આપી. તે પોતે જાતે જઇ પોતાની ખરી મેહેનતનો પૈસો લઇ આવી, ને તે સુનાની ચાવીથી લુચ્છા લુકમાનનું મોં બને એટલી ઝડપથી બંધ કરી લેવાને પોતાના ખાવંદને ઓજરખાહીથી વીનવ્યો. પરીચેહરને ઘરમાંથી એવડી મોટી રકમ એક હરાંમખોરને ખાતર કાઢી આપતાં જે દુઃખ થયું તે તેથી પોતાના ભરથારને મલતી સલામતીના ખ્યાલનાં ક્ષણીત સુખ વચ્ચે નાપેદ થઇ ગયું.

અંતે ખુશરો જયારે પાછો પેલાં પીઠામાં ગયો ત્યારે લુચ્છો લુકમાન દમપર દમ કોપટાં હજી ચઢાવ્યો જતો માલુમ પડયો. "રડશે રૂવાલો" એવો એકલપેટા લુકમાનનો હવણાં હાલ હતો. તે ખુશરોના પૈસાએ મોજ કરતો હતો, કેમકે તે જાંણતો હતો કે સરાબનું જેબી અને જેટલુંબી બીલ થશે તે બાપડો ખુશરો મુંગે મોંઢે ચુકવવાનો, એટલે પીવાય એટલો પી ધરાવામાં આ છાકટો જરાબી અચકતો ન હતો. અંતે ખુશરોએ આવીને તેના હાથમાં તેની ચાહેલી ચીતેલી રકમ મુકી. "લુકમાંન," ખુશરોએ ઘણાં દુઃખથી કહયું, "આ જે તને

આપુંછું તે મારી કરકસરે ઘણી મેહનતે ભેગી કરેલી સઘલી દોલત છે એમ જો તને કહીશ તો તું માનશે નહીં, અને તોપણ તેમજ છે તો હવે ખુદાને ખાતર મારાપર રેહેમદીલ થજે. તેં મને અહીં જોયો છે એવું કોઇને જાંણવા દેતો ના, કેમકે અગર હવે પછી હું તારી તરફના દગાથી કોઈના હાથમાં સપડાવશ તો તે બુરાઓ મારાપર કશી દયા દેખાડવાના નથી. તે દયા હું તુંથી ચાહુછું ને તે મારેજ માટે નહીં પણ——"

પણ ખુશરો આગલ બોલી શકયોજ નહીં, ને તેની આંખો આંસુઓથી ભરાઇ ગઇ.

લુકમાંને તેને છાજતો સધ્યારો આપ્યો. "હું જાંણુંછું દોસ્ત ખુશરો કે તું પેલા ગુશ્તાસ્પની બેટી સુંદર પરીચેહેર જોડે પરણેલો છે," તેણે કહયું. "બચારા ગુશ્તાસ્પનો હાલ બહુ માંઠો છે. તેને કશાંથી હવે સુખ મલતું નથી ને તે સ્વભાવે અતીશે પાજી થઇ ગયો છે."

આ વાત કરતાં તેઓ ઓરડામાંથી બાહેર નિકલ્યા, ને લુકમાન છુટો પડયા પછી દારૂનું 'બીલ' ચુકવી ખુશરો પોતાનાં ઘર તરફ વલ્યો. તે રસતામાં દર દશ કદમે થોભી પાછું વલી જોતો હતો, કેમકે તેને ભય હતો કે રખેને લુકમાન તેની પુઠે પડી તેનું ઘર જોઇ લીએ, પણ લુકમાન પુઠે આવતોજ ન હતો.

---

## પ્રકરણ ૨૧ મું.

### બીજા ૩૦૦ દેરમ.

એમ કરતાં ખુશરો અંતે પોતાનાં મકાંને પોંહોંચ્યો. આજે પણ પરીચેહેર તેને પ્યારથી દીલાસો દેવા તૈયાર હતી ને તેમ કરતાં તે સાફ અબલા હસતી હતી, પણ તેનું હસવું તદન ફીકુ પડી જતું, અને તેણીના ચેહેરા ઉપર ગભરાત પ્રગટ જણાઇ આવતો.

પણ હવે કરવું કેમ? લુકમાનને પોતાની લગભગ સઘલી દોલત આપી દઇ ખુશરો અને પરીચેહેરે તૃપ્ત કરવાનું તો કીધું હતું, તો પણ ખુશરો સિપાહગીરીમાંથી નાહસી આવવા કેડે તેને પકડી આપવાને ૩૦૦ દરમનું ઇનામ જાહેર થયું હતું તે ઇનામની લાલચ સાંમે લુકમાન ટકી રેહેશે કે નહીં એ એક સવાલ રહયો. લુકમાન હાલતો ત્રણસો દરમ લઇ ગયો હતો, અને તેમનાસે દગો નહીં રમવાનું તેમને અભય વચન પણ આપ્યું હતું એ ખરૂં, પણ એકવાર ખુશરો કયાં વસે છે તે જોઇ લીધા પછી હવે બીજા ૩૦૦ દરમ મેલવવાની તેને શું લાલચ ન થશે? તે કેટલો ને કેવો લોભી છે તે ખુશરો અને પરીચેહેરને બંનેને એકસરખા અભ્યાસથી એકસરખું રોશન હતું, અને તેથી એવા એક લોભીનાં અભય વચન ઉપર એતબાર લાવવો એજ શું પસ્તાવો કરવા જોગ પરીણામ લાવે નહીં?

પણ એ પરીણામ અટકાવવાને હવે કરવું કેમ? હયાંથી ઘર ઉડાવી જયાવના કાઇ બીજો છુટક હતો? અને જો ઘર ઉડાવી જાય તો વલી કોઇ નવા ગામમાં નવેસરથી ઘર માંડવાની નવી ખટપટ કરવી પડે! પણ એ ખટપટનેજ ખાતર ખુશરો અને પરીચેહેર હારી ખાઇ જાય એમ પણ ન હતું; નવાં ગામમાં ગયા પછી ખુશરોને હયાંની પેઠે એકાદ મકતબ ઉઘાડવાનું બની શકે કે નહીં, ત્યાં પરીચેહેરને હયાંની પેઠે કામ મલે યા નહીં,—અને તો તેઓ પોતાનો અને પોતાનાં એક પ્યારાં બચ્ચાંનો ગુજારો શા ઉપર કરે? એ સઘલા વિચારો ખુશરો અને પરીચેહેરે સાથે બેસી ધ્યાનમાં લીધા, અને પછી અંતે ઠડાવ્યું કે જે બને તે ખરી, પણ હવે તો હયાંજ રેહવું.

અને ગુરજાવર ખાતેનાં તેમનાં ઘરમાંજ તેઓ રહયાં, પણ તે કેવી રીતે? લગાર પણ તેમનું બારણું ઠોકાતાં તેઓ ચોંકતાં. ખુશરો રસ્તામાં આગલનાં જેવાં છુટાપણાં કે સ્વતં-

તાનાં સુખમાં ફરી શકતો નહીં; તેમને ખાવા પીવા ગમતું નહીં, અને તેઓ જેવી સુખી હાલતમાં હતાં તે કરતાં વધારે દુ:ખી અને કંગાલ અવસ્થામાં દર રોજની દરેક પલની ધાસ્તીએ તેઓ રહ્યાં. એ રીતે ઘણા દહાડા ગયા, પણ હવે વધારે દીવસો ત્યાં રાત દીવસનો હુભત ધસકમાં રહી જવા દેવાને ખુશરોને ઠીક લાગું નહીં. તેણે જોયું કે એક ચિન્તા કરતાંબી ચિંતા કઠણ હતી, અને તેને તેમજ પરીચેહરને આ માહુ ભારત ચિંતા ખાઇ જતી હતી, માટે અંતે ત્યાંથી ઘર ઉઠાવી કોઇ બીજા વધારે દુરનાં એકાંત ગામડાંમાં જઇ રેહેવાનુંજ તેઓએ ઠરાવ્યું.

ખુશરોએ પોતાની મકતબ બંધ કરી, અને ત્યાંનો તથા ઘરનો બીજો સઘલો ગામ નહીં લઇ શકાય એવો સરસામાન વેચી નાંખ્યો. ખુશરોનાં પાર પાડોશીઓ અને તેના ચેલાઓનાં માબાપો તેને અને તેની ઓરતને ઘણાંજ નેક, અસીલ, નમાનાં અને માયાલુ દીલનાં માણસો તરીકે પીછાંણી લઇ તેમને ઘણાં ચાહતાં હતાં તેઓ ખુશરોનો અચબુચો તે ગામ છોડી જવાનો વિચાર સાંભલી લઇ જેટલાં અચરત તેટલાંજ દલગીર થયાં. ખુશરોને એમ કરવાનું કારણ કોઇને કશું સમજ પડયું નહીં, અને ખુશરોએ તે કોઇને સમજાવવાની જરૂર જોઇ નહીં. ગામડાંમાં સૌને ખુશરો વીશે ઉંચો વીચાર હતો, અને તેથી તે કોઇનો કરજદાર થઇને ગામડામાંથી અચબુચ નાહસી જાય છે, અથવા કોઇનો બગાડ કરેલો હોવાથી બીહીને પોબારા માપી જાય છે એવો ખુશરોને ખેજાલત લગાડનારો ખ્યાલ કોઇને મુતલગ થયો નહીં, અને તેથી તેઓને કશું સમજણ પણ પડી શકયું નહીં એ સ્વભાવીક છે.

અંતે એક રોજે ગુરજાવર છોડી જવાની સઘલી તયારીઓ થઇ ચુકી. સઘલો સરસામાન બંધાઇ ચુકયો, અને હવે ખોટી માતર ઘરમાંથી બાહેર પડવાનીજ હતી—ને ખુશરોનું બારણું ઠોકાયું!

ખુશરો અને પરીચેહેર પોત પોતાનાં કામ વચ્ચે બંને ચોંકયાં, અને બંને થોભ્યાં. બારણું પાછું ઠોકાયું અને આ વેલાએ તે ગગડાવી નાખવામાં આવતું હોય એવી કાંઇક સત્તાની સાબેટીના ખખડાટથી જોસમાં ઠોકવામાં આવ્યું. હવે શક શું રેહે? ખુશરોએ જોયું કે તેનાં કમનસીબે તેનાસે પાછો દગો કીધો, ને આ અંતની ઘડીએ તે પોતાના શત્રુઓના સપાટામાં પડયો. એક માણસને ફાંસીનાં લાકડાંપર લઇ જતા હોય તેવાં ગમખાર કદમે તેણે પોતે જઇ તે બારણું ઉઘાડયું, અને તેણે આગલથી ધારી રાખ્યું હતું તેમ સરદાર જામાસ્પ અને થોડાક સિપાહોની ટોલી બારણામાં ઉભી હતી. ખુશરો બારણું ઉઘાડતાંજ ગભરાતમાં પાછલ હઠી ગયો. પરીચેહેર તેની સાથેજ હતી. ખુશરો હીંમત હારી ગયો, પણ પરીચેહેરે કાંઇક અચરત કરનારી ધીરજ ને સમાધાંનીથી તેને ઘણોક સબ્યારો આપ્યો.

જામાસ્પ આ નવી ફતેહની મગરૂરીમાં માહા ધીક્કારથી હસતો અંદર આવ્યો, ને આવતાંને આટલે લાંબે વખતે પણ તેને પોતાના સપાટામાં લેવા ખાતરની પોતાની બાહોસીની પોતે જાબજા તારીફ કરવા લાગ્યો. તેણે પરીચેહેરની આંસુભરી મીનતજારીઓની કશી પણ પરવાહા કરવાવના ખુશરોના હાથમાં મજબુત બેડી નાંખી, અને એરચ અને પરીચેહેરના વીલાપ વચ્ચે તે તેને જબરીથી તેમની ગોદમાંથી છીનવી લઇ ગયો.

જતી વેલાએ ખુશરોએ પરીચેહેરને જરૂર જોગું સઘલું કહી રાખયું હતું. પોતાનાં લશકરની છાવણીની તેણે ચોકસ ઇધાંણી આપી હતી, ને નીગરઆબાદ ખાતે આવી પોતાની જે થોડીઘણી પુંજી બાકી હતી તેમાંથી ત્યાં એક ઘર ભાડે લઇ રેહેવાની ગોઠવણ વગેરે કરવાનું તેને દચકાંઓથી ગુંગલાતા સાહદે પણ સમજાવી લીધું હતું.

એ પછી પરીચેહેરે એકલી પોતાના બેટાને લઇ ખુશરોની પુઠે જવાની તૈયારીઓ કરી. તેનાં પારપાડોશીઓ ઘરમાં ભેગાં

થયાં હતાં, તેઓને હવે તેણે ખરી હકીકત માંડીને કેહવાની જરૂર જોઇ અને કહી, જે સાંભલતાં સૌ કોઇ આ કમબખ્ત અબલા ને તેના તેના જેવાજ કમબખ્ત ભરથારની દયા ખાવા લાગ્યાં, અને ઘણી મમતાથી અને ઘણી ઓહાંસથી તેઓએ કેટલુંક નાણું પોતપોતામાં ભેગું કરી પરીચેહેર જયારે એરચને લઇને તેમના હજારો દુવા અને આશીશ વચ્ચે નીગરઆબાદ ખાતે જવા નીકલી ત્યારે તેણીના હાથમાં આપ્યું.

## પ્રકરણ ૨૨ મું.

### તપાસ.

મુલ્કેહાવરાંન ખાતે કમબખ્ત ખુશરોની કાયદાની રૂહે તપાસ થઇ, અને તેણે પોતાના બચાવમાં જેટલું જરૂર જોગું હતું તે બોલવા છતાં તે અપરાધી ઠર્યો. લશકર છોડી છુપા છુપ નાહસી જવાનો અપરાધ એ વેલાએ મોટો ગણતો હતો, અને એમ કરનારને એકજ વખતે નાગી પીઠ ઉપર ૩૦૦ ફટકા કોરડાના ચાબકાથી બાંધી મારવાનો હેવાંનીયત ચાલ હતો, અને તે સજાને ખુશરો પાત્ર છે એમ તેના અપરાધની તપાસ લેવા બેઠેલી સરદારોની 'કમીટી' એ ઠેડાવ્યું. એ 'કમીટી' માં બે તો ખુશરોના વેરસી મુદ્દઇઓજ હતા. તેમાં એક પેલો તરકટીઓ જામાસ્પ હતો એમ અમારે વાંચનારને યાદ આપવું પડશે નહીં, ને બીજો પેલો સ્યાવક્ષ હતો.

સ્યાવક્ષનું નામ ખુશરોના સરદારોની સંફમાં અમારી વારતાના સફાઓપર પેહેલુંજ વાંચી કદાચ અમારાં વાંચનારાં અચરત થશે, પણ ખરેખર અચરત થવા જેવું કશું નથી. 'લાગે લાકડાં ભાગે' એ કેહવત એટલી જાંણીતી છે કે સ્યાવક્ષ જેવા એક બીનઅક્કલી, બીનમાહીતગાર અને અભણ પોર્યાને સરદારગીરી મલે એ ઘણું સાધારણ છે. એવા 'જોવાના' સરદારો ને સિપાહોની મરદાનગી પડયા રહીને રોટલા ખવામાં કે ભપકામાં તલવાર અને હથિયારો ભીડી બાહેર ફર-

વામાંજ છે. જરૂર પડવે તેઓ લશકરની હરોલમાં પેહેલા તો નહીં પણ છેલ્લાબી રેહેતા નથી !

સ્યાવક્ષનો બાપ એક હાકેમ જેવો હતો. તેના પાસ પૈસા હતા, તેને રાજમાં વગ હતો એટલે બીજું શું જોઇએ? તેણે વગ ચલાવી સ્યાવક્ષને વડા સરદાર મીનોચેહેરની હાથ હેઠલના એક બીજા સરદારનાં મરણથી ખાલી પડેલી જગ્યા અપાવી, અને તેથી સ્યાવક્ષ પણ પોતાનાં માત પીતાને મુકી ખુશરોનાં કમનસીબે અત્રે આવ્યો હતો. તે જામાસ્પ સાથ મલી ગયો, અને ખુશરોનું 'કાટલું કાઢવાનું' એ લુચ્ચાએ જે બીડું ઝડફ્યું હતું તેમાં તેને સાહ્ય થવાને કરાર કીધો. સ્યાવક્ષને ખુશરોપર ખીજવાવાને એકથી અનેક કારણ હતાં. પરીચેહેરે તેને હાડમાર કીધો હતો; તે તેને પરણવાની ઉમેદમાં પોતાનાં માતપીતાની હરૂસે લોભી ગુશતાસ્પ જોડે કરેલા ઠડાવ પ્રમાણે છેક મુલ્કે હનાવર સુધી ગયો હતો, અને ત્યાં ગયા પછી પરીચેહેરનાં નાહશી જવાથી તેને ફજેત થઇ પાછું ફરવું પડ્યું હતું એ સઘલાંનો તેને ગુસ્સો ને ખાર હતો, ને ખુશરો પરીચેહેરનો વ્હાલો હતો એમ પકકે પાયે જાંણ્યા કેડે હવે તે ખુશરોને બેવડો ને ચોવડો ધીક્કારતો હતો.

સારાં ભાયગે સ્યાવક્ષની એ ફજેતીની વાત તેનાં માતપીતાના કાન ઉપર ગઇજ ન હતી, અને તેથી જયારે તે મુલ્કે હનાવર તરફનાં ઉતારૂખાનાંમાંથી બુઢા ગુશતાસ્પ જોડે 'વઘેરી લઇ' પાછો સમરવનખાતે પોતાનાં ઘરમાં ગયો ત્યારે તેને કાંઇ ઝાઝું શરમાવું પડ્યું નહીં, અને વલી પોતે ઘણો બેદરકાર હોવાથી તે આ નામોશી જલદી ભુલી ગયો, જે પછીથી સરદાર થઇ અત્રે આવ્યો હતો.

ખુશરોએ પોતાના બચાવમાં ઘણું કહ્યું. તેને એક ચોકસ અબલાને ઘાટકી હાથોથી ઉગારવાની હતી, અને તેથી રજા મેલવવા થોભવા જેટલો માંડાં ભાયગે તેના પાસ વખત મજાલ હતો નહીં એ વગેરે સઘલું તેણે વીસ્તારીને પેલી

'કમીટી'ને સમજાવ્યું, પણ તેનાપર તેની તશી અસર પોંહોંચી નહીં, કેમકે જામાસ્પે અને સ્યાવક્ષે તેના વીશે તેમના આગમચથી કાંન ભરી તેમનાં મન વ્હેમાવી નાંખ્યાં હતાં, અને તે સઘલાંનું સેવટ એ આવ્યું કે ખુશરો પેલા ગજબનાક મારને લાયક ઠડયો, અને તેને તુરતવેલા બંદીખાને પુરવામાં આવ્યો.

પરીચેહેરને માટે આ કેવી દુઃખભરી ખબર! જેને તે પોતાના જીવ કરતાં અધીક ચાહુતી હતી તેને આ માહા આફતભરી સજામાંથી—મરને તોલ મારમાંથી પસાર થવું છે એ સમાચારથી તે દયાલું દીલની અબલાને જે દુઃખ થયું તે વીસ્તારથી વાંચનારને સમજાવવાની અમારી કલમમાં તાકાત નથી. તેણી પોતાના ખાવંદની પુઠે ગુરજાવર ખાતેથી ઘર ઉઠાવી અતરે આવી છે તે આપણને રોશણ છે, અને એ મુલ્કેહાવરાન ખાતે આવવા બાદ આ હીંમતવાન અબલાએ પોતે જાતે રવડી ખુશરોની છાવણીથી થોડેજ દુર એક નાહનું મકાંન (ફકત જરૂર જોગા સરસામન સાથનું) ભાડે લીધું. આ મકાંન એક ડોસીનું હતું, અને તે પરાઇ પચાંતમાં કદી માથું મારતી ન હતી. જયાંવેર કાયદાસર તેને તેનું ભાડું મલ્યું જાય ત્યાં તુલક તેનું ભાડુત ગમે તે ને ગમે તેવું હોય તેની તેણીને જરાએ કનવાર ન હતી, અને પરીચેહેર જયારે છેલ્લી ગુરજાવથી નીકલી ત્યારે તેને બોંહોંસ કરી પાર પાડોશીઓએ પોંત પોતામાં નાણાની એક મોટી રકમ એકઠી કરી આપેલી હતી, એટલે તે ડોસીને તેનું એક માસનું ભાડું આંગપર આપી તૃપ્ત કરવાને તેણીને સગવડથી બની આવ્યું.

અને હયાં નવાં ઘરમાં ખુશરોને ફરમાવવામાં આવેલી સજાનાં ભયંકારપણાંથી તેણી પેહેલીજ પુરી વાકેફ થઇ. તેણીએ નક્કી માન્યું કે ખુશરો એ સૈતમ ભરેલા માર સામે ટકી શકશે નહીં, ને જો કદાચ તતકાલ મરણ પામશે નહીં તો તે લાંબો ખાટલો સેહેવશે, અને તેથી પોતાથી બને ત્યાં સુધી આ

માહા ઘાતકી સજા અટકાવાનો આ એકલી પણ હીંમતવાન અબલાએ ઠડાવ કીધો.

બપોરનો સમો હતો ન એરચ ઉંઘાયલો હતો તે તકનો પરીચેહેરે લાભ લીધો. તેણે પોતાની ઘરવાલીને જો એરચ જાગી ઉઠે તો તેણી પર નજર રાખવાને મીનતજારીથી કહયું, ને પોતે એક સાદો પોસાક પેહેડી લઇ ઘરમાંથી બાહેર પડી.



## પ્રકરણ ૨૩ મું.

### મીનોચેહેર.

ખુશરોની છાવણીનો રસ્તો તેણીને મુતલગ માલમ ન હતો, અને તોપણ તેણી રસ્તેના રાહદારીઓને પુછતી પુછતી નીકલી. તેણીએ છાવણીમાં જઇ મીનોચેહેર સરદારને મલવાની ખાહેસ બતાવી, અને કોઇ ભલી લાગણીઓનો સિપાહ તેને પોતા સંગાથે તેડી ગયો.

મીનોચેહેર સરદારનું નામ અતરે નવું નથી. અમો તેની વાંચનારને ઓલખ આપી ચુકયા છીએ, અને તોપણ જરૂર જેવું હોય તો ટુંકમાંજ કહીશું કે મીનોચેહેર સઘલા સરદારોમાં વડો ન તેથી વધારે વગ ધરાવનાર હતો. તે ૩૫ વરસનો, કરડા દેખાવનો એક કદાવર દલેર પુરૂશ હતો. પરીચેહેરને તેના ઓરડાની બાહેર થોબાવી પેલા ભલા સિપાહે તેણીની હાજરીની સરદાર મીનોચેહેરને ખબર કરી.

"ઓરત?" મીનોચેહેર જે આ વેલાએ ફુરસદ પડેલો હોવાથી એકલો શરાબ નોશ કરયો જતો હતો તે પોતાનાં એ 'ભારે કામ' વચ્ચે અચરતીથી અટકી જઇ પુછવા લાગ્યો, "ઓરત કોણ? અતરે મને ઓરત કોણ ઓલખે છે?"— અને તે તેણીસે મેલાપ કરવાને ના પાડવા જતો હતો, પણ તેટલાં તેને કાંઇ બીજો વિચાર આવ્યો માટે તેણે પેલા સિપાહને પુછયું: "શું તે ખુબસુરત છે? હોસાનમંદ છે?"

"સાહેબ," તે સિપાહે ખરી હકીકત કહી, "તેણીની ખુબસુરતી પાર વગરની છે, અને પેલા કેદ પડેલા ખુશરોની ઓરતની ખુબસુરતીની લશકરમાં જાબજા વખાંણ બોલાય છે, માટે આ ખુબસુરતી જોઇ હું અનુમાન કરૂંછું કે જોકે એ બાઇ પોતે કોણ છે તે મને કેહેતી નથી તોપણ તે કોઇજ નહીં પણ ખુશરોની ઓરતજ છે."

"શું એમ છે?" મીનાચેહેર પરીચેહેરની ખુબસુરતી જોઇ લેવાની આશામાં ઉલટભેર ઉભો થઇ બોલ્યો, "ત્યારે તો સેતાબ દાખલ કર તેણીને હયાં."

તે સિપાહ અંદર ગયો ને બીજી બે પલમાં પરીચેહેર ઘટતા અદબથી હાજર થઇ મીનાચેહેરને નમી. મીનાચેહેર તેણીની અપાર ખુબસુરતીથી છક થઇ ગયો, અને પેહેલી એકાદ બે પલ શું બોલવું તેબી તેને સુજયું નહીં.

અંતે તેણે તુરત સુદ્ધ ઠેકાંણે લાવી જબાં ખોલી: "અએ નવજુવાંન ઓરત," તેણે ઘણી માયાનાં ડોલથી કહયું, "તું કોણ છે, અને મારાથી શી મુરાદ ધરાવે છે?"

"અએ નામવર સરદાર," પરીચેહેરે મીનતજારી ભરયા દીલ પીગલાવનારા સાહદે નમીને કહયું, "લડાઇમાં તેં હજારો આંખો રડતી જોઇ હશે, હજારો જીવના મરતા કકલાટો પણ સાંભલ્યા હશે, માટે તારૂં સંગદીલ એક નાકોવત અબલાનાં આંસુંઓથી પીગલતાં વાર લાગશે—અને તોપણ અએ સરદાર મુજ કમબખ્તની અરજના અવાજ ઉપર તું રેહેમદીલીથી જો."—અને પરીચેહેર મીનાચેહેર સામું ગુઠણ ઉપર પડી.

"અએ જોબનવંતી ઓરત," મીનાચેહેરે મીઠાશથી પરીચેહેરનાં અધીરાં જીગરમાં આશા પેદા કરતાં કહયું, "તારૂં દુ:ખ શું છે? શું મારા લશકરનો કોઇ સિપાહ તને હેરાંન કરે છે? સેતાબ ભેદ ખોલી જાહેર કર."

"દયાવંત સરદાર," પરીચેહેરે હવે પોતાની પીછાંણ

આપી, "હું તારા દસ્ત તલે દલાતા એક સિપાહ નામે ખુશરોની ઓરત છું, ને તે મારા નાવારેસ ભરથાર પર દયાની નજરથી જોવાને કાકલુદી ભરી તને મીનતજારી ગુજારવા હું પોતે અતરે હાજર થઇ છું."

"ત્યારે શું તું ખુશરોની ઓરત ને તેના તરફ આટલો બધો પ્યાર ધરાવે છે?" મીનોચેહરે અજાંણ્યો થઇ પુછ્યું.

"શુરા સરદાર," પરીચેહેરે કહ્યું, "ઓરતની નીતી અને નેકી તેણીના ભરથાર તરફના તેના અખંડ પ્યારમાંજ સમાયલી છે એ વાતથી તું બીનવાકીફ લાગે છે."

"અને શું તું ખુશરોનો છુટકારો મુજથી ચાહવા આવી છે?" મીનોચેહરે પુછ્યું.

"દયાવંત સરદાર," પરીચેહેરે ઘણી કગલીને કહ્યું, "જો સદંતર છુટકારો નહીં તો જે હેહસ્તનાક સજા તેને ખમવી પડવાની છે તેમાં કાંઇ ઘટાડો."

હયાં પરીચેહેરની આંખ પોતાના ખાવંદપર વીટનાર અજાબના ખ્યાલની યાદથી આંસુઓથી ભરાઇ ગઇ, અને તેની છાતી દુ:ખના દચકાંઓથી ઉભાઇ જવાના સબબે તે પોતાનું વાકય પુરૂ કરી શકી નહીં.

પરીચેહરનો ચેહેરો આ તેણીના દુ:ખ વચ્ચે અને તેણીની રડતી આંખો સાથે પણ કાંઇક એવો મનહર દેખાતો હતો કે પેલા લુચ્ચા મીનોચેહેરની બુદ્ધી બગડી, અને તેણે પાપવાસના મને વસાવી. તેણે જોયું કે પરીચેહેર ખુશરોના છુટકારા માટે ઘણી આતુર હતી, અને તેથી તે બુમખે અનુમાન કર્યું કે પરીચેહેર પોતાની પાકદામનના ભોગે પણ ખુશરોને પેલી સજામાંથી બચાવા સજ્જ થશે. ભ્રષ્ટ બુદ્ધિનો બેવકુફ પાપી! તે ઓરતોની નીતી ને નેકીનાં અમુલ્ય જવાહીરને કાંઇક કેવી તુચ્છ કીંમતે આંકે છે, ને તેમાં તે કેટલો ઠગાય છે!—પણ આપણે આપણી વારતાથી રીતસર આગલ ચાલીશું.

"પણ તારા ભરથારનો વાંક ઘણો મોટો છે," તેણે પરીચેહેરને રડતી જોઇ તેને વધારે ઉસ્કેરી આપવાની મકસદથી કહ્યું.

"તેણે જે વાંક કીધો છે," પરીચેહેરે માહા દુઃખથી કહ્યું, "તે કેવાં કારણોથી કીધો છે તે જો તમો સઘલું જાણો તો તેના કમનસીબ હાલ ઉપર દયા કરો."

"તે હું સર્વ જાંણું છું," મીનાચેહેરે ઢોંગભરી ગંભીરતાથી જવાબ દીધો, "પણ શું તું તારા ભરથારને એટલો બધો ચાહે છે?"

"ચાહું છું?" પરીચેહેરે આ સવાલનાં બેઢંગાંપણાંપરજ જાંણે અચરત થઇને કહ્યું, "અરે મારા મેહેરબાંન, ચાહયા કરતાંબી કાંઇ વધુ; અગર તેનાં સુખને ખાતર મારાં સઘલાં સુખનો ભોગ દેવો પડતો હોય–ઘડીભર મારા જાનનો પણ તેના જાન માટે—"

"ત્યારે ટુંકમાં એમજ કેની કે તું તારા ખાવીંદ ખુશરોના સુખ, બચાવ કે છુટકારાને માટે જે જેબી ભોગો આપવા પડે તે ખુશીથી આપે?" ઠગારા મીનાચેહેરે હવે પોતાની મકસદપર આવવા માંડયું.

"મારી કીર્તીનો ભોગ આપવા વના હું બીજા સઘલા ભોગો આપવાને તૈયાર છું," પરીચેહેરે છાજતી મરરૂરીથી નમીને કહ્યું.

"અને એક વ્હાલા ભરથારનાં સુખ આગલ ઓરતની કીર્તી શા હસાબમાં છે?"

"ભલા મર્દ," પરીચેહેરે સમજાવીને કહ્યું, "ઓરતની કીરતી અપકીરતીમાંજ ભરથારનું સઘલું સુખ સમાયલું છે. જે ઓરત ભરથારનાં તકલીદ સુખ માટે આંધલી થઈ પોતાની પાક દામનને દાઘ લગાડે તેવી અવીચરી અબલાનો ભરથાર આપણી ખરી દયાને લાયકનો છે.–પણ ફાકટ તાહેલાંમાં વીલંબ થાય છે, મારો બેટો ઘરે ટવલતો હશે–દયાવંત સરદાર, કાંઇ જવાબ?"

હ્યાં મીનાચેહેરે જોઇ લીધું કે આ ઓરત તેની કુરતાન ઉપર કદીબી વેચાય એવી હતી નહીં, અને તેથી તેની સઘલી નારવા આશા ભ્રષ્ટ થવા જેવું લાગ્યું, પણ હજી તેણે હવે ખોલ્લે ખોલ્લું કરી એક છેલ્લી તજવીજ કરી લેવાને દુરસ્ત જોયું. "અએ ઓરત," તેણે કહ્યું, "ખુશરોની સજામાં ઘટાડો કરવો તો શું પણ તેને સદંતર માફ કરવું મારે હાથ છે, અને તે હું ખુશીથી કરૂં, પણ તે અગર તું મારૂં એક કેહેણ કરે તો—"

"અને તે શું?" પરીચેહેરે હવે શકથી ધ્રુજતી છાતીએ અતી ઉસ્કેરાઈ આવી પુછયું.

બીજીજ પલે મીનાચેહેર પરીચેહેરના પગ પાસ ગુડણપર પડયો. "પરીચેહેર," તેણે કહયું, "તારી આ અપરંપાર ખુબસુરતીએ—"

પણ પરીચેહેર તેને મુતલગ સાંભલી શકી નહીં. એક શાહાનશાહા બાનુને છાજતા તોરથી માહા ધીક્કારના નેણ ફેરવી તે બાહાદુર અબલાએ આ જંગીં સરખા સરદારને તેજ પલે પોતાની તેજ જમાંદરાજી વચ્ચે ચુપ કરી મેલ્યો. "અએ બેહયા," તેણીએ ગુસ્સા ને ધીકકારથી તેની આગલથી કમકમી પાછી હઠી જતાં કહયું, "હું તને એક દાદખાં દોસ્ત સમજતી હતી પણ તુંબી મારો દુસ્મન છે. તને મારાં દુ:ખ વચ્ચે હું મારો બાપ સમજી સધ્યારો પામવા અને તારી દયા ચાહવા અતરે આવી, પણ હું જોઉં છું કે તારાં પલીદ મકાનમાં આવી મેં મારી દેહે નાહક અપવિત્ર બનાવી છે. ઓરતનું યકીન એજ ઓરતનું ઓરતપણું, તો શું હે પાપી, ચશમચોર હડખાયલા કુતરા, મારાં ઓરતપણાંની કીમતે તું મારાં ભરથારને છુટ્ટો કરવા ચાહે છે?" અને તેણી જેવા ઠેડાવ ને ઠઠેરાથી આ સઘલું બોલી ચુકી હતી તેવાજ ઠાઠમાઠના તોરથી પાછી ચાલી જવા કરતી હતી, પણ મીનાચેહેરે માહા ગુસ્સામાં આવી તેને થોબાવી. "સંબુર અએ ઓરત," તેણે

ઝુમ પાડી કહ્યું, "ગેરવિચારે આટલાં ગેરઅલ્લકાઇથી તું કોણુને અપમાન કરેછ તે તને ખબર છે? અગર તું આજે અને આ વખતે મારી મરજીને શરણુ નહીં થઇ તો જાંણુ કે તારો ખુશરો રીબીરીબીને મરશે—મારા દસ્ત હેઠલ હયાં તે દોજખ કરતાં દરાંમણ્ણાં દુઃખો દેખશે—અને તો બોલ સેવટે હવે તું શું કહેછે?"

"હું શું કહું છું?" પરીચેહેરે ખીજવાતથી દાંત પીશી કહ્યું, "કંગાલ, હે સંગદીલ કસાઇ, તું જેવા નીચ આસામીઓ સરદાર થઇ નીકલવે સરદારોના ઓધ્ધાને જેબ નહીં પણુ એબ અને હીણું લાગે છે, અને તું જેવા નફટોને તેમની બુરી વાસનાઓની સજામાં ખોલા જડેલા પીપોમાં નાખી ગબડાવી ગબડાવી મારી નાંખ્યા હોય તોબી પાપ નહીં લાગે એજ હુ કહું છું."—અને બીજી પલે મીનોચેહેરને પોતાની જબાનાં જોરથી દંગ કરી નાખી પરીચેહેર ઘણા ધીકકારથી બારણું અફાલી તે ઓરડો છોડી ચાલી ગઇ!

મીનોચેહેરતો ચુપજ થઇ ગયો. તેને આ એક કમીની અબલાએ જે ભારે અપમાંન કીધું તે જોકે તેનાં સારાં ભાયગે કોઇએ જોયું ન હતું, તો પણુ તેને તેનાં મન સાથ બેજાલત ભેગો જબરો ખીજવાટ પેદા થયો, ને હવે બીજો કાંઇ રસ્તો ન રેહવે તે ખીજવાટનો સઘલો બાર પેલા ગરીબ ખુશરો પૂર કાઢવાનો તેને હીચકારો કસદ કીધો.!

---

## પ્રકરણ ૨૪ મું.

### નવાં સંકટ.

'લેને ગઇ પુત ઓર ખો આઇ ખસમ' એવો કમનસીબ પરીચેહેરનો હવણાં હાલ હતો. તેણી તેનાં મકાંનમાં એકલીજ છે, અને એકલી ગુઠણપર પડેલી છે. તે બંદગી કરે છે. બંદગી કે જેવી સાફ દીલની, ખરાં ઉગારની, કાકલુદી, મીનતજારી ભરી બંદગી કોઇજવાર કોઇજ કરે છે.

હવાણાં ખુશરોને પેલી સેહેતાનીયત સજા ખમવાનો સમો છે. પરીચેહેર તે જાંણે છે, ને તેથી પોતાનું માથું પોતાની હથેલીઓમાં નમાવી તે સર્વ શકિતમાન સાહેબની તે પાક યારીમાં આશરો સોધે છે. તેણીનું બારણું અલગું બધ છે, તેણીનો એરચ એક બાજુએ પોઢેલો છે, અને તેણી પોને ઓરડાની ગમખાર ચુપકીદી વચ્ચે પોતાના પેદા કરનારની પાક ગંભીર યાદ વચ્ચે ગમગીન એકલી છે.

અને તેણી બંદગી કરે છે. જે ભરથારને તે પોતાના જીવ કરતાં જયાદે ચાહે છે તેને તે સેહેતાનીયત સજા ખમવાને જોઇતું અને પુરતું બલ બખ્શવાને અને તે મોહોત લાવનારી સજા સેહેવાની તેને ધીરજ આપવાને આ નેકજાદ અબલા બંદગી કરે છે. ખુશરોની આ ગજબનાક સજા ઉપર એક જુદું પ્રકરણ રોકી તેને પડેલા મારનાં ઘોર ઘાટકીપણાંનો ચીતાર આપવાને અમારે અતરે યોબવું નથી, અને તેથી હવણાં જયારે પરીચેહેર હયાં બંદગી કરે છે ત્યારે શેહેરનાં ચોગાંણમાં ગરીબ-ગરીબ ખુશરો આદમરૂપી દાજખીઓની હેવાન્યત બુરાઇનો ભોગ થઇ પડેલો છે એટલુંજ જણાવી આગલ ચાલીશું. પરીચેહેર એ સઘલાંની યાદ કરી ફાટ ફાટ થતી છાતીએ ખ્યાલ કરે છે. તેણીનાં આંગની આગ ઉપર કકડતું તેલ ટપકતું હોય તેમ તેણીનું આખુ શરીર ધગધગતા અંગારપેરે તપતું હતું, અને પગથી માંથા સુધી તેણી પલેપલ એક તોફાંની પવન વચ્ચે હીલીને ખડખડતાં નબલાં ઝાડપેરે થરથરતી હતી. તેણી જાંણતી હતી કે આજ પલે ખુશરોની નાગી પીઠ ઉપર દમબદમ ફટકાના ઘા પડયા જતા હતા, ને તે તેનું માંસ ફારી ચીરી લોહીનો નેહેર વરસાવ્યા જતા હતા. એ સઘલું તેણી જોતી નહીં, પણ જાંણતી હતી. સ્યાવક્ષ સરદાર થયો છે એ તેને ખબર પડી હતી-મીનોચેહેર નવો શત્રુ થઇ લાગો હતો, અને જામાસ્પ જુનો દુશ્મન હતો; ને એવા ત્રણ કટટા, કરડા, હરડતા શત્રુઓ સામે એક એકલા

ખુશરોને ટકી રેહેવાનું હતું તે સઘલાંનો આ દુઃખી સુંદરી માહા દુઃખથી ગંભીર ઘોર કરી ભક્તિ કરતી હતી-તેટલાં તેના ઓરડાનું બારણું ઉઘડયું, ને કોઇ અંદર આવ્યું.

કોઇ! કોણ? તે પરીચેહેરનો પીતા ગુસ્તાસ્પ હતો!

ગુસ્તાસ્પે ધીરેથી બારણું ઉઘાડયું, ને તે કાંઇ એવીનો અણગમી ધીમી કરડી ઢપે અંદર આવ્યો કે પરીચેહેર તેને ધસીને ભેટવા જવાને બદલે ધાસ્તી ખાઇ હજી બે કદમ પછવાડે હઠી ગઇ. ગુસ્તાસ્પ આવતાંને વાર કાંઇ બોલ્યો નહીં. તેણે એક ખુરસી લીધી ને તે તેમાં બેઠો. તેણે ઠંડે કલજે ઓરડામાં ચોપાસ નજર ફેરવી પરીચેહેરનો કંગાળ ઓરડો ને તેનો સઘલો સરસામાન તપાસ્યો, પરીચેહેરનો દુઃખી ને ગમખાર ચેહેરો તપાસ્યો, ને પછી જેવા ને તેવા કરડા અવાજે તેણે બોલવા માંડયુ. "અએ બેવકુફ છોકરી," તેણે શરૂ કીધું, "હાથે કરીને આ આજાબ હોરી લેવા માટે હવે તને શું પસ્તાવો થતો નથી?"

"મારા માયાવંત પદર," પરીચેહેરે પ્યારથી કહ્યું, "ન ધારેલી રીતે——"

"હું તને આવી મલ્યો તેનું કારણ છે. તારા પેલા બુરા ભરથારને તો હવણાં——"

"ઓ બાપ," પરીચેહેર લગભગ દુઃખથી ચીચીઆરી પાડી બોલી, "અગર તમારામાં મારે માટે દયાનો જરાબી અંસ હોય તો એ દુઃખદાયક વાતની મને યાદ આપવાથી પહરેજ રહો."

"વારૂં ત્યારે પરીચેહેર, તું જાણે છે હું અહીં શું કરવાને આવ્યોછું તે?" ગુશ્તાસ્પે હવે લગાર નરમ પડી જઇ કહયું, "મેં તારા ભરથારને પકડાવાની વગેરે કેફીઅત સાંભલી, અને મેં ધારયું કે તારી નાફરમાંની માટે તું પુરતું ખમી ચુકી છે, એટલે એક બાપની લાયકીથી હું તને એકવાર આ તારો મોટો ગુનાહ માંફ કરી મારા સાથ મારે ઘર પાછી લઇ જવા આવ્યો છું."

"તમારી એ માયા માટે હું ઉપકાર માનું છું, પીતાજી," પરીચેહેરે ખરાં જીગરનાં હેસાંનથી કહયું, "પણ હવે હું પરણેલી ઓરત છું, માટે જયાં મારો ભરથાર વસે ત્યાંજ મારે રેહેવું ઘટારત છે."

"ત્યારે શું તારી સ્વપ્નવત મોટી મોટી આસાઓ વચ્ચે એ ભરથારને પરણ્યા પછીથી તેં પોતાને હજી પુરતી ઠગાયલી જોઇ નથી?" ગુશ્તાસ્પે અચરતીથી પુછયું. "હજી કાંઇ બાકી છે! છોકરી, આટલું બધું ખમવા પછીથીબી તું એટલી હઠીલી રેહશે એ હું માનતો ન હતો. હું ધારતો હતો કે તું ઘણી ખુશીથી ને ઘણાં હેસાંનથી મારા સાથ ઘરે આવશે. એક કમીના, એબલગામણા બુરજીગરને ખાતર તું તારા બાપને બુઢાપામાં તેના એકાંતવાસ વચ્ચે મરતો મેલી આવવાનો અજીમ અપરાધ કરી આવી, અને તોપણ તેજ બાપ ખરી મમતાથી ને મોટાં દીલથી તને પોતાનાં મકાનનો છાંયો ને આસરો આપવાને તયાર થયો છે તે શું તું હજી ના પાડી શકે છે?"

"પરણેલી ઓરતને પીતાનું ઘેર છાજે નહીં," પરીચેહેરે છાજતી ગંભીરતાથી ટુકમાં પતાવ્યું.

"જો સમજ," અને ગુશ્તાસ્પ હવે પરીચેહેરને ધ્યાસ્થી સમજાવા ઉઠીને ઉભો થયો, "તું વના મારૂં બીજું કોણ છે! અગર તું મારૂં કેહેણ કરી મારી સંગાથે આવે તો જે વસીયતનામાંમાં મેં તને નીવારી મેલી છે તે વસીઅતનામું તારી સનમુખ બાલીને ખાખ કરૂં. બોલ તો તું શું કહે છે? તારે જોઇએ તો એ વીશે પુરતો વિચાર કરવાને એક આખો દહાડો માંગી લે."

"એક આખી ઘડીબી નહીં," પરીચેહેરે હવે ઉસ્કેરાઇ આવી કહયું. "ઘડીભર આખી દુન્યાની દોલત એકઠી થઈ મને લલચાવે તોપણ સતકરી માન હે બાપ! કે હું મારા ભરથારને મુકીને કદી ખસવાની નથી."

"જો એમજ છે તો તું છે તે કરતાં હજાર દરજજે વધારે કંગાલ રેહજો"—અને ગુસ્તાસ્પ ત્યાંથી ચાલી જવા કરતો હતો. આ વેલા પરીચેહેર તેના પગપાસ તેનો હાથ પકડી ગુઠણપર પડી, ને ઘણે વરસે તેને મલીને મલતાંને વાર કજીઓ કરી કદુવા વચ્ચે તેને આમ છોડી નહીં જવાને તેણે વીનવીને કહયું; એજ વેલાએ વલી એરચ જાગી ઉઠયો, ને તે પોતાની માતાને રડતી જોઇ ગભરાતમાં તેના પાસ આવ્યો. પરીચેહરે પોતાના બેટાને પોતાના સંગદીલ બાપ આગલ ધરયો, ને તે નીરદોશ બચ્ચાંને ખાતર તેના ઉપર દયા કરવાને તેને સમજાવ્યું, પણ ગુસ્તાસ્પે તે કશું માન્યું નહીં. તે પરીચેહેરને તેણીના બેટા સાથે રડતી મેલી ઓરડામાંથી ને પરીચેહેરનાં ઘેરમાંથી ગુસ્સાભેર નીકલી ગયો.

પરીચેહેર એ પછીથી રોજ ખુશરોની ખબર લેવાડતી હતી. તેને તેને મલવા જવાનો હુકમ ન હતો, પણ પેલી ઘરવાલીની મારફતે તે ખબર મંગાવતી હતી. એ રીતે આ નવી જુદાઇનો લગભગ દોઢ માસ ગુજરી ગયો ને ખુશરોને આરામ થવે તેને તેને ઘર જઇ આવવાની રજા મલી, ને ખુશરો ઘેર આવ્યો. તેનાં ઘર આવવા આગમચની દરેકે દરેક પલ પરીચેહેરે કેટલી કાલજી તે કેટલી આતુરતાથી ગણ્યા કીધી તે કેહેવાની જરૂર રહી નથી. અંતે ખુશરો આવ્યો. ઓ તેનો દેખાવ! તે કમરમાંથી વાંકો વલી ગયો હતો, ને જેવો જુવાન, જેવો દલેર હતો તેવો અરધો નાતવાન બુઢોયા જેવો બની ગયો હતો. પરીચેહેર તેનો આ ખોખાં જેવો દેખાવ જોઇ જાર બેજાર. રડી તેને ખોલે પડી, ને ખુશરો અતીશે પ્યારથી તેને અને તેનાં બચ્ચાંને ભેટયો, પણ તેની આંખમાંથી એક ખોટું આંસુબી નહીં પડયું. આફસૌસ, તેના આંસુઓનો ઝરો હવે ગોયા ખાલી થઇ જઇ સુકાઇ ગયો હતો!

ખુશરો તેની ઓરત અને બચ્ચાં તરફ જેવો જોઇએ તેવો પ્યારભર્યો હતો, અને તોબી પરીચેહેરે જોયું કે તેને

દુન્યા 'દાહરી જેહેર જેવી' લાગતી હતી. તે દુન્યાને હ-વે બેવિશ્વાસથી જોતો. તે પોતાની ઓરત અને બચ્ચાંને બાદ કરતાં બાકીનાં સઘલાંને દયાહીણ, નાતરસ ખુનીઓ તરીકે પીછાંણતો હતો. !

પરીચેહેરે ખુશરોને પોતાના બાપને લગતી સઘલી હકીકત ભોલાઇમાં કહી, ને તે કાંઇ એવા ને એટલા પ્યારથી તેના તરફ ટીકવા લાગ્યો—તેની આંખમાં પરીચેહેરે તેના બાપ સામે તેના તરફ બતાવેલી દીલસોજી ને કાલજી માટે એટલું તો હેસાંન પ્રગટ પડયું કે પરીચેહેરને દુઃખ વચ્ચેબી તે સુખી પલ લાગી, અને તેણીને ઘણો દીલાસો મલ્યો. અમારે અહીં જણાવવું જોઇએ કે પરીચેહેરે તે મીનોચેહેર આગલ ગઇ હતી, અને ત્યાંથી અપમાન ખમી પાછી આવી હતી તે વાત મુતલગ ખુશરોને જણાવી નહીં, અને તે નહીં જણાવવા ખાતેર આપણે શું આ ભલી અબલાનો વાંક કાઢીશું ?

એમ કરતાં વલી ઘણાક માસ વહી ગયા. પરીચેહેર એકલી ઘણાં જરૂરનાં કામ વના બાહેર જતી નહીં, કેમકે એકાદ બે વાર તેને સરદાર મીનોચેહેર અને સ્યાવક્ષ કે જામાસ્પ મલી ગયા હતા, અને જયારે પેહેલા બેએ તેના તરફ કપટ અને નફટાઇની નજરો નાંખી હતી, ત્યારે ત્રીજો હંમેસ ઘાતકી વેરનીજ ચસમો બતાવી ચાલી જતો હતો. એ કારણથી તેણી એકલી જતી ન હતી. ખુશરોની છાવણી કાંઇ તેનાં ઘરથી ઝાઝી દુર ના હતી. તેને કામપરથી જયારેબી ફુરસદ થાતી ને રજા મલતી ત્યારે તે પોતાને ઘર આવતો હતો, અને તેટલો-વાર પરીચેહેર તેને સુખ આપવા ને તેની જંજાલ અને દુઃખ ભુલાવાને પોતાથી બનતું કરતી. વલી હયાં પણ તેણીએ લો-કોને રોજે ભરી સીવી આપવાનું કામ લીધું હતું એટલે ઘરમાં પૈસાનો વાંધા જેવું કાંઇ ઘણું હતું નહીં. ગરીબ સંસારે સૌ સારૂં હતું ખુશરો સઘલી દેખઇતી રીતે તંદરોસ્ત થવા

લાગ્યો હતો, તોબી તેના ફટકાના ઘા હજી તેને જબરૂં દુઃખ આપતા હતા, અને જરા હાથ લાગતાં તે ભારે કલ ખાતો હતો.

એક દીવસ પરીચેહેરને કાંઇ અગતની ખરીદીને સારૂ બાહેર જવું થયું, અને જયારે તેણી તે કામથી ફારેગ થઇ ઘર પાછી આવતી હતી ત્યારે સામેથી સ્યાવક્ષ તેના લશકરી પોસાકમાં આવતો મલ્યો. સ્યાવક્ષે આ વેલા તેના તરફ કાંઇ એવી તો બેહુયાઇથી ટીકયું કે તેણી ભારે ગભરાતમાં ઉતાવલે કદમે ત્યાંથી ચાલી ગઇ, અને પોતાનાં મકાંનમાં પોહોંચી.

હવે સ્યાવક્ષ બીજા હાથપર તે ન જુએ તેમ તેની પુઠે પડયો હતો. તે હવે લગાર વધારે સમજુ થયો હતો, માટે પરીચેહેર તેને કદી ચાહતી હતીજ નહીં ને ગુસ્તાસ્પે માત્ર તેને છટકામાં ઉતારવાનું કીધું હતું તે સઘલું હવે તે સારી રવેસે પામી ગયો હતો, પણ હવણાં વલી પરીચેહેરની ખુબસુરતીથી આંધલો થઇ ખુશરો છાવણીમાં છે એવી પોતાની માહીતગારીનો લાભ લઇ તે પરીચેહેરની પુઠે ધીરે કદમે તેનાં ઘરમાં પેઠો હતો. પરીચેહેરે પોતાના ઓરડામાં જઇ પાછલે હાથેજ અલગું બારણું બધ કીધું, ને તેની પછવાડેજ તે સ્સાવક્ષે પાછું ઉઘાડયું, કે બારણાંએ તેનાં મીજાગરાપર ફરતાં ચીચવાઇને અવાજ કીધો ને પરીચેહેરે પાછું ફરી જોયું. તે સ્યાવક્ષને ઘરમાં આવેલો જોઇ તદન ગભરાઇ ગઇ અને ગુસ્સાથી લાલ ચોલ ચેહેરે તે બે કદમ પાછલ હઠી ગઇ.

"પરીચેહેર," સ્યાવક્ષે નરમતાઇથી કહયું, "જરા મને સાંભલી લેશ?"

"તે પેહેલાં તમો મારૂં સાંભલી લો," પરીચેહેરે ધીમે સાદે કહયું, "આ ઘરમાં આ પલે હું ગરબડ ઉઠાડવા ચાહતી નથી, કેમકે આ ઘડીએ મારો ભરથાર આવતો હશે ને તેની સાથ તમને ખુનામરકી થશે. મને મારી ધાસ્તી નથી, પણ

મારા ભરથારને ખાતર બુઝીને હું તમોને વીનવીને કહું છું કે આ ઘડીએ મારૂં મકાંન છોડી જાઓ, કેમકે હું તે પાક ખુદાના કસમથી કહું છું કે હું કોઇ નીચની બુરી ઇચ્છાને આધીન થયા પેહેલાં મારો જાન કાઢી નાંખીશ."

"પરીચેહેર," સ્યાવક્ષે પરીચેહેરનો ધીમો ગભરાટ જોઇ વધારે નફટાઇનો લાભ લીધો,—"જો જરા સમજ—"

"સાહેબ," પરીચેહેરે હવે લગાર વધારે ગુસ્સાથી કહ્યું, "તમારાં ગધીલાં મોંનો એક શબ્દ સાંભળવામાંબી હું મારા ભરથાર તરફ બેવફાઈ કરેલી સમજું છું. હું કહુંછું કે આ ઘડીએ તમારૂં નેહેસ્ત કદમ અતરેથી નાબુદ કરો, નહીં તો કોઇબી જોખમે હું સોહોર મચાવી તમને બેહેરમત કરશ." પણ સ્યાવક્ષ આંધલો થયો હતો. તેને સારૂં કશું સુજ્યુંજ નહીં, અને પરીચેહેર તેની નફટાઇ વધારે વાર તામોશ કરી શકી નહીં.

તેણીએ બારણાં આગલ જઇ "મદદ" ની બુમો પાડી, ને પેલી ઘરવાલી દોડી આવી, પણ તે ઉપર આવી રેહે તેટલાં તો ખુશરો પોતે આવ્યો!

ખુશરોનો આવવાનો વખતજ થયો હતો ને તે આવ્યો, ને હેઠલથી પોતાની ઓરતની 'મદદ'ની બુમ સમજી સેહેકડો ઘણી ઝડપથી ઉપર આવ્યો. ઉપર આવતાં તેણે બારણાં આગલજ સ્યાવક્ષને જોયો, ને તેને જે ખીજવાટ પેદા થયો તે નહીં બયાંન થઇ શકે એવો હતો. તેણે કશું કીધું નહીં, પણ સ્યાવક્ષને ગરચીમાંથી પકડી દાદર તરફ હડસેલ્યો, ને જોકે છેલ્લી સજા પછી તે તદન નાતવાન થઇ ગયો હતો તો પણ હવણાં તે એટલો જહનુનમાં આવ્યો હતો કે એક ફફડાવીને લાત મારી સ્યાવક્ષને મોટી નામોશી વચ્ચે ઉભે દાદરે તેણે ગબડાવી નાંખ્યો!

સ્યાવક્ષ સરદાર હતો, ને ખુશરો એક કમીનો સિપાહી હતો, પણ સ્યાવક્ષ આ વેલાએ હયાં કશું કરી શક્યો નહીં.

શું કરે? જે નીચ, જે દલદરને બચાવ કરવાને પાસે એક હરફ નહીં તે પાસરાં દાબતો ને દુ:ખની કલ ખાતો માહા શરમીંદગે ચેહરે ત્યાંથી ગુપચુપ ચાલી ન જાય તો બીજું શું કરે?

પરીચેહેરે ખુશરોને સ્યાવક્ષને ગરચીમાંથી પકડતાં જોયો હતો, ને તે ધાસ્તીથી અરધી બેસુદ્ધ થઇ હતી. ખુશરોએ તેને જઇને ધીરજ આપી, અને સાવધ કીધી.

પોતાના શત્રુઓની મારફતે પોતાની પાકજાદ ઓરતને એક જરાબી ખમવું પડ્યું એ વિચારે ખુશરોનું કલેજું કપાઇ ગયું. અંતે ખુશરોને પરીચેહેરે મીનતજારીથી શાંત કીધો, ને ખુશરોએ શાંત થવાનું વચન આપી જે વીગત માંગી તે સઘલી પરીચેહેરે તેને કહી. ખુશરોએ તે ગુસ્સાભર્યાં ભવાં ને ખુની આંખોથી ખીજવાટના ખારમાં બીડેલી મુઠીઓ વગેરેનાં જોશથી સઘલું સાંભલી લીધું.

"પરીચેહેર," ખુશરોએ કહયું, "હવે હું ખરી વાત તુંથી છુપાવી શકતો નથી. જો હવે હવાણાંને હવાણાં સ્યાવક્ષ મારી નજરે પડશે તો તે ચંડાલનું હું ખુન રેડયાવના ધરાશ નહીં, ને એ ખુનખાર કરમમાં તારે ખાતર મારા હાથ ખરડવાને હું રાજી નથી. લશકરમાં હું હેવાંનીયત જીંદગી ગુજારૂં છું. પેલો સરદાર મીનોચેહેર પણ મારા તરફ કોણ જાણે શા સબબથી અતીશે ખાર ધરાવે છે, અને એ જબરા જુલમાત હેઠલ હું જીવતો છતે મુવા જેવો છું, અને હું ખાત્રીથી કહું છું કે એવા એવા બીજા છ માસ જતાં હું જરૂર મરણ પાંમીશ. હું મરવા ભાગી બીહીતો નથી, કેમકે મારી જીંદગી મને અકારી છે, પણ તારે ખાતર મારે બીહીવું જોઇએ, અને તેથી આ માહા જંજાલની જીંદગીમાંથી બચી માહાસ્યાં વના છુટકજ નથી."

પરીચેહેર ખુશરોનું ઉપલું સઘલું ભયભીત રૂપે અને ગમખાર સાહદ બોલવું સાંભલી પુરફલ ગભરાઇ ગઇ, અને

તેમાં વલી લશકરમાંથી નાહસી જવાનો વિચાર તેને કરતો જોઇને તે તદનજ ધ્રુજવા પડી. બીજી વાર પકડાતાં બીજી વારનો માર તેને જાંનથી મારી નાંખશે એ વગેરે સઘલા વિચારોથી આ બીજી વાર નાહશી જવાના તેના કસદ ઉપરથી હાથ ઉઠાવાને તેણે ખુશરોને પુશકલ મીનતજારીથી સમજાવ્યું, પણ ખુશરોએ તેને ખાત્રી આપી કે આજે જો તે લશકરમાં જાય ને સ્યાવક્ષ સામો મલે તો તે બંનેનાં ખુન રેડાયાવના રેહેજ નહીં, તે કરતાં નાહસી જવાથી પાછાં પકડાય ત્યાંવેર આશા રેહશે, અને તેટલાં સ્યાવક્ષ તરફનો તેનો કરોધ ઘણો સમી જશે. વલી લશકરમાં તેનાપર હાલ એટલો જુલમાત છે કે તે એમબી મરવાનોજ છે, તો નાહસી જવાનો એકવાર લાભ લેવાને અને તપાસવાને ઘણી જરૂર છે.

પરીચેહેર પોતાનાં ભરથારનાં સુખ ને સગવડમાં પોતાનું સુખ ને સગવડ સમજતી હતી, એટલે અતે તેની દલીલો આગલ આજેજ થઇ તેણીએ હા પાડી, અને તેજ રાત્ર ગુપચુપ ઘર ઉઠાવી તેઓ કાંઇક જુજ જરૂર જોગીજ મતા લઇ હયાંથી મુલ્કે ફરાવન ખાતે જવા નિકલ્યાં.

## પ્રકરણ ૨૫ મું.

### નવો મેલાપ.

ખુશરો અને પરીચેહેરને મુલ્કે ફરાવન ખાને આવી વસ્યાને એક વરસ લગભગ આખું ગુજરી ગયું છે. એક આખું વરસ—અને તે અરસામાં ખુશરો પોતાના ઘણાંક હાંદેસાઓ વીસરી ગયો છે, અને પરીચેહર હવે બીજી વાર તેનાં પકડાવાની ધાસ્તી જેટલી હદ સુધી પેહેલાં ધરાવતી હતી તેટલી બધી હદ સુધી હવે ધરાવતી નથી. ખુશરો બીજીવાર લશકરમાંથી નાહસી આવ્યો ત્યારપછીથી આજ સુધીમાં આ નવાં ગામમાં તે કેવી કીસમથી વર્ત્યો, અને લોકોનો પ્યાર અને વિશ્વાસ પોતા તરફ ખેંચી લઇ પોતાનું પેટ પુરૂં પેદા કરવા

ઉપરાંત તે કેટલુંક નાણું કેવી રીતે જમાવ કરી શકયો તે સઘલું વીસ્તારીને કેહેવું એ આગલ તે નાહસી જઇને સમરવન ખાતે જઇ રહયો હતો તેને લગતી જે વીગતો અમો એકવાર આપી ચુકયા છીએ તેજ પાછી કેહેવા બરાબર થશે, એટલે વગર અગતે લંબાણ ન કરતાં આપણે એટલુંજ કહીને આગલ ચાલીશું કે ખુશરો અને પરીચેહેર પોતાની ભેગી મેહેનતથી સારૂં નાણું પેદા કરી શકયાં હતાં, અને હાલ દેખઇતી રીતે સઘલી સુખી હાલતમાં હતાં.

પણ સુખ તેઓનાં કરમમાં લાંબો વખતનું લખેલું હતુંજ નહીં, ને તેથી એ સુખ એક વરસથી વધારે વાર ટકી શકયું નહીં. ખુશરો એક દીવસ સાંજે એકાદ કામથી ફારેગ થઇ ઉતાવલે કદમે ઘર તરફ પાછો ફરતો હતો તેટલાં—અરે કમનસીબ! જે માણસને આખી દુન્યાનાં આસામીઓમાં તે સૌથી છેલ્લો જોવાને રાજી થાય તે—પેલો ચંડાલ લુકમાન હકીમજ સાંમેથી ધસ્યો આવતો હતો!

લુકમાન ગોયા આપાણાં મોટાં માયો કેહે તેમ ખુશરોનો 'પેલા ભવનો વેરસી હતો,' અને તેથી જયાંબી અને જયારેબી ખુશરો જઇ ભરાતો ત્યારે તેને સલાંમતીના પેટાં અને ખાંસાં વચ્ચેથી ખેંચી કાઢવાને તે હંમેશાં હાજર થતો હતો!--અને તે રીતે તે આજે પણ હયાં આવ્યો હતો એ એક ફકત નસીબનો સંજોગ હતો.

ખુશરો નાહસી ગયા પછીથી તેનાં લશ્કર તરફથી તેને પકડી આપવાને લલચાવનારાં ઇનામો જાહેર થયાં હતાં એ વાત ખરી, અને તેથી લુકમાનને ખુશરો મલે તો 'ખોદાએજી પાયા' જેવું હતું એ પણ ખરૂં, પણ ખુશરો આ ચોકસ ગામમાં છે એવું જાંણી કાંઇ લુકમાન અતરે આવ્યો ન હતો. અને તોપાણ ખુશરોનાં કનનસીબે અને લુકમાનનાં સારાં નસીબે વલી તેઓને એક કરવાનો સંજોગ ઉભો કીધો, અને ફરી તેઓ અચબુચ મલી ગયા!

નાહસી જવા જેવો કશો જોગ ન હતો. લુકમાંને અને ખુશરોએ અરસપરસ એક બીજાને દુરથી જોયા, અને બંનેની નજર આબાદ એક થએલી હોવાથી છટકવાની હવે કશી જોગવાઇ ન હતી. એકજ બીજે પલ—અને લુકમાન ધાસ્તીથી ધ્રુજતા ખુશરોની અડોઅડ આવી પોંહોંચ્યો. તેને જોઇને ખુશરો જેવા ગભરાતથી પાછો હઠ્યો તેથી વધુ ગભરાત અગરજો પાસેના ખુણામાંથી એકાદ વાઘ તેનાપર તડાપ મારવાને કુદી નીકલતે, અથવા તેના પગ તલેથી એકાદ ઝેરી અઝદા તેને ડંખ મારવા ઉછલી નીકલતે તો તે બતાવી શકતે એમ માનવાને શક પડેછે. લુકમાનને જોતાંજ ખુશરોએ પોતાનાં સઘલાં તકલીદ સુખોનો એક લેહેજામાં નાશ થઈ ગએલો જોયો.

બીજા હાથપર ખુશરોને જોતાં 'તીજોરી તાજી' ને 'તરીઆરૂં તાહરૂં' થવાની આશાએ લુચ્છા લુકમાનને જે ભારે હરખ થયો તે વીસ્તારથી વાંચનારને સમજાવાની જરૂર રેહશે નહીં. તેનામાં ઝાઝો ફેરફાર થયો હતો નહીં. તે આગલના જેવોજ કંગાલ, ચીઠડે હાલ, અંધો ભુખો ને અધમુઓ સરીખો હતો, અને તોપણ હવણાં તેની આંખો આશા અને લોભની ખુશીથી ચમકતી હતી. તેણે શું કરવું તે ખુશરોને જોતાંજ અને જોઇને થોડાંક પગલાં આગલ વધી તેની અડોઅડ આવી પુગવાના અરસામાંજ મનમાં ધારી મુક્યું હતું. તેણે જોયું કે ખુશરો તેના સપાટામાં છે, અને તેથી કશાંબી હીલ્લાં બાંહણાં કરી ગઈ વેલાની પેઠે નાણું કઢાવા કરતાં તેને દમ કરીને કામ કાઢી લેવાનું તેણે વધારે દુરસ્ત જોયું. ખુશરોનો હાલ વલી સુધર્યો હતો એ તે ખુશરોના સાફ અને સુઘડ પોશાક વગેરે ઉપરથી તુરત પીછાંણી શક્યો, અને તેથી પોતે કરેલા કસદ પ્રમાણે તેણે આવતાંને વાર દમ કરવા માંડ્યો.

"સબુર અએ દગાબાજ," તેણે ખુશરો જાણે નાહસી જતો હોય તેમ આવતાંને વાર તેનો હાથ પકડી થોભાવી કહ્યું.

"દગાબાજ?" ખુશરો દુ:ખ અને ધીક્કારની તેનાપર

આજીજીભરી ચશમો ફડકાવી બોલ્યો, "એક નીરદોશને સતાવાનો દગાભર્યો પેશો તું લઇ બેઠો છે ને સામો મને ગલે પડે છે!"

"હવે તે જે હોય તે," લુકમાને એકદમ મકસદપર ઉતરી આવવા માંડયું, "ચાલ, મને તારે ઘર લઇ જા."

"તે નહીં બનશે," ખુશરોએ કડાવથી કહ્યું. "તને જે કેહવું હોય તે હ્યાંજ મને કેહે, પણ તુંને મારે ઘર હું લઇ જઇ શકીશ નહીં."

"પણ હું કહુંછું કે તે બનવુંજ જોઇશે," લુકમાંને લગાર વધારે તાતો થઇ કહ્યું, "નહીં તો આ ઘડીએ તને—"

"અરે અરે લુકમાન," ગરીબ ખુશરો કગલીને કાલાવાલા કરવા પડયો, "મેં તારો એવો શું બગાડ કીધો છે કે તું મારો વેરસી મુદઇ થઇ પડયો છે? તુંને ઘરમાં આવેલો જોઇ એક નીર્દોશ જીવ હબતી જશે—કદાચ તે મરણ પામશે તેનો તો ખ્યાલ કર."

"તે મરશે તેનું અહીં કોણને?" કરપીણ લુકમાન તુચ્છકારથી હસી બોલ્યો, "હું કહુંછું જે વધારે ઢીલ ચાલશે નહીં—બસ ચાલવા માંડ."

બીજો ઉપાય ન હતો. રસ્તો ધોરી હતો, ને ત્યાં લોકોનો મોટો આવજાવ હતો. ખુશરો જો તે લુચ્ચાને ઘરે લઇ જવાને વધારે અડ કરે ને લુકમાન વધારે તાતો થાય તો લોકોનું તેનાપર ધ્યાંન ખેંચાય, ને ત્યાંથી વાત વધારે બગડે એવું હતું, એટલે દુઃખનો એક નીશોસ મારી તે પોતાનાં હીંણાં કરમને શરણ થઈ ચાલવા માંડયો, ને પછવાડે લુકમાન ખુશીથી મલકાતો ગયો.

## પ્રકરણ ૨૬ મું.

### ચાર પહુરાણો.

સુંદર પરીચેહરે તે બંનેને દુરથી આવતા જોયા, અને પોતાના ભરથારની અડોઅડ ચંડાલ લુકમાનને ચાલતો જોઇ

તેણીને એક વીજલીનો ઝટકો લાગ્યો હોય તેવું થયું. તેણીએ કશી દુઃખની ચીચારી પાડી નહીં, દુઃખની ફરીઆદ ઉઠાવી નહીં, પણ થોડોક વાર સુધી તેણી ગભરાતથી મુંગી થઇ ગઇ, અને એક વરસના હફતાનું શાંતીભર્યું સુખ ને તેથી ટકી રહેલી તંદરોસ્તીએ તેણીના ગોલાબ સરીખા રોખસાર ઉપર જે રતાશ આવ્યો હુનો તે એક તડાકામાં ઉડી જતાં તેણીનો ચેહરો ફીક્કો ફચક થઈ ગયો.

પણ પરીચેહરના સંબંધમાં અત્યારવેર વાંચનારે જોયું છે કે તે આફતની વખતે હીંમત હારે એવી અવિચારી અબલા હતી નહીં. ખુશરોએ આવી પોહોંચતાં કાંઈ એવાંતો દુઃખની નજર પરીચેહર ભણી ફેંકી કે જે દુઃખનું વિસ્તારથી બયાંન કરવાને અમો કોઇ રીતે શકિતમાન નથી.

લુકમાન જતાંનેવાર એક ખુરસી ખેંચી તે ઉપર નફ્ટાઇથી બેઠો, અને જાણે તે ઘરનો માલેક થઇ તેણે તે ખરીદી લીધું હોય તેમ સઘલો સરસામાન નીહાલી નીહાલીને તપાસવા પડયો. ખુશરોએ આ તકનો લાભ લીધો. તે પરીચેહરને બાજુ લઈ ગયો, અને તેને જણાવ્યું કે "આ ચંડાલ આપણી સઘલી દોલત વલી લુટી લેવા માંગશે, પણ કોઇબી જોખમે આપણા પસીના અને કરકસરના ભેગા કરેલા સઘલા પૈસાપર એ લુચ્ચાને હું તડાપ મારવા દેનાર નથી."

"કેમ ખુશરો," ત્યાં લુકમાનની નજર તેઓપર ગયાથી તે બેહ્યાઇથી બોલ્યો, "એ શું ધુસધુસ? એવું ત્યાં નહીં ચાલશે."

"લુકમાન," ખુશરોએ ગુસ્સાના ડોલા કાઢી કહ્યું, "આ મારૂં ઘર છે, અને આ મારી નેકકેરદાર ઓરત રૂબરૂ તું જો જરાબી નફ્ટાઇથી વરત્યો તો જાંણ કે કશાંની પણ દરકાર કર્યાવના હું તને આ ઉભે દાદરે ગબડાવી મેલશ,—અને તો ચાલ બોલ હવે તું શું માંગે છે?"

"શું માંગું છું?" લુકમાને કહ્યું, "ફકત ૫૦૦ દરમ."

"૫૦૦ દરમ!" ખુશરોએ ઘણા તુચ્છકારથી કહ્યું,

"એનું અરધું નાણુંબી મારા પાસ નથી, ને જે છે તે સઘળું તું જેવા એક બેવચનીને આપી હું મારી બાયડી અને છોકરાંને પાછાં ભીખારી બનાવી મેલશ એવું તારે સમજવું નહીં."

"અને તો હું ૫૦૦ દરમમાં એક ખોટો દરમબી ઓછો લેનાર નથી," લુકમાને પણ તેવાજ ડડાવથી બોલવાનો ઢોંગ કીધો. "તું મારા સાથ ઘરમાં આવ્યા પછીનો દમ કરી ફાવી જવા માંગે છે, પણ હું કહું છું કે મને મારાં માંગવા પ્રમાણેનાં નાણાંથી તૃપ્ત કર, નહીં તો તું જલદીજ તારી એ તુંદાઈનો સ્વાદ ચાખશે."

"મારે તે કશાંની દરકાર નથી," ખુશરોએ અતી દ્રઢ ડડાવથી કહ્યું. "તું જો મને પકડાવશે તો હું સંતોશથી સમજીશ કે મારાં બાયડી છોકરાંને લાંબો વખતવેર ચાલે એટલું નાણું તેઓ પાસ તુરત વેલા મોજુદ છે. પણ સાંભલ, હું વગર અગતે તારા સાથ બગાડ કરવાને મુતલગ રાજી નથી, ને તું જો સમજુતી કરવાને રાજી હોય તો તેમ કરવાને હું તૈયાર છું. પ્રથમતો તારે જાંણવું જોઇએ કે તું જો મને પકડાવી આપશે તો તને લાભમાં મારે માટે જે ૨૫૦ દરમનું ઇનામ જાહેર થયું છે તેજ મલશે. એ ઇનામ હુંજ તને આજે આપવાને તૈયાર છું, એટલે ત્યાંની આશા કરવાની તુંને જરૂર નથી રેહેતી, તો પણ હું જાંણુ છું કે તું એટલો લાભો અને બેવચની છે કે આજે હું તને એ ૨૫૦ તો શું પણ ૨૫૦૦ દરમ આપું તો પણ આવતી કાલે પેલા ઇનામના બીજા ૨૫૦ દરમ માટે તું મને કશીબી દયા વના પકડાવ્યા વના રેહેજ નહીં, અને તેમ નહીં થાય તેની સંભાલ રાખવાને હું એમ કહું છું કે અગર આ મારા ૨૫૦ દરમ લઇ તું મને પકડાવે નહીં, તો દર છ મહીને ૧૫૦ દરમની એકેક રકમ તને ઘર બેઠાં પોંહોંચાડયા જવાને હું તારા સાથ વચનથી બંધાઇને કરાર કરૂં છું."

"હા—હા—હા—હા"—લુચ્ચો લુકમાન ખડ ખડ હસીને

બોલ્યો, "ચોરને ઘેર ચોર પહરાંણો! હું પંચી આગલ તું પંચી થવા માંગે છે ખુશરો? તું વચન તો આપે, પણ તે વચનનું પચન થાય તે પેહેલાં તું અહીંથી કોઇ બીજે ગામ પોબારા માપી જાય તો હું કાંહાં તને ગામેગામ સોધવા જાઉં! વાસ્તે એ દરખાસ્ત મારે નાકબુલ છે, અને જો મને મારા માગ્યા પ્રમાણે નથી મલી શકતું તો આગલ શું કરવું તે મારૂં કામ છે—સાહેબ મેહેરબાંન."—અને તે ફક્ત દમ કરવાના વિચારથી ચીરડાઇને ઉઠી જતો હોય તેમ બારણાંવેર ગયો.

"ખુદાને ખાતર એને ખાલી હાથે જવા ના દે, જાંની ખુશરો," પરીચેહરે તેને કાંને લાગી લુકમાંન ન જોય તેમ કહયું.

"તું ધીરજ રાખ મારાં જીગર," ખુશરોએ ઘણા પ્યારથી સધ્યારો આપ્યો, "હું એ લુચ્છા લોભીને હવે ઘણો સારી રવેસે પીછાંણી શકયો છું. હવે એ અહીંથી ખાલી હાથે જનારજ નથી."

અને ખરેખર લુકમાન હકીમ હેઠે ઓટલા વેર જઈ પાછો આવ્યો. "મને જતાં જતાં એક બીજો વિચાર આવ્યો ખુશરો," તેણે આવતાંને વાર ચલાવ્યું. "મને લાગ્યું કે હું ગમે એવો ખરાબ આસામી છું તોબી તું એક વચની છે, ને તેથી દર છ માસે તું જે બીજા ૧૫૦ દરમ મને પોંહોંચાડયા જવાને કબુલ થાય છે તેમાં હું ધારૂં છું કે પછવાડેથી કશો દગો થશે નહીં. એ ઉપરથી તુરત વેલા હું તારા ૨૫૦ દરમ લેવાનેબી તારાપર, આ તારી ચેહરેનમુન ઓરતપર અને તારા છોકરાપર ફક્ત મેહરબાંની કરવા ખાતર કબુલ થાઉં છું."

ખુશરો તરફથી પરીચેહરને એ ઉપરથી નાણું લઇ આવવાનો ઇસારો થતાંજ તે ગઈ, અને એક ઘડીમાં તે લઇને તે પાછી ફરી. લુકમાને તે ગણી ગણી ને તપાસી તપાસીને ભારે સંતોશથી પોતાનાં ગજવાંને સ્વાધીન કીધું, અને પછી તે "રજા ચાહવા" ઉઠયો.

"લુકમાન," વલી એકવાર ખુશરોએ કગલીને મીનતજારી

કરી, "અમો કમનસીબપર રેહેમ દીલ થજે, અને જો મને સતાવા કે સપડાવાથી તને જે લાભ થશે તે કરતાં મારા સાથ તેવો દગો નહીં રમવાથી દર છ મહીને કાયદાસર તને એક ગંજાવર રકમ ઘર બેઠાં મલતી જશે, તો મારા તેમજ તારા લાભને માટે મને ખોહાર થવા દેતો ના."

"હું પણ મારા ખાવંદની મીનતજારીમાં ઓજરખાહીથી ભાગ લઉંછું," પરીચેહરે વીનંતી કરી.

"તે વિશે તમો બેઉ બેફીકર રેહો," લુકમાને સધ્યારો આપ્યો. "જ્યાંવેર મારૂં ગજવું ભરાએલું રેહેશે, અથવા ભરાયલું થવાની આશા હશે ત્યાંવેર તમો સલાંમત છો, પણ જો મારા સાથ દગો થયો, ને તમો તમારો એકબી હફ્તો ભરવાને ચુકયાં, તો મારાથી જે આડું તીડું થઇ જાય તેનો જોખમ મારે સર સમજવો નહીં."—અને તે ઘણીજ નફ્તાઇથી સલાંમ અલેકુમ કરી ચાલતો થયો.

"પરીચેહર," લુકમાનનાં ગયા પછી ખુશરોએ દુ:ખથી કહયું, "આ લુચ્છામાં મને મુતલગ એતબાર નથી. એટલું તો ખરૂંજ છે કે એ આપણને આજે ને કાલે પકડાવશે નહીં, પણ જ્યાંવેર એને આપેલા આ ૨૫૦ દેરમ એ સખે ખાઇ શકશે ત્યાંજવેર એ ઠંડીને બેસશે, ને તેટલાં જો છ મહીનાની અંદર તે પુરા થયા તો તુરત નવી માંગણીઓ ને નવી સતામણીઓ સાથે તે હયાં આવશે, માટે હું તેને હાથતાલી આપવા માંગું છું. આપુણાં કરમમાં જો ગામેગામની રખડજ લખી છે તો આપણે ફરી એકવાર અહીંથી નેગાવરાંન ખાતે નાહસી જઇશું, જેથી આપણું બદબખ્ત ફરોને કદી એના સપાટામાં કોઇ અકસ્માતથી આપણને લાવી નાંખે ત્યાંવેર આપણે સુખે રહી શકીશું. એક ખોટું વચન આપવા ખાતર મારૂં દીલ ઘણું દુ:ખાય છે, પણ મારી, તારી અને એરચની સલાંમતી ખાતર એ લુચ્છાને ખોટાં વચનથી ઉડાવ્યાવના મને ચાલ્યું નહીં."

"હું તારા વિચારને બોલેબોલ મળતી છું, મારા ભરથાર," પરીચેહરે સધ્યારો આપ્યો, "અને જો તારી મરજી અતરેથી ઘેર ઉઠાવી જવાનીજ છે તો હું તૈયારીઓ કરવાને તૈયાર છું."

અને તૈયારીઓ થઇ. એકવાર તેઓ એજ રીતે લુકમાંનને તૃપ્ત કરી રહેવા કેડે ઘર ઉઠાવી જવાની તૈયારીમાં હતાં તેટલાંજ લુકમાનનાં કાવત્રાંથી જામાસ્પે આવી ખુશરોને પકડયો હતો તે વાતની યાદ થતાં બંનેને ત્રાસ પડયો ખરો, પણ સુભાગ્યે આજે તેવું કશું થયું નહીં, અને તેઓ સલાંમતી સાથે નેગાવરાંન ખાતે નાહસી જવા પામ્યાં.

## પ્રકરણ ૨૭ મું.

### એક કાગળ.

નેગાવરાંન ખાતે આવી વસ્યાને પણ આઠ માસથી વધુ થઇ ગયું, અને વલી એકવાર ખુશરો અને પરીચેહર સુખી હતાં. તેઓ એકજ જાતનું કામ જયાં જતાં ત્યાં મેલવવા પામતાં, અને પોતાના સદગુણો, સાલેસાઇ અને ભલી ચાલથી સૌનો વિશ્વાસ અને પ્યાર ઘણી સેહેલાઇથી જીતી શકતાં.

એક દીવસે ખુશરો જોડે વાત કરતાં પરીચેહરને તેનો બુઢો બાપ યાદ આવ્યો. તેણીએ આજેજ તેને યાદ કીધો એમ કેહવાનો એ વફાદાર બેટીને આપણે ગેરઇનસાફ આપીશું નહીં; તે રોજ તેની એકલવાઇ હાલત માટેના બલાપાથી બલતી હતી, પણ આજે તે વિશે પોતાના ભરથાર સાથે વાત કરતાં તે વાતની યાદ તેણીનાં મમતાલુ જીગરપર વધારે દબાંણ ચલાવ્યું, અને તેથી એકવાર વીગતે તેનાપર એક કાગજ સમજાવીને લખવાની અને બને તો હજીબી તેની માંફી ચાહી લેવાની તેણીએ પોતાના ભરથાર પાસે પરવાનગી માંગી, જે ખુશરોએ એક બોલે બાહલ રાખી. પરીચેહરે તે ઉપરથી નીચે પ્રમાણે એક કાગલ લખી કાઢયો:—

"મારા માયાવંત પેદર, નેગાવરાન.

"જો આટલે લાંબે વખતે તમો ઉપર હું એક કાગજનો કટકો લખવાની હીંમત કરૂં છું તો તે એટલીજ આશાથી છે કે એ મોટા અરસામાં મેં તમારી ખેંચી લીધેલી ખફ્ગી ઘણી હદસુધી શાંત થઈ હશે, અને તમો મારી માયાભરી મીનતજારીઓનો અનાદર કરશો નહી. તમો મથાલે મુકેલાં ગામનાં નામથી જોશો કે અમો અતરે આવી વસ્યાં છીએ, અને તે દાદગરની કરમ બક્ષેશથી મારા અતીસે વહાલા અને સદગુણી ભરથારના પ્યારભરયા સાહુયા હેઠલ હું મારાં ગરીબ ઘરમાં સરવ પ્રકારે સુખી છું. એવો એક સદગુણી ભરથાર પામતાને ખાતર મારા મુરબ્બી હું મગરૂર છું, અને જે સંતોષના સુખમાં હું છું તે જો ચાલું રેહેવાનું હોય તો મને પુરી સુખી બનાવા ફક્ત તમારી તરફના મીઠાસ ને મેહેરબાંનીનીજ ખોટી છે. હું માગી લઉં છું કે તે મને આપો, અને તમારી જે માયા મેહેરબાંનીમાંથી મને નીવારી મેલી છે તેમાં મને પાછી લેઓ.

આ કાગલનો કશો માંઠો ઉપયાગ તમો મેહેરબાંન કરશો એવું હું માનતી નથી. એનો જરૂર જવાબ લખજો ને તમારી તનદરોસ્તી સુખાકારી વીશે મને ખરી વીગતે ખાત્રી આપજો એવી મારી કાકલુદી ભરી અરજ છે."

લા૰ હું છું, મારા મેહેરબાન મુરબ્બી,

તમારી સદાની તાબેદાર બેટી,

પરીચેહર"

* * * * *

એ કાગજ લખવાને ઘણા રોજ વહી ગયા, અને એક રોજે ખુશરો સાંહજે ઘર આવ્યો ત્યારે તેણે પોતાના દરવાજામાં બે સરકારી અમલદારોને બેઠેલા જોયા. પરીચેહેરને પણ એ વાતની કશી માહીતગારી હોય એવું જણાયું નહીં. ખુશરો તેમને જોઇને અચરત થયો ખરો, પણ તેઓ તેનેજ પકડવા આવ્યા હતા એમ એકદમ માનવાને તેને શક પડયો, જે શક બાસેના ખુણામાં એક મોટી ધાબલીમાં વીટલાઇને ઉભેલા એક શખ્સના ચેહરાપર નજર પડતાંજ દુર ગયો. આ શખ્સ પેલો લુકમાંન હકીમ હતો. તે હવે જે ખુણામાં ભરાઇ બેઠો હતો તે ખુણામાંથી બાહેર આવ્યો. "મારા સપાટામાંથી કોણ બચી શકયું છે કે તું એ કંગાલ મને હાથ તાલી આપવા માંગતો હતો! દર ૭ મહીને કાયદાસર હફ્તો મોકલી આપવાનો તારો કરાર તેં કેવી નીમકહલાલીથી અદા કરેલો છે તે તો તને ખબર છે, તો હવે ચાખ તારી કરણીનાં ફલ—" અને તેણે તે અમલદારોને તેને કેદ કરવાને હુકમ ફરમાવ્યો.

પરીચેહર બારણામાં આ ગરબડ સાંભલી બાહેર દોડી આવી, અને પછી વલી જે માહા દુ:ખનો દેખાવ ત્યાં જારી થયો તે વીસ્તારવા યોજવાની જરૂર રેહશે નહીં, પણ લુકમાન હકીમને ખુશરોનો પતો કયાંથી લાગ્યો તે સમજાવા અતરે થોભીશું.

લુકમાન હકીમ સમરવન ગામડાંનાં ટપાલખાતાંનો વડો થયો હતો એ વાંચનારને રોશણ છે, અને તે તેવાં જીવદાર સઘલાં કાગલો ઉખેડી વાંચવાનો અપરાધ કરતો હતો એ પણ આપણે સારી રવેશે જાંણી શકયાં છીએ, તો ખુશરોનું પકડાવું તેની અને પરીચેહરની ગફલતીથી થયું છે. પરીચેહરે પોતે કયાં છે તે ઘરનાં નામ નીશાંણ સાથ પોતાના બાપપર જે કાગલ લખ્યો તે ચંડાલ લુકમાને સેહેજ શક ઉપરથી ઉખેડી વાંચ્યો અને ખુશરોના એ મુદ્દઇને વલી "ખોદાયજી પાયા." ખુશરોએ તેને ઘરબેઠાં જે નાણું પોંહાંચતું કરવાનો કરાર કરેલો હતો તે તેનો હક્તો અદા થઇ જવા છતાં જયારે નહીં ગયું ત્યારે લુકમાન પોતે જાતે એ વીશેની તેહેકીક કરવા મુલ્કે ફેરાવન ગયો, અને ત્યાં તેણે જોયું કે આ વેલાએ તે પોતાની સઘલી પોંહોંચ છતાં ખુશરોના હાથ પર વેચાયો હતો, અને તેથી બીજવાતના બાર વરચે ખુશરોની કશીબી નસલ માલમ પડે તો તેણે તેના વરફ આ કરેલા દગાનો બંગ લેવાને તેને એકદમ સપડાવી લેવાને કસમ લીધા. એ પછી વલી ઘણાક મહીના ગુજરી ગયા, પણ ખુશરો કયાં જઇ રહ્યો તેનો લુકમાનને ખ્યાલ વટીક થઇ શકયો નહીં. કયાંથી થાય! પણ અંતે ભોલી પરીચેહરે પોતાની ભલાઇમાં પોતાંના બાપ પર જે કાગજ લખ્યો તે તેણે પ્રથમ ઉખેડી વાંચ્યો ને ઘરબેઠાં ખુશરોનો પતો હાથ લાગતાંજ તે લાગલો ખુશરોને સપડાવા નીકલી પડયો. તે છેક સાંહુજે આવ્યો, અને સતાવાલાઓને લઇને ખુશરો ઘરમાં નથી જાંણી પોતે બાજુ રહી તેઓને રસ્તો રોકી બેસાડયા, ને પછી શું થયું તે સઘલું આપણને રોશણ છે.

લુકમાનને જોઇને ખુશરોનાં દીલમાં કીનાનો શએતાંન જાગ્યો, અને જો પેલા અમલદારોએ તેને તેની મકસદ પાંમી જઇ થોભાવ્યો ન હોત તો તે જરૂર એક મુક્કીના જરબે લુકમાનને જમીનદોસ્ત કરતે. પરીચેહરે દચકાંથી ગુંગળાતી છાતીએ ખુશરોનાં ગલામાં હાથ નાખી તેને શાંત થવા કહ્યું, પણ પેલી ગજબનાક સજાના ખ્યાલે ખુશરોનું ભેંજુજ ગોયા ખસી ગયું. તેણે પરીચેહરને અછાત મારી ખસાડી નાંખી અને પાસે એક બાંક ઉપર મોટા નીશોસથી બેસી ગયો. એરચ આ વેલાએ બાહેર આવ્યો, અને પોતાના બાપને એવી રીતે બેઠેલો જોઇ તે તેને ખોલે ચઢી તેને પટાવા લગ્યો, અને તેથી ખુશરોનું દીલ પીગલ્યું, ને તે જવાંન હીંમત હારી રડી પડચો. ઓ તે દેખાવ! તે જોતાં પેલા અમલદારોનું દીલ પીગલ્યું, પણ લુકમાને ખુશરોને એકદમ ઘસડો ચાલવાને હોકમ કર્યો, અને પરીચેહરને ગઇ વેલાની માફક ઘર ઉડાવી પોતાની પછવાડે આવવાનું કહી ખુશરો તેમને ભારે વ્હાલથી ભેટી છુટો પડચો. તે જીવતો આવવા પામશે કે નહીં તે કોઇને ખબર નથી. તેની વ્હાલી ઓરત ફરી પોતાના ભરથારનું સુખ પામી શકશે કે નહીં તે તે જાંણતી નથી, અને તે રીતે આ બીજી વારની સેતમભરી જુદાઇ અમલમાં આવી.

---

## પ્રકરણ ૨૮ મું.

### કીનાની શરૂઆત.

દરીયાના મોજા સાથે અફડીયાં ખાતા એકાદ કમનસીબ ખલાસીની પુઠે કોઇ શાર્ક માછલી પડી હોય ને તે રીતે તેને આગલ અને પાછલ બંને બાજુથી મોહતે ઘેરી લીધો હોય તેને જે ધાસ્તીની કંપારી છુટતી હોય તેનો ખ્યાલ કરો, છાતી ઉપર ચઢી બેઠેલા વાઘનાં નખ તેના કમનસીબ શેકારનાં પેટાંમાં પેસી જાય તેની એકાદ બે પલ પેહેલાં તે કમબખ્તને જે ધ્રુજરાં છુટતાં હશે તેનો વિચાર કરો, સીલોનના જંગલમાંનો

એક સૌથી મોટો અઝદહા તેના એકાદ ભોગના શરીર આસપાસ વીટલાઇ વલી દરેક પલે તેનો નાશ કરવાની ધાસ્તી આપતો હોય તે વેલા તે હીણા નસીબના ભોગને જે પારવનાની ધાસ્તી અને ઘભરાત થતો હોય તેનો ખ્યાલ કરો, અને એ સઘલા જીવલેણ સેતમોના સામટા સરવાલાથી જે અને જેવું દુ:ખ, ગભરાત, ધાસ્તી, ધ્રુજરાં વગેરે પેદા થવું જોઇએ તેનો ખ્યાલ કરો, ને પછી અમો કહીશું કે કમનસીબ ખુશરોને તેવું ને તેટલી મોટી હદ સુધીનું દુ:ખ તેના બંદીખાનાના ગારમાં થતું હતું. તેની સજાનો અવસર માંથે હતો. જે વખત જાતો હતો તેમાં તેને ચોગાનમાં ઉભો કરવો હતો, કે જ્યાં પેલી ગજબનાંક, હેવાન્યત, શએતાન્યત સજા તેને ખમવી પડવાની હતી!

* * * * *

તે સજા થઇ ચુકીછે, અને ખુશરો પોતાની છાવણીમાં બેસુદ્ધ દરદી દુ:ખી હાલે પડેલો છે. આ દુન્યામાં તેના દોસ્ત થોડા પણ દુશ્મન ઘણાછે, ને તે સઘલા વગર વાંકે વગર સતામણીએ તેના કરડા કટા હુરડતા શત્રુ થઇ લાગા છે. તે બુરાઓએ પોતાની મોજ ભોગવી લીધી છે, અને તે મોજનો કમબખ્ત ભોગ ખાટલાપર રીબે છે. ખુશરો મુવો નહીં, ધારવામાં આવતું હતું કે તે મરી જશે તેમ મરી ગયો નહીં, પણ તેના જખમો ઉડા અને જલદી નહીંજ રૂઝે એવા હતા. તેનું બરડાપરનું માંસ ચીરાઇને ફાટી ગયું હતું, અને તે બીછાંણામાંબી ઘણુ સુધી તો ઉઠીને બેસી શકતો નહીં, અને જયારે સાજો થયો—ઘણે લાંબે વખતે વીપતી ભરયાં દુ:ખો સેહેવા પછી તે સાજો થયો ત્યારે લાકડીના ટેકાવના તે કદી ચાલી શકતો ન હતો. તે થોડુંજ ચાલતો. તે જવાંન દલેર એક બુઢીયા કે બચ્ચાં કરતાંબી અતી નાતવાન થઇ ગયો, અને તેનો હાલ કોઇબી જોનારને રડાવી દીએ એવો દુ:ખ ભરેલો થઇ પડયો હતો.

અને હવાણાં ખુશરો પરીચેહર અને એરચને આપણે બેગાં બેઠેલાં જોઇએ છીએ. જો ખુશરોનો હાલ રડાવી દીએ તેવો હતો તો પરીચેહરનો હવાલ ઓછો દુ:ખ ભરેલો નજરે આવતો ન હતો. ખુશરો જયાંવેર બીમાર હતો ત્યાંવેર તે તેની આગલ જઇ શકી ન હતી, અને તે સઘલો વખત તેને જે થોડી ઘણી ખબર મલતી તે ઉપરાંત તે કેવી ચીંતાથી બલી મુઇ હશે તે કેહેવા કરતાં વિચારી લેવાનું સેહેલ છે.

"પરીચેહર," બાંજી દુ:ખની ઘણીક વાતો કીધા પછી ખુશરોએ કહયું, "અને હવે મારે કીનો લેવો છે. જે ચંડાલે તારૂં કાગજ ઉખેડી વાંચી મને નવેસરથી મારી નાંખ્યો છે તે ચંડાલનો એ અપરાધ હું હાકેમ બેહેરામને વીગને લખી વાલું છું, ને જો તેનામાં જરાબી ઇનશાફ હશે તો તે એ મુજીને તેનાં પાપની સજા કરશે."

ખુશરો આ કીનાના કાંઇ એવાં તો જોરથી બોલ્યો—એવા ખીજવાતનાં ખારથી બોલ્યો કે પરીચેહરે તેને એવી કીસમથી બોલતાં આજે પેહેલીજવાર જોયો. લુકમાનને તેને રસ્તે હવે મરી રેહેવા દેવા ને તે માહા ચંડાલને હવે વધુ નહીં છેડવાને પરીચેહરે તેને ઘણું સમજાવ્યું, પણ ખુશરોએ તે કશું માન્યું નહીં.

"અરે જેણે બબેવાર મને મારી નાંખ્યો તેને તું શું ધીક્કારતી નથી? તેનાપર તારા ભરથારપર ગુજરેલા અજાબના ખારમાં વેર લેવાના વિચારથી તું ડરી જાયછે?" ખુશરોએ કાંઇક ખીજવાત અને અચરતીથી પુછયું.

"નહીં મારા ભરથાર," પરીચેહરે સમજાવ્યું, "તે ચંડાલ જો ભુખે મરતો અતરે રોટલીનો ટુકડો માંગવા આવે તો તે કરપીણની આજીજી સામે હું મારાં બારણાં બંધ કરૂં, પણ તેથી તેને જાંણી જોઇને છેડવા કે દુ:ખમાં લાવી નાંખવાપર મારૂં દીલ ચાલતું નથી. સુતેલા સાપને છંછેરવામાં શું માલ?"

"હું તેને છંછેરીને જીવતો જવા દેવાનોજ નથી," ખુશ-

રોએ કીનાના દાંત કચકચાવી કહ્યું. "તે મુજીને સપડાવી જન્મ સુધીનાં કેદખાને પુરાવાને હું મારૂં બનતું કરવામાં કશી બાકાત રાખશ નહીં—" ને તે પરીચેહરને હાથ છટકાવી ગુસ્સાભેર બાહેર જતો રહયો.

## પ્રકરણ ૨૯ મું

### એક બીજું કાગળ.

ખુશરોએ લીધેલી મેહનત પાર ઉતરી. તેણે લુકમાંન હકીમનાં પાપની માહીતગારી હાકેમ બેહરાંમને સારાં નસીબે એક એવા તકસરના વખતે આપી કે તેણે તે ઉપર પેહલું ધ્યાંન પુગાડ્યું. બેહરાંમને અમારાં વાંચનારાં ઓલખી ચુકયાં છે. તે પૈસાના તોરથી ફુગાયલો પોતાના ગામડેના સઘલા ગરીબોને પોતાના ગુલામ સમજવાની અભિમાની બતાવનારો એક બેવકુફ હાકેમ હતો, અને તેથી તેની એ બેવકુફી સામે આંધલી તાબેદારીનું સર જોકાવાને ખુશરોએ સમરવન ખાતે જે ના પાડી હતી તેના ખારમાં તે ખુશરોને ધીક્કારતો હતો તે આપણે જાંણીએ છીએ, માટે તેજ ખુશરોની સમજાવતથી તે લુકમાન જેવા એક ખુસામતીયા દોસ્તને પકડે અથવા પકડાવે એ અક્કલમાં ઉતરી શકતું નથી; પણ બનાવ એવો બન્યો કે ખુશરોએ તેનાપર કાગળ લખ્યો તેજ વખતે લુકમાને તુરતનોજ એ હાકેમનો એક કીમતી દસ્તાવેજ ફાડી વાંચ્યો હતો, ને તેમાં જે કીમતી અવેજ હતો તે પચાવી પાડી કાગલ કેડે ગડાવી દીધું હતું, માટે તે દસ્તાવેજ નહીં મલવાથી બેહરાંમ તેની બોલમાં હતો તેટલાં ખુશરોનું કાગલ મલવાથી બેહરામની આંખ ઉઘડી, અને તેને એ કલ પાતાંજ તેણે ખાનગી જુસ્તેજુ કરી તો લુકમાંનપર આ તકસીર આબાદ સાબીટ થઈ. બેહરાંમને આથી ઘણી ઝાંઝ ચડી. જો કોઇ તેની ગરીબ રૈયતનો એ અપરાધ લુકમાંને કર્યો હોત ને તેની સામે ફરીયાદો જાત તો તે તેને ગાંડો વીગેરે બોલોથી હસી કાઢી પોતાની

હજુરમાંથી મારી કઢાવતે, પણ આ તો તેના પોતાના સરખા 'મોટાં માણસ'નો અપરાધ થયો તો તે પછી પોતાના સગા બાપનો પણ 'સેરો–પરો' રાખે એવો તે આસામી નહીં હતો. તેણે સીપાઇઓને દોડાવી લુકમાનના મુસકા બંધાવી મંગાવ્યા, જે પછી તેની કાયદા પ્રમાણે તપાસ થઇ અને તે અપરાધી ઠરતાં તેને ૧૪ વરસ દેશ તરીપારની સજા થઇ!

એ પછી એ સજા અમલમાં આણવામાં આવે તે પેહેલાં એક ચોકસ મુદત સુધી લુકમાનને સમરવન ખાતેનાજ મોટાં બંદીખાનામાં તુરતવેલા પુરવામાં આવ્યો. હયાં તેને ટેપ ફરમાવામાં આવ્યા પછી ચોથે દીને એક કાગલ મલ્યો. તે ખુશરોનો લખેલો હતો, અને તેમાં નીચે પ્રમાંણે લખેલું હતું:—

"અરે મારૂં વેર વલ્યું છે. તને પડેલી મહાભારત સજાની મને ખબર થઈ છે, અને તું માહરા ચંડાલને એ સજામાં લાવી નાંખનાર હું પોતેજ છું એ વીચારથી મને પાર વનાનો સંતોશ અને સુખ મલે છે. તુંએ મારી ખરાબી કરવામાં બાકાત રાખી નથી, તેં મારા કમનસીબ હાલ વચ્ચે કશી દયા બતાવી નથી, વગર વાંકે, વગર સતામણીએ મારો કટ્ટો શતરૂ થઈ લાગતાં તું કંગાલને કશી શંકા થઈ ન હતી, અને તેવા એક મારા બુરામાં બુરા દુસ્મનને તેનાં પાપની ફેંજે હું પુગાડી શક્યો છું એ ખરો સધ્યારો છે. તું નાપેકારને કદાચ ખબર નહીં હશે કે લોકોનાં કાગલો ફોડી વાંચવાના તારા અપરાધની બાલ અતરેલી હકેમ બેહરાંમપર પરમ મોકલી આપનાર હુંજ છું ને મેંજ તેને તું જે ફેંજે પોહોંચ્યો છે તે ફેંજે તુંને લાવી નાંખવાને રસ્તે પાડ્યો છે. તું ૧૪ વરસ દેશ તરીપારમાં તારૂં કાલું કરશે, અને લોખંડી બેડીઓ સાથે તારૂં જીવતર રદ કરી સખત મજુરી ને હેજગારી કરશે એ તારાં પાપની સજામાં પુરતું છે. ૧૪ વરસ કોણે જોયાં છે! ચંડાલ, એ ૧૪ વરસના સોહોકોગમ્ય દીવસોમાં હું તને રોજ યાદ કરશ ને મને નાહક હેરાન કરી જીંદગીથી રદ કરનાર મારો શતરૂ દુનયાથી રદ થઈ પડ્યો છે એ વીચારથી હું મારી હેરાંન જીંદગી વચ્ચે ટકી રેહેવશ. તેં મારાપર જે સેતમ ભરી સજા વરસાવી છે તે તો પુરી થઈ ગઈ છે, પણ તારી દેહેસ્તનાક સજા તો હજી શરૂ થવાની છે અને શરૂ થયા પછીથીબી ૧૪ વરસના અતી લાંબા હફતા સુધી ચાલુ રેહેનાર છે. મારૂં દીલ સદા માયાલું હતું. આવા કઠણ સોખનો તે લખી શકે એવું તે ના હતું. તેવું તેંજ તેને બનાવ્યું છે ને તુંજ તે સુખનો સાંભલે છે.

જા હે દલદર! તારા દેશ નીકાલમાં દયાહીણ વડાઓના ભારે જુલમાત હેઠલ–ભુખમરાના જબરા શેતમો વચ્ચે, આસાએસની હાય હાય વચ્ચે, વરસાદ અને તડકામાં એક સરખી રીતે જયારે વરસોનાં વરસો સુધી હેજેગારીની વેઠનાં દુઃખ વચ્ચે તું ટવલી ને ખુદા પાસ દયાની યારી ચાહવા આરજુભરયા હાથ ઉંચા કરે, ત્યારે જે નીરદોશોને તેં કરપીણે તારા લોભના ભોગ બનાવી બબેવાર બેજાર અને જીંદગીથી રદ સરખાં કીધાં છે તેઓ તરફની તારી હીણી હીણપસ્તીભરી ચાલ યાદ કરજે અને પસ્તાઇને તોજેશ અને તોબાહ બોલજે.

ખુશરો."

આ તે કાગલ હતો, અને લુકમાંને તે બંદીખાનામાં વાંચ્યો. લુકમાંન કેવું માણસ હતું તે વાંચનાર સારી રવેશે જાંણેછે તો તેણે આ કાગલ કેવી ઢપે અને કેવા કસમો વચ્ચે વાંચ્યો તે વાંચનારને સમજાવવું પડશે!

---

## પ્રકરણ ૩૦ મું.

### ઉપલાં કાગળનો જવાબ.

કમબખ્ત પરીચેહર આગલ ખુશરોએ ઉપલો કાગલ બીડયા પેહેલાં એક જંગલી ઝનુનથી વાંચી સંભલાવ્યો હતો, અને તેથી તેણીએ માહા અફસોસ વચ્ચે જોયું હતું કે ખુશરોનું માયાલું દીલ તેનીપર પડેલા હાંડેસાઓએ સંગ થઇ ગયું હતું, ને તેથીજ તે પોતાના શત્રુ સામેબી આવું ખારીલું જીગર બતાવી શકયો હતો. તેણીએ ખુશરોને તે કાગલ લુકમાંનપર નહીં બીડવાને બહુ ઓઝરખાહીથી–પુશકલ મીનતજારીભરી આજીજીઓથી સમજાવ્યો, પણ ખુશરો સમજયો નહીં.

કાગલ લખી બીડવાથી ખુશરોને કાંઇક એવો તો સંતોશ થયો કે ગોયા તે પોતાનું અરધું દુઃખ ભુલી ગયો. સિપાહગીરીમાં તેના ઉપર જેવો ને તેવો સેતમ જારી હતો, અને તોપણ ખુશરો જરા લગાર સુખી જાણાતો હતો——પણ તેટલાં ખબર આવી કે લુકમાંન હકીમ નામનો એક કેદી સમરવનનાં કેદખાંનાંની દેવાલ એક ઘણી તારીફ લાયક સીફતથી કુદાવીને નાહાસી ગયો! સત્તાવાલાઓએ તેને પાછો પકડવાનાં અથવા તેને મદદ કરી નહુસાડી મેલનાર અથવા મેલનારાઓને ધુંડી કાઢવાનાં હજાર ફાંફાં માર્યાં પણ કશું વલ્યું નહીં. ખુશરોના એ નાપેકાર શત્રુની નસલજ ગોયા જાહનમના ગારમાં ગુમ થઇ ગઇ!

ખુશરોને આ સમાચારે જે દુઃખ પેદા કર્યું તે વીસ્તારથી સમજાવવાને અમો અશકત છીએ. તેની સર્વોતમ ઉમેદ–મોટી મગરૂરી ભરેલી આશા ભ્રષ્ટ અને ભંગ થઇ ગઇ. લુકમાન

હકીમને બંદીખાનામાં કાગલ નહીં લખવાને તેની પ્યારી પરીચેહરનું નહીં માનવા ખાતર તેને હવણાં જેવો પસ્તાવો થયો તેવો આજ તુલક કરવાનું તેને કદી કારણ ન મલ્યું હતું. લુકમાન નાહસી છુટો એટલે તે તેનો કરપીણ શત્રુ તેનાપર તેણે લખેલાં કાગલનો નીચમાં નીચ ખાર લેશે, અને તે ખારનાં ભોગ વલી તેને ખાતર તેનાં બે વ્હાંલાંઓ થઇ પડશે—એ વિચારે વલી ખુશરોનું માથું ફરવી નાંખ્યું, અને તે ગમખાર, દુઃખી, દલદર સરખો ફરવા લાગ્યો. હવે તેને તેનું ઘરજી કરડવા આવવા લાગ્યું. સદગુણી પરીચેહરની સંગતમાં તેને આગલ ઘણું સુખ ને ઘણો દીલાસો મલતો હતો તે સઘલું પણ હવે જતું રહ્યું, ને તે ફીરેશ્તાઇ ખસલતની નાર પોતાના કમનસીબ ભરથારને સુખ આપવાને જે એકથી એક હજાર કોશેશો કરતી તે સઘલી રદ અને વ્યર્થ થતી.

એક દીવસ ખુશરો છાવણીમાંથી સાંહજે ઘેર આવ્યો ત્યારે પરીચેહર બેસુદ્ધ પડેલી હતી, અને એરચ તેણીની સોડમાં બેસી રડીને તેણીને જાગૃત કરવાની કોશેશ કરતો હતો. ખુશરોને આ દેખાવથી ઘણો ગભરાત થયો. તે પરીચેહરને હોસ્યાર કરવા પડયો, પણ તેટલાં પરીચેહેરના હાથ આગલ તેણે એક કાગલ પડેલો જોયો. ખુશરોએ તે ઉપાડીને ઉખેડયો અને વાંચ્યો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"પરીચેહર,

"તારા નાપેકાર ભરથારે મને સપડાવાને અને દેશનીકાલ કરવાને બનતું કીધું, પણ તે ફાવ્યો નથી. હું બંદીખાનામાંથી છુટીને નાહસી આવ્યો છું. તે તારા નીચ ભરથારને કેહજે કે તારૂં બેહુયાઇભરેલું કાગલ મને બંદીખાનામાં મલ્યું હતું, ને તેનો ખાર કેમ લેવો તે મને ઘણી અચ્છી રવેસ આવડે છે. આજથી હું તેનો જીંદગી સુધીનો જમ થઇ લાગવાના કસમ લઉં છું, અને તેનું અને તારૂં નખ્ખોદ પુરૂં વાલી મુકી તમો બનેને પેલાં એક કાગલના ખારમાં ખોહાર અને પાયામાલ કરી નાંખશ ત્યારેજ હું ઠડીને બેસશ.

"તારા ભરથારનો હરડતો શત્રુ

"લુકમાંન હકીમ."

ખુશરોએ આ કાગલ વાંચ્યો એટલે પરીચેહરની બેસુદ્ધિનું કારણ તેને સેહેલમાં સમજણ પડી ગયુ, અને તેની

છાતીમાં કીનાનો આતશ એટલાં જોરથી તપવા લાગ્યો કે લુક-કમાન તે ઘડીએ જો દાખલ થયો હતે તો ખુશરો તેને કાપીને કટકા કરતે. તેણે કચકચતા દાંત વચ્ચે તે કાગલ ફાડીને ટુકડે ટુકડા કરી પગ તલે ચાંપ્યું. આ વેલાએ પરીચેહર સુદ્ધિમાં આવી પણ ખુશરો પરીચેહરપર કશું ધ્યાંન પોંહાંચાડી શકયો નહીં. તેની વિચાર શકિત સુન મારી ગઇ હતી, અને પરી-ચેહરની સમજાવતો કે દીલાસામાં તેને કશું સુખ નહીં મલ્યું ત્યારે તે જંગલી જેવો પરીચેહરને એરચ જોડે રડતી મેલી ઘરમાંથી બાહેર પડી છાવણી તરફ ગયો.



## પ્રકરણ ૩૧ મું.

### એક દુઃખ ભરેલો ફેરફાર.

ખુશરો જયારે પોતાનાં મકાંનમાંથી બાહેર પડયો ત્યારે તેનો હાલ એટલો દુઃખ આધીન હતો–તેનું મગજ એવી તો કંગાલીયત વચ્ચે ગુમતું હતું કે એ દુઃખી ખ્યાલોથી બચી નાહસવા અને 'મન વેરવા' કોઇ તેને કાંઇ સુચવે એટલીજ ખોટી હતી. ખુશરે જાંણે યંત્રથી ચાલનો હોય તેમ સંતાપ જનક વિચારોમાં ગરકાવ ચાલતો પોતાની છાવણીમાં આવ્યો. હુવાણાં રજાનો વખત હતો: ખુશરો આજવેર રજાનો સઘલો વખત પોતાની સુંદર પરીચેહર અને પોતાના ખુશચેહ્રર બેટા એરચ ભેગો કાઢતો હતો, આજે તેનું દુઃખ એટલી હદ સુધી વધી ગયું છે કે આજે તેને તેમાં કશો સધ્યારો મલ્યો નહીં ને તેથીજ તે છાંવણી તરફ આવ્યો.

છાવણીમાં એક ઓરડાનું બારણું ઉંઘાડી તે અંદર જવા ગયો. એ ઓરડો તેના પાંચ સાત દોસ્તોનો હતો. તેની દયા ખાય એવા સિપાહિ વચ્ચે ઘણા હતા, અને તેઓમાંના થોડાક આ ઓરડામાં ભેગા થએલા હતા. તેઓ એક અધમ કારોબારમાં–પાસાના પેશામાં રોકાયલા હતા. તે ઓરડામાં જુ-ગારખાનું ચાલતું હતું.

સરદારોની હરૂસે આ પાપનો પેસો સિપાહો ચલાવતા હતા.—જેમને ઘરબારનું સુખ નહીં અને જેઓ ખરાં સંગીન સુખના પાક પ્રતાપથી સદાના બોન માહીતગાર તે બીન અકલી કમબખ્તો આ ખુદ્દારીના ધંધામાં જીવને રાહત અને મનને મોજ આપેલી સમજતા હતા. અમોએ કહ્યું જે સિપાહો સરદારોની હરૂસે જુગાર રમતા હતા, અને તોપણ સરદારો પોતે એ પાપથી મોકલા ન હતા. તેઓ દરેક રીતે વધારે વ્યસની—વધારે કુછંદી—વધારે પાપી હતા, તો જુગારનો લખ તેમના પાપનાં લીસ્ટમાં ન હોય એ માની શકાતું નથી.

ખુશરોનાં પગલાંનો ધસારો સાંભલી કેટલાક સિપાહો ચોંકી ઉઠયા, પણ પછી "એ તો ખુશરો છે" એમ જોતાં અને જાણતાં સૌ ખડખડ હસી પડયા. એ પછી તેઓએ ખુશરોને પોતાનાં પાપમાં ભાગ લેવા તેડયો. "દોસ્ત ખુશરો," તેઓમાંના એકે કહ્યું, "તું એમ સદા ગમગીનજ ફર્યા કરશે?"

"તો બીજું શું?" ખુશરોએ દુઃખથી કહ્યું, "મારાં હીણાં કરમમાં અવલથી આખેર વેર દુઃખ અને ગમગીનજ લખેલી છે."

"તોપણ તું તો એ ગમગીની નહુસાડવાના કાંઇ ઉપાયબી નથી લેતો ની!" એકે નરમ ઠપકો દીધો.

"ઉપાય?" ખુશરોએ અચરતીથી પુછયું, "ઉપાય શું હોય?"

"દવા વગરનું દુઃખજ નહીં હોય," ત્રીજાએ સમજાવ્યું, "તો ગમીની દવા કેમ નહીં હોય! જો એ બેવકુફ, એ તારી ગમીનીબી તું દુર કરવા ચાહતો હોય તો દવા છે."

"અને તે શું?"

"તે એકે આ"—

"જુગાર?" ખુશરોએ નેણ ચઢાવી કહ્યું, "ગમની દવા જુગાર? તારૂં ભેજું ઠેકાણે નથી."

ખુશરોનાં છેલ્લાં વાકયથી ત્યાં જેઓ હતા તેઓમાં ભારે હસા હસ થઇ રહી. ખુશરો એક હતો, અને ત્યાં તેઓ ઘણા હતા. તેઓએ ઉક્કર ચલાવી–જુગારના ફાયદા ખુશરોને બતાવા માંડયા અને ખુશરો આસ્તે આસ્તે પીગલતો ચાલ્યો. તે હવ-ણાંજ અને આજેજ એમ પીગલેછે. આજે પ્રથમથીજ તેનું ભેજું ઠેકાણે નથી. લુકમાન હકીમે બંદીખાનાંમાંથી તેની પરીચેહરપર લખેલાં કાગલે તેનું માથુંજ ફેરવી નાંખ્યું છે. એવા તેના હાલ વચ્ચે–ઘેરાયલાં ગુમેલાં ગમગીનીથી દબાયલાં ભેજાં વચ્ચે ખુશરોની ખાત્રી થતી ચાલી કે જુગારમાં આરામ અને રાહત છે ખરી. તેનાં ગજવાંમાં થોડાંક દેરમ ખરખરતા હતા, અને તે ઉપર તે રમવા બેઠો.

કમબખ્ત ખુશરો!-તે સદાનો ખોહાર હતો, પણ આ તેની ખોહારી સૌથી દુઃખભરેલી હતી.

જુગારનાં પાપના ધીક્કારમાં જેટલું બોલીશું એટલું ઓછું અને થોડું કેહેવાશે. જુગાર કોઇબી રૂપે અને કોઇબી રીતે તીરસ્કાર બતાવા જોગ અને લેઆનત વરસાવા જોગ ચડસ છે. તકરારમાં કેહેવામાં આવેછે કે એ રમત સોખને ખાતર–લોભને ખાતર નહીં પણ સોખને ખાતર રમવામાં આ-વેછે. આ તકરારને અમો કરડા તીરસ્કાર ને તુરછકારથી હસી કાઢીએ છીએ. પૈસાનો સોખ પૈસાનો લોભ નહીં પેદા કરે એ વાત અમો માંની શકતા નથી. ઘડીભર તે પેહેલીજ રમતમાં એ કંગાલ ચેટક અથવા ચડસ નહીં પેદા કરે, પણ જેમ એ રમત વધતી રમાયછે તેમ તેનો પેહલો સુધરેલો સોખ બગડેલો લોભ થતો જાયછે. પારસીઓ પોતાના પાક દીવસોપર–મુકતાદના દીવસોમાં પોતાનાં ઘરોમાં પોતાનાં બચ્ચાં છોકરાંઓ સાથે આંધળા અવિચારથી એ શરમ ભરેલી રમત ચલાવેછે–પણ પારસીઓ કહીને અમો સઘળા સમજુઓનેબી સદોવીશું નહીં,–ઘણાક માન ભરેલા આપવાદો છે કે જેઓ એ રમતને–એ પેસાને પોતાનાં મકાંનમાં દાખલ થવા દેનારા હીચકારા

બેવકુફીપર ફીટકારની નજરથી જુએછે. જેઓ પોતાનાં બચ્ચાં છોકરા સાથે એ રમતમાં મોજ લીએછે તેમને અમો પુછીએ છીએ કે એ દીવસોપર તેઓને વધારે નીરદોશ-વધારે સુધરેલા સોખની રમત ગમતો નથી જડતી? એવી એક નીચ રમત જે આયંદ ખોહારી લાવવા વના રેહેતી નથી તે રમત પોતાનાં બચ્ચાં છોકરાં વચ્ચે ચલાવાને તે કુટુંબના વડાને શરમ પેદા થતી નથી? આ રમતના ધીક્કારમાં અમારી આ વારતાનાં બંધનમાં જગ્યા રોકી તે ઉપર લંબાણ ઉપદેશ આપવાને અમો કશી જગ્યા ફાજલ પાડી શકતા નથી તેથી દલગીર છીએ, પણ તોબી ટુકમાં એટલું તો કહીશું કે હીંદુઓ અથવા પારસીઓ જેઓ પોતાના ધરમના પાક દીવશોમાં ધરમને બાંહણે-મોજને બાંહણે-કે પછી એક ચસકા અથવા લોભને ખાતર આ ફીટકાર લાયક પેશો પોતાનાં ઘરમાં ચલાવતા હોય યા ચાલવા દેતા હોય, તેઓ સઘલા જાંણી જોઇને પોતાનાં કુટુંબની અથવા કુટુંબ માંહેલા એકની પણ મોડે વ્હેલે ખરાબી કરનારા અપરાધીઓ-દેખીતી આંખના આંધલા છે.

પણ હવે આપણે આપણી વારતાથી રીતસર આગલ ચાલીશું.

ખુશરો જુગાર રમ્યો, અને હાર્યો તેમજ જીત્યો-જે પછી સેવટે હસાબ લેતાં તેણે જોયું કે તેના પાસ તે રમવા બેઠો ત્યારે જેટલું નાંણું હતું તેથી ત્રણ ઘણું હવાણાં વધી પડેલું હતું.-અને તોપણ જ્યારે રમત થઇ ચુકી-જ્યારે રમતમાં વધેલી રકમથી ઉપજેલી ખુશી સઘલી સમી ગઇ-જ્યારે ખુશરો એકલો પડયો ત્યારે પસ્તાવાએ તેનાપર પોતાનું બલ ચલાવવા માંડયું. ખુશરો સદગુણી હતો, અને સદગુણને દુર્ગુણો જોડે સદાનું વેર હોયછે, એટલે તેના સદગુણોપર દુર્ગુણોએ થોડો વાર સરદારી મેલવી ખરી, પણ તે અંધાપો દુર થતાં હવે તેને સુદ્ધી આવવા લાગી, ને જે નીચ રમતમાં તે આમેજ થવા જેવી હલકાઇ આજે બતાવી શકયો તે માટે તે એટલો પોતાનાં

મન સાથ બલાપો કરી શરમાવા લાગ્યો કે તેનો પસ્તાવો ખરાં જુગારનો હતો એમ કેહવામાં આપણે જરાબી સહરાગત કહીશું નહીં. તેને તેની પરીચેહર યાદ આવી–જે તેને તે છોડી આવ્યો ત્યારે તુરતનીજ બેસુદ્ધીમાંથી હોશીઆર થઇ હતી.–કદાચ તે પછીથી તે ફરીને બેસુદ્ધ થઇ હોય! ખુશરોને લાગ્યું કે તેની જીંદગીમાં પેહેલીજ વાર આજે તેણે પોતાની આ ફીરેશતાઈ ખસલતની નાર જોડે નાલાયક ચાલ ચલાવી હતી. પરીચેહેરપર જે વીટયું હતું તે તેનેજ ખાતર હતું, અને તોપણ તેને તેની માંદગી વચ્ચે આજે તે છોડી આવી શક્યો, ને તે પછી પણ આવી બુરી રમતમાં તે કલાકના કલાક સુધી રોકાઇ રહ્યો એ વિચારથી તેની છાતી ફાટી ગઇ, અને દીલના હજારો દુ:ખ ભરેલા જોસ્સાઓથી દોરાઇ જઇ તે ઘર તરફ દોડયો. તેણે પરીચેહર પાસ માફ માગી,—ખોલ્લાં ખરાં ભોલાં દીલથી જે નીચ રમત તે રમી આવ્યો હતો તે સઘલું તેના આગલ કબુલ કરી દઇ તેની માફ માગી, ને ફરીને એ નીચ પેશામાં કદી નહીં સામીલ થવાને કબુલાત આપી–એટલુંજ નહીં પણ જે નાણું જુગારની રમતમાંથી આવ્યું હતુ તે–પોતા પાસ જુગાર રમવા બેઠા પેહેલાં પોતાનાં ગજવામાં જેટલું નાણું હતું તેટલું રાખી બાકીનું સઘલું કરડા ધીક્કારથી એક અછાતે બારીની બાહેર ફેંકી દીધું એટલો–અમો કહીએ છીએ જે એટલો બધો તે ઉસ્કેરાઇ આવ્યો હતો!

નીરદોશ પરીચેહર! તેને ખાતર આપણે એટલીજ દુવા ચાહશું કે ખુશરો પોતાના એ ઠેડાવમાં દ્રઢ રેહે ને આજે એક વાર જુગાર રમ્યા પછી તેને જે પસ્તાવો થયોછે તે પસ્તાવો યાદ રાખી હવે પછી વર્તે–પણ અફસોસ કે તેમ બનતું નથી. જુગારની એ ખુબીજ નથી. જુગાર એવો ને એથીબી ઘણો વધારે જબુન અને બુરો છે.



# પ્રકરણ ૩૨ મું.

## એ કોણ ?

એક દીવસ ખુશરો છાવણીમાં હતો, અને પરીચેહર કાંઇક ઘર સંબંધી ખરીદી કરીને ઘર તરફ પાછી વલતી હતી. તેના જોડે તેનો નાહનો એરચ હતો, અને તે જતી હતી તેટલામાં પડોસમાંની એક દુકાંણમાંથી સ્યાવક્ષ ઉતર્યો. ને લુચ્છો પરીચેહરને જોતાજ થોભ્યો અને તેણીના તરફ ભારે નફતાઇથી ટીંકવા લાગ્યો. પરીચેહરની અને તેની નજર એક પલ એકઠી થતાંજ પરીચેહરે ગુસ્સાભેર શરમથી લાલ થઇ તુરત નજર ફેરવી નાખી નીચું જોયું, અને પછી પગ ઉઠાવી ચાલતી થઇ. સ્યાવક્ષ તેની પુઠે પડ્યો. પરીચેહરે પાછું ફરી જોવાની હીંમત તો કરી નહીં, કેમકે તેમ કરે તો તે ખાપરો તેનો કાંઇ ઉલટો અર્થ ઉઠાડે. પણ તેનાં પગલાંના અવાજ ઉપરથી તે જાણી શકતી હતી કે તે તેની પછવાડે પડેલો છે.

સ્યાવક્ષે પરીચેહરને વલી ઘણુંએ જોઇ હતી, અને તેથી તે તેની વધતી જતી ખુબસુરતથી વધારે ને વધારે બેતાબ બનતો હતો. પરીચેહરનો ચેહરો દુઃખ વચ્ચે આધીન અને ગમગીન જણાતો હતો, અને તે ચેહરાની પ્રગટ ગમગીની વચ્ચે તે કાંઇક એવી તો મનહર દેખાતી હતી કે સ્યાવક્ષ જેવા બદમાસ પાપીઓની નીચ નજર તે તરફ વધારે ખેંચાતી હતી.

હવે પરીચેહરનું ઘર પાસે હતું, પણ સ્યાવક્ષ કદાચ પુઠે ઘરમાં આવશે ને ઘરમાં ઘરવાલોબી નહીં હશે તો કાંઇ વીપત થશે સમજી પરીચેહરે વગર સમજે ઘરનો રસ્તો પડતો મેલ્યો, ને પાસે એક ગલી હતી તેમાં ભરાઇ ગઇ. આ ગલીનો રસ્તો તેને ખબર નહતો, ને તે માંડાં ભાગગે તેનાં ઘરના રસ્તા કરતાં લગાર વધારે ઉજડ હતો, માટે તેણી ગભરાઇને એક બીજી ગલીમાં વલી. આ તેથીબી વધારે ઉજ્જડ જણાઇ. હવે પાછું ફરી શકાય એવું ન હતું માટે એરચને જેમ ઘસડાયો તેમ લઇને તે આગલને આગલ ચાલવા લાગી. સ્યા-

વક્ષ હજી પછવાડે હતો. હમણાં સાંહજ થઇ ગઇ હતી ને આ ચોકસ ગલીમાં રાહદારીઓની આવ જા ઘણીજ જુજ-બલકે કશી થતી જણાતી હતી નહીં. હીચકારા સ્યાવક્ષે આ તકનો લાભ લીધો.

તે પગલાં ઉઠાવી પરીચેહરની છેક અડોઅડ આવી પોહોંચ્યો. "પરીચેહર," તેણે આગલ આવી કહ્યું, "શું કર-વાને તું મારાથી બાહેછે? શું કરવાને મારો ઇનકાર કરે છે? જરા થોભ—જરા સમજ——"

પરીચેહર હયાં ઉભી રહી, અને હીંમતથી સ્યાવક્ષની સામે પોતાનાં નેણ ફેરવ્યાં. "સ્યાવક્ષ," તેણે કહ્યું, "એકથી અનેક વખતે મેં તમને નિરાસ કીધા છે અને હજી તમો તમારી બેઆનતભરી ચાલથી હાથ ઉઠાવતા નથી? હું ફરમાઉંછું કે હયાંથી કાલું કરો—નહીં તર કોઇબી જોખમે હું હયાં સોહોર મચાવી તમને બેહોરમત કરશ."

"તારો સોહર હયાં સાંભલશે કોણ?" સ્યાવક્ષે તુચ્છ-કારથી હસીને કહ્યું, "આ ગલી તેંજ પસંદ કરીછે ને તે દોજખ જેવી ઉદાસ જણાયછે."

તેજ પલે છેક નાકેની એક બીજી ગલીમાંથી બાહેર પડી કોઇ પુરૂષ તેમના તરફ આવનો જણાયો. તે દુરથી ધીમે કદમે આવતો હતો. તેને જોતાંજ પરીચેહરને હીંમત આવી, ને સ્યાવક્ષ હીંમત હારી ગયો.

"ખરાંને ખુદા રાખનાર છે," પરીચેહરે મગરૂરીથી કહ્યું. "સામેથી કોઇ આવતું જણાયછે તે મને રેસ્તે પાડશે, અને જો તેની આગલ તમે બેહોરમત નહીં થવા માગતા હો તો એકદમ મને રસ્તો આપો ને જવા દો."

સ્યાવક્ષે જરા હોજા તોજીની આનાકાની બતાવી અંતે પરીચેહરને જવા દીધી કે પરીચેહર એરચને કેડપર મારી ઉતાવલે કદમે ત્યાંથી ઘર તરફ જતી રહી.

સ્યાવક્ષ થોડો વાર અચરતી અને નાસીપાસીમાં ખ્યાલ કરતો ત્યાંજ ઉભો રહયો, ને પછી ધીમે કદમે ચાલતો થયો, પણ બે ચાર કદમ ચાલ્યો નહીં તેટલામાં તેનાં નામ નીસાંણ સાથે તેને પેલા દુરથી આવતા શખ્સે હાંક મારી. સ્યાવક્ષ અતીસે અચરતીમાં ઘોગયો. એ કોણ? આવી દરામણી ગલીમાં એ ઓલખીતો કોણ?

પેલો પુરૂષ સ્યાવક્ષની છેક અડોઅડ આવ્યો, અને સ્યાવક્ષે જોયું કે તે કોઇ અતીશે ચીડડે હાલ ભીખારી જેવો કંગાલ દેખાતો કોઇ પુરૂષ હતો. તેણે એક આંખવેર ઉતરી પડેલી ટોપી પેહેરેલી હતી, અને તેથી તેનો ચેહરો બરાબર દીસતો નહીં હતો. તેણે આવતાંને વાર સ્યાવક્ષને વલી નામથી પોકારી સલામ કરી.

"તું કોણ છે, અને મને કયાંથી ઓલખેછે?" સ્યાવક્ષે પાર વનાની અચરતીથી કહ્યું.

"એ સવાલનો જવાબ હું તને આપું તે પેહેલાં તું મને આપ"—અને તેણે પોતાની મોટી ટોપી કાઢી નાંખી.

સ્યાવક્ષે તેણે ટોપી કાઢી કે તેનો ચેહરો જોતાંજ ભારે કમકમાટ અને ત્રાસથી બે ચાર કદમ પછવાડે હઠી ગયો. આ પુરૂષનો આખો ચેહરો એવો કદર બીહામણો—એવો ભયંકાર હતો કે તે તરફ એક પલબી જોવા ગમે નહીં. તેની એક આંખ ફુટી ગએલી હતી, ને તેનાં આખાં મોંપર તપાવેલાં લોખંડના દાગ હતા. તેનું નાંખ અરધું ખવાઇ ગએલું સરીખું હતું, અને ટુકામાં તે એક આદમી કરતાં દેવ જેવો વધારે જાણાતો હતો.

"બોલ સ્યાવક્ષ," તેણે ટોપી કાઢતાં પુછયું, "તું મને ઓલખેછે?"

"તને!" સ્યાવક્ષે અપરંપાર અચરતીથી કહ્યું, "તને મેં મારા જીવતરમાં આજવેર કદી જોયો નથી તો હું તને કયાંથી ઓલખું?"

પેલો પુરૂષ આ જવાબથી લગાર ખુશી થએલો જણાયો. "એજ જવાબ મેં ધાર્યો હતો," તેણે ખડખડ હસીને કહ્યું—અને તેનું હસવું ને તેનો સઘળો સાદ પણ ખચ્ચીત તેનાં રૂપ જેવોજ ત્રાસ પમાડનાર હતો.—"મારૂં રૂપ અસલ કરતાં એવું ફરવાયુંછે કે મને મારો સગો બાપ પણ ઓળખી શકશે નહીં, તો હવે આપણે કામની વાત કરીશું. તેં પેલી પરીચેહરને હ્યાં ઘેરી હતી તે મેં દુરથી આવતાં જોયું, અને મને આવતો જોઇ તેં નામરદ થઇ તેને જતી મુકી તેબી મેં તીક્ષણ આંખે તપાસ્યું. એ ઘણી પાહલવન ઓરત છે, અને તને જેમ તેમ શરણ થનાર નથી. બીજા હાથપર તું તેનાપર ફીદા છે તો જો મને નાંણાંથી તૃપ્ત કરે તો તને મદદ કરી એ ઓરત તારે હાથ આવે તેવું કરવાને હું બાખુશી માથે લઉંછું."

સ્યાવક્ષની અચરતી દમબદમ વધતીજ ચાલી—આ પુરૂષ હતોજ કોણ? તે તેને ઓળખેછે એટલુંજ નહીં, પરીચેહેરને પીછાણતો જણાયછે એટલુંજ નહીં, પણ તેઓ બંનેની દરેક ચાલ પણ જાણતો જણાયછે! એ કોણ?

"તુ કોણ છે, અને મને તથા પરીચેહરને એટલી બારીકાઇથી તુ ક્યાંથી ઓળખેછે તે તેં હજી મને કહયું નથી," સ્યાવક્ષે યાદ આપી.

"હુ તમો સૌને કયાંથી ઓળખુંછું તે વાત માંડી વાલ," પેલા પુરૂષે જવાબ દીધો; "તેની સાથ તને કશું કામ નથી. કોઇબી રીતે પરીચેહરને તું શરણ કરવા માંગતો હોય તો તે કામ મને સોંપ, ને હાલ તુરત મને મારી મેહેનતનું બેઆંણું આપ—પછીથી તારી મરજી પ્રમાણે થયા કેડે તું મને ખુશી કરજે."

"મારે કબુલ છે," હીચકારા સ્યાવક્ષે તે કેવા દરાંમણા પુરૂષસે કામ પાડેછે તેની જરાબી દરકાર કરવા વના તે પુરૂષના હાથમાં "બે આંણાં"ની એક રકમ મુકતાં પરીચેહરપર ફતેહ પામવાના નીચ હેતુથી ભારે ઉસ્કેરાઇ આવી કહયું, "તું મારૂં એટલું કામ બજાવી આપ ને હું તને ખુશી કરશ."

"ઠીક છે તો મારી ગોઠવણ સાંભલી લે," તે પુરૂષે કહ્યું. "હ્યાંથી મોટા રસ્તાપર થઇ આગલ જતાં બરજનગલી નામે એક વેરાંન મોહોલ્લો છે ત્યાં (અને હયાં તે પુરૂષે સ્યાવક્ષને જોઇતી ઇધાંની આપી) * * * * વાળા ઘરમાં તારે આવતી કાલે રાત્રે આઠ વાગે જઇ બીન દેહેસ્ત ભરાઇ રેહેવું. પરીચેહર ત્યાં એટલાજ કલાકને સુમારે આવશે. તે મોહોલ્લો વેરાંન છે–તે મદદની ચીસો પાડશે પણ ત્યાં કદી કોઇ આવનાર નથી એટલે તું ફાવી શકશે."

"પણ એ સઘલું મને તું કંઇ છટકામાં ઉતારવા નથી કરતો તેની જાંમીનગીરી શી?" સ્યાવક્ષે શકમંદ થઇ સવાલ કીધો.

"જાંમીનગીરી જોઇએ તે કરતાં વધારે મોજુદ છે," તે શખ્શે સમજાવ્યું. "તું એટલો હીચકારોછે કે સરદાર તરીકે કેડે તલવાર લટકાવી તું ફરેછે તોપણ તેજ તલવાર ચાહું તો એક લેહજામાં તારી પાસથી ખુંચી લઇ તારીજ ગરદન આસપાસ ફેરવી હું આ ઘડીએ ચાલી જાઉં, અથવા તારા પાસ જે હોય તે લઇ ચાહું તો તારા ખીસા ખાલી કરાવી લીધા વના હયાંથી હવણાં તને જતો નહીં મેલું. પણ તેવું મારે કશું કરવું નથી, અને તેવું નથી કરતો એજ એક મારા તરફની વિશ્વાસભરી જાંમીનગીરી સમજ. મારાપર એતબાર રાખ અને વાયદાસર કાલે પેલાં ચોકસ ઘરમાં હાજર રેહેજે. હું ત્યાં તારી રાહ જોઇશ."

હયાં ફરી એકવાર હાથપર હાથ પોકાયા અને બંને લુચ્છાઓ છુટા પડી પોતપોતાને મારગે ચાલતા થયા.



## પ્રકરણ ૩૩ મું.

### નવાં કાવતરાં.

બીજે દને ખુશરો જયારે હાડમાર થએલો કંટાલેલો પોતાની છાવણીમાંથી ઘર તરફ જતો હતો ત્યારે વલી તેણે

એક ખુણામાં કેટલાક સિપાઇઓને જુગારમાં રોકાએલા જોયા. તેઓમાંથી એકાદ બે જણે તેને હાંકબી માર્યો, અને ખુશરો લગાર આનાંકાંનીથી તેઓની નીચ રમતમાં સામેલ થયો!

ખુશરોએ પોતાની પાકદામાન પરીચેહરને ફરી જુગાર નહીં રમવાનું વચન આપ્યું હતું તે વાંચનારને યાદ આવશે, અને ખુશરોને તે વચન અને તેની પરીચેહર યાદ આવવા છતાં તે હઠ્યો નહીં. તેની છાતીમાં દુઃખ થયું ખરૂં, પણ તે મુરખાઇ ભરેલા તુરંગો મનમાં લાવી તેણે દાબી દીધુ. "હું એટલો કંગાલ છું," તે મનસે વિચાર કરતો, "એટલો કમબખ્ત, એટલો દુઃખી છું કે મારૂં મન વેરવા અને બે ઘડીબી મારૂં દુઃખ વીસારવા મારે કાંઇ રમતમાં ધ્યાંન ગાલવુંજ જોઇએ, અને જો તેમ કરવાનો આ જુગાર ઇલાજ છે ને જુગારની રમતમાં જીવને રાહત છે તો હું જુગાર કાંએ નહીં રમું? હું કાંઇ અથંગ જુગારી નથી થવાનો. હું કાંઇ પૈસાના લોભને ખાતરજ રમતો નથી. હું માફક સરનો હદમાં રહીને રમુ છું તો તે કાંઇ અપરાધ નથી. પરીચેહરને હું ચાહું છું તો ખરોજ, પણ તેથી કરીને તેણે ના કહયું તેથી મારે નહીં રમવું એતો સરતાપા બેવકુફી ભરેલું છે; અને વળી હું રમ્યો એમ પરીચેહરને જાણાવવાની જરૂરજ શું છે? ઘરમાં બૈરાંઓને જરામાંની જરા બધી વાત જઇને કેહેવી એમાં માણસાઇ કે મરદાઇ નથી."

ખુશરો આવા બેવકુફી ભરેલા વિચારોથી પોતાનાં મનને વાહીને સંતોષ પામતો, અને તોપણ તેનું દીલ અંદરખાંનેથી એવા બેવકફા વિચારો માટે તેને કરડીને ખાઇ જતું હતું. તેનું દીલ તેને આવાજ ઉઠાવી કેહેતું હતું કે તે એક ખોટું પગલું લે છે ને ખોહારીના દરીઆવમાં પગ નાંખી હવે ડુબ્યો જાય છે, અને તોબી તે મનને ધીરજ પમાડતો કે એવું કશું બનતું નથી. જુગારીઓ અને છાકટાઓનો એજ હાલ છે. દારૂના ચડસમાં ફસી પડનાર શરૂઆતમાં મનને એવા અને

એજ વિચારોથી મારેછે. તે ધારે છે કે તે અથંગ પીનાર તો થનારજ નથી ઇત્યાદી, અને તોબી છેલ્લે તે બેવકુફ પોતાનું અને પોતાનાં વ્હાલાંઓનું સત્યાનાશ વાલી મેલેછે. એક જુગારી અથવા છાકટાનાં કમનસીબ વ્હાલાંઓ ઉપર ખુદા દયા કરો!

આજે જુગારમાં ખુશરોનો જય થયો નહીં. આજે તેનું કમનશીબ તેને વધારે કમબખ્ત ઠડાવા લાગ્યું, અને તે પોતા પાસ હતું તે સઘલું હારી ગયો તેના ખીજવાતમાં ઉછીનું કઢાવીને રમવા લાગ્યો. હાર્યો જુગારી બેવડો રમે છે ને બેવડો માર ખાય છે. તે એક હારથી ધરાતો નથી. તેવો ખુશરોનો હવણાં હાલ હતો. એ રીતે તે દમબદમ હાર્યો જતો હતો તેટલાં ત્યાં અચબુચ સરદારો સ્યાવક્ષ અને જામાસ્પનું આવવું થયું. ખુશરોએ તેઓને જોયા નહીં ને જયારે બીજા સીપાહો તેમને જોઇ દાંપબાંપ થઇ ગયા ત્યારે ખુશરો એકલોજ તેમના સપાટામાં આવી ગયો!

એકલા એક જણથી જુગાર રમાતો નથી, અને તેથી તેથી સ્યાવક્ષે ને જામાસ્પે સારી રવેસે જાણ્યું કે બીજાઓબી એ રમતમાં રોકાયલા હોવા જોઇએ, પણ તે સઘલાંના ઉંઘાડા અખાડા કરી તેઓએ ખુશરોપર જુગાર રમવાનો વાંક મેલ્યો. બરાબર આજ વખતે લુચ્ચા સ્યાવક્ષને યાદ આવ્યું કે આજે ખુશરોને કેદ કરી રાખવો ઠીક પડશે કેમકે પરીચેહરને પેલા ભયંકાર પુરૂશે તેને ગોલવી આપવાને જે પાટયાં ગોઠવ્યાં છે તે એ ઘરમાં નહીં હોય તો પાર ઉતારવાને વધારે સગવડથી બની આવે, એટલે તેણે જુગાર રમવાના વાંક માટે ખુશરોની વડા સરદાર મીનોચેહર આગલ પુરતી તપાસ થાય તેટલાં તેને નજર કેદ કરવાનો જામાસ્પને હોકમ ફરમાવ્યો.

જુગારની પેહલી સજા તરીકે ખુશરો હાલ તો કેદ થયો. તેણે તે ઘરમાં નહીં આવશે એવી મકસદનો એક પરીચેહરપર પેગામ મોકલ્યો, અને તેમાં જણાવ્યું કે તે નજર કેદ છે, (પણ શા સબબે તે નજર કેદ છે તે જણાવવાને તેણે રોકડા

અખાડા કીધા) અને વલી વધાર્યું કે પરીચેહેરે તેને છાવણીમાં તે દને મલવા આવવું નહીં, કેમકે તે કોઇ ચંડાલોનાં અપમાનનો વલી ભોગ થઇ પડશે.

પરીચેહરને આવવાનું ના કેહેવાડવાનું આ તો ફકત એક બાંહાણું હતું. ખરી હકીકત કહીએ તો એ હતી કે ખુશરો હવે પરીચેહેરને તેણે કરેલા અપરાધથી ઉડાવા માંગતો હતો. જુગાર નહીં રમવાનું તેણે વચન આપ્યું હતું, અને તે વચન નહીં પાલવા માટે તે ખરા જીગરથી શરમાતો હતો, ને તેટલા માટે તુરતને તુરત તે પરીચેહરને મોં બતાવા નહીં માંગતો હતો. અફસોસ! જે ભરથાર એક થોડા દીવસ આગમચ પોતાની મોહોરદારથી એકે વાત છાંની રાખતો નહીં તેજ ભરથાર આજે ઘણીક વાતો છાંની રાખવાની પેરવી કરેછે એટલુંજ નહીં, પણ તે છુપાવાને તહેરેવાર જુઠાંનો આશરો પકડે છે. એ સઘલા પાસાના—જુગારના પેસાના પ્રતાપછે!

## પ્રકરણ ૩૪ મું.

### નવાં કાવતરાં.

સુંદર પરીચેહર તેના ભરથારના પેગાંમ ઉપરથી તુરત પાંમી જઇ શકી કે ખુશરોએ બતાવા માંગ્યો છે તેથી કાંઇબી વધારે બગાડ થયો છે, અને વળી ખુશરોએ તેને છાવણીમાં મલવા આવવાની જે મના કરી હતી તે ઉપરથી તે ચતુર અબલા તુરત ચેતી ગઇ કે ખુશરો તેને મલવાને નાખુશ અથવા સરમાતો હોવાથી તેણે તેણીને ખોટી દલીલોથી ઉડાવી છે. પરીચેહરને આથી ઘણું દુ:ખ થયું. તેણીએ જોયું કે બધુ સેહેવાશે, પણ ખુશરો તેની તરફ બેવિશ્વાસ બતાવા માંડશે તે કદીબી ખમાઇ શકવાનો નથી, અને જોકે ખુશરોએ તેને છાવણીમાં મલવા આવવાની ખોલ્લી મના કરી હતી તોબી વધારે વિચાર કરતાં આ વિપતની વેલાએ તેની આગળ જઇને તેને સધ્યારો આપી આવવાની પરીચેહરે પોતાની એક પાક ફરજ વિચારી.

પરીચેહર જયારે ખુશરો આગળ એરચને લઇને ગઇ ત્યારે ખુશરો પોતાનો સ્વભાવ છાંનો રાખી શકયો નહીં. તેણે જોયું કે તે શા સબબથી નજરકેદ હતો તે પરીચેહરને સમજાવવું પડશે, અને તેથી તેણે બોલીને નહીં પણ દેખાવથી બતાવી આપ્યું કે પરીચેહર તેને મલવા આવી તે ઉપર તે મુતલગ ખુશી નથી. આવી રીતના આવકારથી પરીચેહરને પાર વનાનું દુઃખ થયુ, ને તે એરચને પેટમાં દાબી દુસકે દુસકે રડી. ખુશરોપર આથી અતે અસર થઇ. પોતાની ફરીસ્તાઇ ખસલતની નાર તરફ તે ઘણી નાલાયક ચાલ ચલાવ્યો જાય છે એમ તેને લાગવા માંડયું, અને તેથી તેણે વલી એકવાર ભારે આજરખાહીથી માંફ માંગી.

"માંફ કર પ્યારી પરીચેહર," તેણે મીનતજારી ભરેલા સાહદે કહયું, "હું શું કરૂંછું તેનું મને ઘણીકવાર કશું ભાન રેહેતું નથી, ને તેવી એક બેભાંની વચ્ચે હું એકવાર તુંસે કરેલો કરાર ચુકયો, અને જુગાર રમ્યો જેનાં પરીણામ તરીકે હયાં તું મને નજરકેદ પડેલો જુએછે એજ ખરી કેફીઅત છે."

"મારા ભરથાર," પરીચેહરે ખુશરોનો એકરાર સાંભલી લીધા પછી માહા દુઃખથી ગુંગલાતી છાતીએ કહયું, "તેં જે કીધુંછે તે માટે હું તને ઠપકો દેતી નથી, પણ આજીજીથી હું તારૂં ધ્યાંન ખેંચવા માંગું છું કે એ ખોહારીના પેસાથી તું બીલકુલ હાથ ઉઠાવ. હું તારૂં દુઃખ સમજું છું. તને દીલમાં શું શું થતું હશે તે સઘલું મારા પોતાના દાખલા ઉપરથી હું સારી રવેસે અનુભવી શકું છું, અને તોબી મારી વિનંતી છે કે સુખ પામવાની એ એક ભુલ ભરેલી રાહમાંથી તું તારૂં કદમ ફેરવ."

"પરીચેહર," ખુશરોએ કહયું, "મને કેવાં કેવાં દુઃખ થાય છે તે તું કહે છે કે તું સમજી શકે છે પણ તું પુરૂં સમજી શકશે નહીં. હું વરસોથીજ એવા જુલમાતોને આધીન છું, શત્રુઓના એવા ગજબનાક સેતમોથી બેજાર અને

ખોહાર છું કે આજ વેરમાં હું હજી મરી ગયો નથી અથવા દેવાંનો થઇ ગયો નથી એ હું એક મારી જીંદગીના બાબમાં મોજેજો સમજું છું."

"તે સઘલું હું સમજું છું, મારા ખાવંદ," પરીચેહરે કહયું. "તારાં વગર કેહવે હું તે સઘલું સારી રવેસે સમજી શકું છું પણ જુગાર એ હાલ સુધારશે નહીં, તો હજીબી મારૂં માન. ખુશરો, તું કસમ ઉપર કેહે કે તું ફરીને જુગાર રમશે નહીં, અને આજે હું નિરાંતે ઊંઘીશ."

"તું બેફીકર રહે મારી દીલરૂબા," ખુશરોએ કસમ લેવાની વાત ઉડાવી પરીચેહરને ધીરજ આપી, "મારા સુખનપર હવે એતબાર મેલ. મેં એકવાર મારાં વચનનો ભંગ કરેલો છે, પણ ફરી એવું કશું નહીં થાય તેની હું અતીસર સંભાલ લઇશ."

પરીચેહરે જોયું કે હવે એની એ વાત લંબાવામાં કશી હાંસલ નથી એટલે તે સમજુ સુંદરીએ તુરત તે વાત ફેરવી નાંખી, અને બીજી કેટલીક વાતચીતો કરી તથા ખુશરોને ઘણોક દેલાસો દઇ તે ઘરે આવવા નીકલી.

ઘરે આવ્યા કેડે તેનો ઓરડો તેને કરડવા આવવા લાગ્યો. તે જાંણતી હતી કે ખુશરો ત્રણ દીવસ બલકે તેથીબી વધારે વખત સુધીમાં તે મકાંનને પોતાની હાજરીથી હસતું બનાવા આવનાર નથી, એટલે તે ખ્યાલથી તેણીને ઘણો સંતાપ થયો. એરચ પોતાના બાપ પાસથી આવવા કેડે તુરત ઊંઘાઇ ગયો, અને જો કે હવણાં રાત થએલી હતી તોપણ પરીચેહર લોકોને રોજે ભરી સીવી આપવાનું જે કામ કરતી હતી તે હાથમાં લઇ બેઠી. તે બાપડી જીવપર જોરવાંગી કરી આ કામ ઉડાવતી હતી, અને તોબી ગમખ્વાર વિચારોએ તેણીનું મગજ એટલું બધું ગુમતું હતું કે વારે વારે કામ તેના હાથમાંથી પડી જતું, અને તે વાતથી બેફાંમ તેણી ખાલી નજરે તીકતી વિચારમાં ગરકાવ લાંબા વખત વેર બેસી રેહેતી!

એમ કરતાં કલાક આઠેકને સુમારે પરીચેહરના ઓરડાનું અલગું બંધ કરેલું બારણું ઊઘડયું ને કોઇ બુઢીયા અંદર આવી. આ ડોસી કમરમાંથી લગભગ અરધી વાંકી વલેલી હતી, અને તેનાં મોંપર બુઢાપાની કરચલીઓ એકેક ઉપર એકેક ચઢી ગઇ હતી.

પરીચેહર આ અજાંણી ઓરતને જોતાંજ ઉભી થઇ અને તેણીની જઇફીપર નજર નાંખી બાહેરમત તેણીને ખુરસી આપી બેસાડી, અને તેણીનાં ઘરમાં આવવાનું કારણ પુછ્યું.

"દીકરી," તે ડોસીએ તેના ગમ જોઇને ધુજતા હોઠ અને ગરગરતા સાહદે પુછ્યું, "પરીચેહર તારૂં નામ છે?"

"હા માતાજી," પરીચેહરે ઘણાં માનથી જવાબ દીધો, "તમો કોણછો, ને શું માંગોછો?"

"હું તારા બાપ ગુશ્તાસ્પ પાસેથી આવી છું," તે દદાએ કહ્યુ.

"મારો બાપ?" પરીચેહરે અતી ઉસકેરાઇ આવી કહ્યું, "અરે કયાં છે તે? કહો માતાજી, તે શું મને બોલાવે છે? તે શું મને માંફ કરે છે?"

"તે તારી માંફી ચાહવાને ખાહેશમંદ અને આરજુમંદ છે," તે ડોસીએ કહયું. "તે આ શેહેરમાં છે અને મારાં ઘેરમાં તેણે ઉતારો લીધો છે. તે તારેજ ખાતર અહીં વેર આવ્યો છે, અને તારે માટે ઘણું રવડયો પણ તું બેટીનાં ઘરનો તેને પટો પાયો નહીં. એ પછી તે મારા ઘેરમાં બેમાર થઇ પડયો છે, અને તેની હાલત દીન ઉગે વધારે ને વધારે બગડતી જાય છે. તે રાતો દીન તારીજ યાદ કરેછે ને તારાંજ નામથી તે તવલેછે."

"અરે મારા બાપ," પરીચેહર હરખ આશા દુ:ખ વિગેરે અસંખ્ય જુસ્સાઓથી ઉસકેરાઇ આવી બોલી, "એ સઘલું હું શું સાંભલું છું. માતાજી ચાલો. હું તમારા સાથે આવવા તૈયાર છું. તમો કયાં રેહોછો, ઉતાવલ કરો."

બોલી પરીચેહર પોતાના બાપનું નામ સાંભલવા પછી ધીરજથી વિચાર કરવાને એક પલ વટીક થોભી નહીં. જો તે એક જરાબી સાહુચેત રેહેત તો તુરત સમજી શકત કે આ સઘલી વાતમાં ફરેબ વના બીજું કાંઇ નથી, પણ તે તેણીએ કશું તપાસ્યું નહીં, ને ઊંઘાયલા એરચપર તે પાછી ફરે તેટલાં દેખરેખ રાખવાનું ઘરવાલીને સોંપી તે તે દદા સાથે ઘસારા-બંધ બાહેર પડી.



## પ્રકરણ ૩૫ મું.

"ખરાંને ખુદા રાખનાર."

ખરાંને ખુદા રાખનાર છે. જે ચંડાલે પરીચેહરને સ્વા-વક્ષના સપાટામાં સપડાવાનું કીધું તેણેજ ખુશરોને પણ તે વાતની બોજા હાથપર ખબર પોંહાંચાડી!

એરચ અને પરીચેહરનાં જવા પછી રાત કેડે ખુશરો પોતાની છાવણીમાં નજરકેદ એકલો બેઠેલો હતો તેટલાં કોઇ ચીઠડેહાલ દેખાવનો છોકરો તેને નામનો એક કાગલ લઇ આવ્યો, અને ખુશરો તે કાગલ લઇ સરનામું વિગેરે વાંચવા પડયો તેટલાં તો તે છોકરો ત્યાંથી પવન વેગે દોડી ગયો. ખુશરોને આ વાત ઘણી અચરત ભરી લાગી, અને તેથી તેણે કાગલમાં શું હતું તે જાણવાને ઉતાવલ કરી. તે કાગલમાં નિચે મુજબ લખેલું હતું:—

"તારી પરીચેહર આપદામાં છે. તેણીને બરજન ગલીને નાકેનાં ઘરમાં ઠાગાથી લઇ જવામાં આવી છે અને ત્યાં તારો એક શતરૂ તેને હલાક કરનાર છે. ત્યાં દોડી પોહોચ."

હવે ખુશરો થોભે? વાંચનાર જાણે છે તે નજરકેદ હતો અને તોબી તે રજા મેલવવા જાય એટલો તેના પાસ વખતજ કયાં હતો? તે એક પલ થોભ્યો નહીં. ચીઠીની વીગત ખરી છે કે ખોટી તે મનસે તકરાર કરીને નક્કી કરી લેવા જેટલીબી તેને અવકાસ ફાવી નહીં. તે આંખ વીચાને દોડયો. રસ્તામાં

તે દરેક દસ કદમે લોકોસે અથડી પડતો, ને કોઇ તેને ગાંડો કહી ગાળ આપતું તો કોઇ હસીને ચાલી જતું, પણ ખુશરો તે સઘલાં પર એક નજર વટીક નાંખતો ન હતો.

પરીચેહર ઉપર અજાબ ગુજારે એવો તેનો શત્રુ તે ખુશરો તુરત સમજી ગયો કે પેલો લુચ્ચો સ્યાવક્ષ હોવો જોઇએ. ખુશરો જયારે બરજન ગલીને નાકે પોંહોંચ્યો ત્યારે તેણે જોયું કે તેને જે ઘરની ઇંધાંણી મલી હતી તે ઘરની આથે એક મોટી ટોપી પેહડીને કોઇ ચીડડેહાલ પુરૂશ ઉભો રહયો હતો, જે તેને જોતાંજ ત્યાંથી કેઠે વટી ગયો. ખુશરોને આ વાતથી વેહમ પડયો પણ તેટલાં ઉપરથી પરીચેહરની મદદની બુમ તેને કાંને સંભલાઇ. ખુશરો આ એક બુમથી ગોયા દવાંનો થયો. તે ધસારાભર ઘરમાં ગયો, ને તેને બારણામાંજ પેલી ડોસી મલી જે ખુશરોને જોતાંજ ગભરાઇ ગઇ અને તેણીએ તેને રોકવા માંગ્યો. ખુશરોએ તેને એક આંચકે જમીનપર પટકી નાંખી અને તેણીનું દેવાલસે અતી જોસમાં આંચકો લાગવાથી માંથુ અફલાઇ લોહી વેહેવા લાગ્યું તે ઉપર નજર કરવા વટીક તે થોભ્યો નહીં. તે દાદરનાં પગથીયાં કેવા કુદકા સમેત કુદાવી ગયો તેની તેને પોતાનેબી ખબર નહીં રહી. બારણાં આગલજ પરીચેહર હતી ને તેણી ખુંનખાર ચશમોએ લુચ્ચા, હીચકારા, બદમાસ સ્યાવક્ષને પોતાથી દુર થોબાવતી હતી. તેણીના હાથમાં એક દીવાનું ટંબલર હતું. જે બીજું કાંઇ નહીં મલવાથી દુબતું આદમી ફીણને વલગે તેમ તે પાકજાદ અબલાએ હાથમાં ઉઠાવી લીધુ હતું. ખુશરોને આવતાંજ પરીચેહર અતીસે હરખથી બેભાંન થઇ પડી, પણ ખુશરો તેની તરફ જવા પેહલાં જંગલી દેવાના સરખો ખીજવાયલો સ્યાવક્ષ તરફ દોડયો, અને પીસેલા દાંત સાથ તેણે સ્યાવક્ષને એક એવી મજબુત મુક્કીનો એોસ્તવાર ફટકો લગાવ્યો કે સ્યાવક્ષ એકજ ચિચીઆરીથી મુડદાં જેવો થઇ પડયો!

પરીચેહર બેભાંન થઇ પડવાથી તેણીના હાથ માંહેલો

દીવો બાજુએ પડી ગયો હતો અને ગુલ થઇ ગયો હતો, જેથી આખો ઓરડો અંધારા દોજખ સરખો જણાતો હતો, અને ખરેખર તે એક દોજખખાતુંજ હતું. બુરાઓની હેરેમ-નદી ફરાવી શકે એવાં બદીનાં જે ધામ તે દોજખના ગારથી કોઇ રીતે અલગ નથી. તેઓ પેલો દુન્યાનાં દોજખ સાથેજ જોડાયલાં છે એમ કેહેવામાં કશી સહુરાગત નથી.

સ્યાવક્ષ મરી ગયો હતો કે બેસુદ્ધ થયો હતો તે તપાસ-વાને ખુશરો થોભ્યો નહીં. તેણે પરીચેહર ક્યાં પડી હતી તે જોઇ કાઢયું, અને તેનેજ બેસુદ્ધ હાલે હાથમાં ઉપાડી તે હેઠલ ઉતર્યો. હેઠલ બીજું કોઇ હતું નહીં. પેલી દદા કેઠે નજરે આવી નહીં, અને ખુશરોએ તેને જોઇ કાઢવાની કશી ફીકર કરી નહીં. તેણે પરીચેહરને ઘણી મુશ્કેલાઇથી સાવધ કીધી, અને તે તેને લઇને ત્યાંથી ઘર તરફ નિકલી ગયો.

તેઓ ઘરમાં પોંહાંચ્યાં, અને પરીચેહર ખુશરોને વલગી દુ:ખની મારી પુશકલ રડી. તેનો છુટકારો કાંઇ મોજેજાથીજ થયો હતો, અને તેના ખાવંદને ગોયા ખુદાએજ ત્યાં મોકલી દીધો હતો.

ઘરમાં આવ્યા પછી ખુશરો અને પરીચેહરનાં મનનું સમાધાન થયા કેડે અરસપરસ ખુલાસા આપવામાં આવ્યા. એક કંગાલ દદા કેવી રીતે ઘરમાં આવી પરીચેહરને ભોલવી લઇ ગઇ હતી તે ખુશરોને તેણીએ કહી સમજાવ્યું, અને ખુશરોએ તેનો વારો આવતાં વલી તેને જે ચીઠીથી માહીત-ગારી મલી હતી તે સમજાણ પાડયું. એ રીતે વાત હજી ઘણી અંધારામાં હતી. સ્યાવક્ષે પરીચેહરની દામાનને દાઘ લગાડવાની હીચકારી અને લેઆનતભરી મકસદથી પૈસાનાં જોરે પેલી દદાને ખોટું સમજાવી પરીચેહરને ભોલવી લાવવા મોકલી હતી એ દીસ્તું હતું, પણ બીજા હાથપર પરીચેહરપર વીટનાર એ આફતની ખુશરોને માહીતગારી આપનાર કોણ હતું તે કોઇબી અટકલે મુતલગ સમજી શકાયું નહીં.

હવે પરીચેહરને યાદ આવ્યુ કે ખુશરો તો નજરકેદ હતો, અને ત્યારે જો તે તે છતાં નાહસી આવ્યો તો વલી કાંઇ નવું સંકટ આવી પડશે એવા ખ્યાલથી તે ભલી અબલાને ભારે ગભરાત થયો, પણ ખુશરોએ તુરત તેને ધીરજ આપી તેણીનાં મનનું સમાધાન કીધું. "તે વીશેની કશી ફકર નથી," ખુશરોએ સમજાવ્યું. "આ વેલા મારી ફરીઆદ કોઇ કરનાર નથી પણ સામો હું એ ચંડાલ સ્યાવક્ષની ફરીઆદ કરનાર છું. મેં તે ગુનેહગારને એકજ ફટકાથી જમીનદોસ્ત કીધો છે, અને હું અંતઃકરણથી દુવા ચાહું છું કે તે ચંડાલ પાછો જીવતો ઉઠે નહીં, ને મને તેના સામે ફરીઆદ કરવાને કારણ રેહેજ નહી."

ખુશરોએ સ્યાવક્ષનાં મોહતની આ દુવા કાંઇક એવાં તો જોસથી—એવા તો ખારીલા ખીજવાટ વચ્ચે ચાહી કે પરીચેહર પોતાનાં દુઃખ વચ્ચે પણ તેનો દેખાવ જોઇ હેબત ખાઇ ગઇ, અને તોબી ખુશરોને એ દુવા ચાહવા ખાતર તેણીએ કશો ઠપકો દીધો નહીં. કેમ કે? જો બુરાએ ખુશરો નહીં આવ્યો હોત તો એ સુંદરીનું વગર મોહતનું મોહત ઉભું કીધું હતે—કેમકે વાંચનારને કેહવું પડવાનું નથી કે પરીચેહર સ્યાવક્ષની મરજીને શરણ થવા પેહેલાં પોતાનો જાન કાહડી નાંખતે—તે અને તેવા બુરાના બચાવમાં ભલાઇના સુખનો ભોલવા એજ શું ભુંડાસની હીંમાયત નથી?

હયાં વલી ખુશરો પરીચેહરને ઘણોક દલાસો દઇ પોતાની છાવણી તરફ નિકલી ગયો. તે કીનાના આતશથી તપતો હતો. તેણે આતશના ગોલા ગલ્યા હોય તેમ તેનું આખું આંગ ખીજવાટના ખારથી બલી મરતું હતું.

---

## પ્રકરણ ૩૬ મું.

### ફરીઆદ અને તેનું સેવટ.

ખુશરો એવા બેતાબ અને હેરાન હાલે પોતાનાં ઘેરમાંથી નિકલ્યો, અને જોકે હવણાં મોડી રાત થવા આવી હતી તો

પણ તે પાધરો સરદાર મીનોચેહરની આગલ સ્યાવક્ષ સામે ફરીઆદ ગયો.

ખુશરોને બાહેર થોભાવી એક નોકર તે સરદારને તેનાં ત્યાં આવવાની પ્રથમ ખબર કરવા ગયો, અને જયારે તેણે પાછો આવી ખુશરોને દાખલ થવાની રજા આપી અને ખુશરો મીનોચેહર જે ઓરડામાં બેસી દારૂ ગલતો હતો ત્યાં દાખલ થયો, ત્યારે કોઇ મીનોચેહર પાસેથી ઉઠીને પાસેના ઓરડામાં ભરાઇ ગયું ને ઝટ બારણું ઢાંકી લીધું એવું કાંઇક તેને જણાયું. ખુશરોએ એ સઘલું કાંઇ ખરી બારીકાઇથી જોયું નહીં, પણ તેને ફક્ત એમ ખ્યાલ રહ્યો કે એવું કાંઇક થયું ખરૂં, પણ હાલ તેનું મગજ એથી વધારે અગત ધરાવનારી બાબદોનાં એવાં ભારી દબાણ હેઠલ હતું કે તેણે એ બાબદને કશો લાંબો વિચાર આપ્યો નહીં.—બીજીજ પલે તે સરદાર મીનોચેહરનો સામે આવી ઉભો.

"કેમ ખુશરો," સરદાર મીનોચેહરે કદી નહીં બતાવી હોય તેવી માયાથી કહ્યું, "તારી શી ખબર છે? તું સુખી તો છે?"

"સરદાર મીનોચેહર," ખુશરોએ ગુસ્સાથી ઉભરતી અને ઉકલતી છાતીએ કહ્યું, "મારા સાથે એક નીચે જબરી નફ્રતાઇ ચલાવીછે, અને હું તું મેહરબાનથી ઇનસાફ ચાહું છું, કે જે ઇનસાફ તું જો અને પુરો પાધરો નહીં આપશે તો હું વધારે પગલાં લેવાના મજબુત ઠરાવ સાથે અતરે હાજર થયોછુ."

"ખુશરો," મીનોચેહરે નેણ ચઢાવીં કહ્યું, "મેં તારા સાથ નરમાંથી વાત કરી તેના બદલામાં તું ગરમીથી દમ મારીને તારૂં કામ કાઢી લેવાની ધારણા રાખતો હોય તો તારા જેવા બેમરવતોને મારી હજુરમાંથી કેમ મારી કાઢાવવા તે મને સારી રવેસે રોશન છે."

"માંફ કર સરદાર," ખુશરોએ તદન નરમ પડી જઇ કહ્યું, "હું જોઉછું કે મારાથી વાત કરતાં ઘણી તુંદાઈ વપરાઇછે, પણ કસુર મારી નથી. મારી સામે એવી ભારે બેહુદાઇ

અને નફરટાઇ બતાવામાં આવીછે કે હું ઉસ્કેરાઇ આઉં એ બીલકુલ સ્વભાવીક છે."

"તારાં તાહેલાં સઘલાં લાંબાં છે, અને તોબી તું શું કેહેવા માંગેછે ને કોણ સામે તારી ફરીઆદ છે તે હું હજી મુતલગ સમજી શકતો નથી," મીનોચેહરે અરધા નરમ અરધા ગરમ સાહદે કહ્યું.

"મારી ફરીઆદ તું મેહરબાંનની હાથ નીચેના સ્યાવક્ષ સરદાર સામે છે," ખુશરોએ ખોલાસો કીધો. "તે કંગાલે એક કસફનમ દદાની મારફને મારી પાકજાદ નાર પરીચેહરને એક દોજખ જેવા એકાંત ગારમાં ભોલવીને બોલાવી મંગાવી, અને ત્યાં તેણીનાં યકીનનો નાશ કરવાનો સએતાંનીયત કસદ કીધો. સારાં ભાયગે મને કોઇ મેહરબાંને એ વાતની તુરત વેલાસર માહીતગારી આપી, અને હું તે નીચની દુંબાલે તે મારી ઓરતના બચાવ સારૂં દોડયો."

"અને તોબી તું ભુલી જાય છે, ખુશરો," મીનોચેહરે સોગમમાં દમ ભરાવ્યો, "કે તે વેલાએ તું એક બંધવો હતો."

"તે વેલા હું નજર કેદ હતો અને તે છતાં હું છુટો થઇ નાહાસી ગયો એ વાત હું મુતલગ નામુકેર જતો નથી," ખુશરોએ કહ્યું, "પણ વલી હું એમ કહુંછું કે એનો શું પણ ગમે એવાં બંદીખાનામાં હું બંધ પડયો હતે તોપણ ત્યાંથી હું એવાં કારણસર નાહસી જવા વના કદી રેહતે નહી."

"ખબરદાર!" મીનોચેહરે ભપકામાં જે મોટી ખુરસીમાં તે અરધો લેટેલો પડેલો હતો તેમાં તરો થઇ બેસી દોલા કાહી કહ્યું, "એવી ગાંડી વાત અહીં ઉભો રહી કરતો ના. કેદી છતે નાહસી જવાનો અપરાધ કાંઇ નાહનો નથી, પણ તે વાત પછી. આગલ ચાલ હાલ તો, પછી શું થયું!"

"હું મારી ઓરતના બચાવ સારૂં ગયો અને હજારો જુસાઓથી ઉસ્કેરાઇ આવી મેં તે માહા બુરાને——"

"હં:હં: ખુશરો," મીનોચેહરે કહ્યું, "જીભલી સમાલ. તું સ્યાવક્ષને ગેરકાયદે અપમાન કરેછે, અને સ્યાવક્ષ ગમે એવો છતાં એક વડો સરદાર છે તો હું તારી ગાલગલોચ કેમ ચાલવા દઉ? જરા વધારે અદબથી વાત કર."

"વાતમાં હવે ઝાઝી બાકી રહી નથી, સરદાર," ખુશરોએ પોતાની ઉકલતી છાતીના જુસ્સા જેમતેમ દબાંણમાં રાખી કહ્યું. "ફક્ત એટલુંજ કે તે લુચ્છાને મેં એકજ ફટકે જમીનદોસ્ત કીધો, જે જરબથી તે મુવો હોય તો બેહતર ખુબ, પણ જો તે જીવતો હોય—"

"તે જીવતો છે," મીનોચેહરે ખુશરોનું પાકી આવે તેમ ઠંડે કલેજે કહ્યું. "મેં તેને બારીવાટેથી થોડોક વાર થયો બાહેરથી આવી તેના ઓરડા તરફ જતો જોયો."

"તો જો તે હજી જીવતો છે તો હું તેના સામે તારાથી ઇનસાફ ચાહુંછું," ખુશરોએ વલી સ્યાવક્ષ જીવતો છે એ સમાચારથી ઉસ્કેરાઇ આવી કહ્યું; "સરદાર મીનોચેહર, અગર તુંને અગલા જાતીનાં યકીન વીશે છાતીમાં જરાબી માન હોય, તારી ઓરત બેટી કે બેહેનની લાજ માટે તારાં દીલમાં કશીબી સદગુણની આગ હોય તો એક સરદાર તરીકે તેમજ એક આદમા તરીકે હું ઇનસાફ ચાહું છું કે——"

"ખુશરો," મીનોચેહરે વલી હસીને તેને અટકાવી કહ્યું, "આજનાં તારાં ભાશણો મને રમુજ આપેછે, પણ એપરથી જણાય છે કે તું દુન્યાથી બીલકુલ બીનવાકીફ છે. તું નજીવી નહીં જેવી વાતપર એટલો ઉસ્કેરાઇ આવ્યો છે તેથી હું મારૂં હસવું મુસ્કેલીએજ થોબાવી શકુછું. દુન્યા ખરાબ તેમજ સારાં માણસોથી ભરેલી છે, અને તેથી એવા બનાવો દુન્યાના દરેક ભાગપર અતી સાધારણ છે. જા, ઘેલા જા. વાતમાં કાંઇ દમ નથી. ને સાંભલ, એ સઘલી ગરબડ તું માંડી વાલ ને લશકરમાં નજર કેદ છતાં નાહસી જવાની તારી તકસીર જો કે ઘણી મોટી ને નહીં માફ થઇ શકે એવી છે તોબી મને તારી

દયા આવેછે માટે હું તને તે માફ કરૂંછું, એટલુંજ નહીં પણ તે તારી કેદી હાલતમાંથી તને સદંતર છુટો પણ કરૂંછું, અને જા હવે."

"શું!" ખુશરોએ ઘણાજ ખીજવાટથી બુમ મારી કહ્યું, "મારાં છુટાંપણાંની કીંમતે હું મારી ઓરતની હોરમત વેચીશ? કદી નહીં, અને એ સરદાર, અગર આ વાજબી બાબતમાં મને તુંથી ઇનસાફ નહીં મલશે તો ઇનસાફ કયાંથી મેલવવો તે હું બરાબર ખોલી લેવશ."—અને ખુશરો જવા કરતો હતો.

"સબુર કર અએ હેમક," હવે મીનોચેહરે મિજાજ ખોહી દમ ભરાવા માંડયો, "મારી સઘલી નરમાઇનો તું કંગાલ હીચકારો લાભ લેતો જાણાય છે. તું શું એમ સમજેછે છે કે તું ફરીઆદ જશે તેમાં કદીબી ફાવી શકશે? તારી ઓરત રાજી ખુશીથી.સ્યાવક્ષને મલવા ગઇ નથી એવી મકસદના તારા-પાસ પુરવા શાછે? તારા સાહેદીજ કોણ છે? બીજા હાથપર સ્યાવક્ષ પેલી દદાની સાક્ષી સાથ પુરવાર કરશે કે તારી ઓરતને તેણે કશા ઠાગાથી બોલાવી નથી, પણ તે ઓરતજ પોતાની રાજી ખુશીથી ગઇછે તો તું શું કરશે? જો એ બેવકુફ"—અને હ્યાં મિનોચેહર વલી નરમ પડી સમજાવા લાગ્યો,—"હું જે આ વાતપર ઢાંકપીછોડો કરવા માંગુંછું તે ફકત તારી ને તારી ઓરતની હોરમતને ખાતરજ છે."

ખુશરો તો આ દલીલથી દંગ થઇ ગયો. તેણે જોયું કે ખરેખર સ્યાવક્ષની તકસીર પુરવાર કરવાને તેના પાસ એકે સાંધણ કે એકબી સાક્ષી નથી, કે જયારે સ્યાવક્ષ ને પરીચેહર ગેરઆબરૂ થાય એવી મકસદનું નીચ જુઠું જાહેર કરવાને તેના વગ ને તેનાં પૈસાથી જોઇશે એટલાં સાંધણો ને સાક્ષીઓ મલી આવી શકશે! હયાં ખુશરો આજેજ થઇ ગયો. તેનું સઘલું જોર સમી ગયું, અને તેનો એક માહા બુરો શત્રુ તેના સપાટામાંથી એક સેહેજ વાતનેસર એટલી આસાંનીથી છટકી ગયો તે વિચારથી તે અરધો ઘેલો—અરધો મુવેલો સરખો પુતલાં

જેવો થંભ થઇ ગયો. પોતાની ઓરતની હારમતની આગ ખુશરોનાં દીલને બાલીને ખાખ કરતી હતી, અને તે આગને હોલવવાના કશા ઉપાય વના ખુશરો ટક ટક જોયા કરે એ વિચાર આપણી છાતીમાં પણ દુઃખ પેદા કરવાને પુરતા છે.

ખુશરો અંતે નિરાશીથી જખમાઇ જયાં ઉભો હતો ત્યાંથી મીનાચેહરને એક ખોટો સુખનબી કહ્યાવના પાછો ફર્યો. તેની છાતી એવાંતો દુઃખનાં દચકાંઓથી ઉભાઇ જતી કે તેની મીનાચેહરને કાંઇ કહી સંભલાવાની મનચ્છા હોત તોપણ તે કશું બોલી શકત નહીં!

એક ગમથી ખુશરો પીઠ ફેરવી બાહેર ગયો કે બીજી ગમથી એક અંદરના ઓરડાનું બારણું ઉઘડયું, અને સ્યાવક્ષ પેટ ધરીને હસતો બાહેર આવ્યો. મીનાચેહર તુરત તે લુચ્છાનાં હસવામાં ભાગ પડયો.

"શાબાશ દોસ્ત મીનાચેહર," સ્યાવક્ષ ધુમ હસીને બોલ્યો, "ઠીક બજાવ્યું હો. દમબી કીધો, પટાવ્યોબી, સમજાવ્યોબી ને અંતે પાપને આસાંન દુર કીધું ખરૂં, હા! હા! હા!"

"પણ દોસ્ત સ્યાવક્ષ," મીનાચેહરે કહ્યું, "મને કેહેવા દે કે તેં આ ઘણો ભય ભરેલો અખતરો અજમાવ્યો છે. એતો એટલેથીજ પટયું, નહીં તો વાત બેહેકતે તો ઘણું ભારી પડી જતે."

"બેશક, બેશક," સ્યાવક્ષે લગાર ગંભીર થઇને કહ્યું, "પણ મને તો કોઇ પેલા લુચ્છાએ ખાડામાં નાંખ્યો. મને મજબુત શક છે કે તેજ લુચ્છાએ ખુશરોને ખબર કરી ત્યાં ધકેલ્યો. તે ચંડાલે બેવડી કમાઇ કીધી. મારા પાસ એક અંજાવર રકમ પડાવી લીધી, ને વલી ખુશરોને ત્યાં મોકલી આપવાથી જે તેને એ નાપાકે આપ્યું હશે તે જુદું. હું તો બેવડો ચોવડો ઘસાયો છું. મારા કરાર પ્રમાણે ખુશરોને વાહીને ઉડાવા કાજે ને મને બચાવી લેવા કાજે તુંને પોતાને જે મોટી રકમ આપવીછે તે ઉપરાંત મને પેલી દદાને ને પેલા નાપાકનેબી

ધુમ આપવું પડ્યું છે, પણ હું ખુશી છું"—અને સ્યાવક્ષ ઘ્યાં તદન ગંભીર થઇ ગયો—"હું ખુશી છું કે એ ઘણી મોંઘી કીંમતેબી હું એક કીંમતી ઢડો શીખ્યો છું."

"હેં, વલી એ શું ઢોંગ!" મીનોચેહરે ધુમ હસીને પુછ્યું, "એ સાધુને છાજતી ગંભીરતાથી શું કેહેવા માંગેછે?"

"નહીં દોસ્ત મીનોચેહર," સ્યાવક્ષે તેની જીંદગીમાં પેહેલીજવાર આજે ખરી ગંભીરતાથી કહ્યું, "હું હવાણાં જયારે કહુંછું કે એ ઘણી મોંઘી કીંમતે હું એક ઘણો કીમતી સબક શીખ્યો છું ત્યારે હું હસતો નથી. આજ વેર ઓરત જાતની યકીનદારી વીશે મને હલકો અને ઘણો તુચ્છકાર ભર્યો વિચાર હતો, પણ આજે હું જોઉંછું કે નીતીમાન ઓરતોને તેમનાં યકીનનું ઝવાહીર જેવું બેમુલું જણાય છે તેવું તેઓ પોતાની ખુદ જીંદગીના જવાહીરને પણ બેમુલ ગણતાં નથી. એવી અબલાઓ એ હીસાબે આ બોહલી દુન્યામાં થોડી હોવી જોઇએ નહીં, અને એવી પાકજાદ નારોના ભરથારો ખરા સુખી છે. એવી અબલાઓ સંસાર ટોલાની ખરી શોભા છે અને એવી અબલાઓ દરેકે દરેક મરદ તરફનાં બેહતર માનને પુરેપુરી લાયક છે. પરીચેહરને જીતવાને મેં હજાર ફાંફાં માર્યાંછે પણ હું જોઉંછું કે જેઓ દીલે દાઘ વિનાનાં છે તેમને દાઘ લગાડનારાઓ અંતે હાર ખાયછે, અને તેઓ પોતાના સદગુણનાં ફોલાદી બખતરમાં સદા સલાંમત છે."

"મેં તુને મુશ્કેલાઇએ સાંભલ્યો છે, સ્યાવક્ષ," મીનોચેહરે ધુમ હસીને કહ્યું, "અને મને ભય છે કે તું હવે કદાચ વેરાગી થઇ જઇ જંગલના ઝાડોને ઓરતનાં યકીનનો બોધ કરવા નિકલી જશે."

હયાં આ વાત બંધ પડી. વાંચનાર જોશે કે ખુશરોને તેની ફરીઆદમાં તહરેવાર હીલ્લાં બાંહનાંઓથી ઉડાવામાં મીનોચેહરની મકસદ ફકત સ્યાવક્ષને બચાવી લેવાની હતી, અને તેનું કારણ માતર એટલુંજ કે સ્યાવક્ષે સોનાની ચાવીથી મીનો-

ચેહરનું મોં પોતા સામે બોલતું બંધ કીધું હતું. સ્યાવક્ષ એક જરદારનો છોકરો હતો, અને પૈસાનો બુરો તેમજ રૂડો ઉપયોગ જગતમાં એટલો જણાયલો છે કે સ્યાવક્ષને તેજ પૈસાને સઘલી બુરી વાતમાં ઉપયોગ કરતો જોઇ આપણે મુતલગ અચરત થઇશું નહીં.

પણ આ પ્રકરણને સેવટે આપણે એક વાત વીશે આપણી ખુશી બતાવા થોબીશું. ઘણાક દુષ્ટ બુધ્ધિના દુરાચરણી મરદો ઘણી પાકજાદ અબલાઓનાં યકીનની ઓસ્તવારીથી શુદ્ધ થએલા છે એવા તવારીખ અને વારતારૂપી દ્રષ્ટાંતો એકથી અનેક સચવાયલા છે. સ્યાવક્ષપર તેવીજ કીસમની અસર થઇછે એ ખુશી થવા જોગ છે, અને આપણને એટલીજ ઉમેદ ચાહવી છે કે તેનો તેનાં કેહેવા પ્રમાણે આ 'મોઘી કીંમતે શીખાયલો સબક' એ લુચ્છો જલદી વીસરી જાય નહીં.

## પ્રકરણ ૩૭ મું.

### વધતી ઠગાઈઓ—વધતી ખરાબીઓ.

ઉપલી વાતને ઘણાંક અઠવાડીયાં વહી ગયાં; એ સઘલો વખત સ્યાવક્ષ ખુશરોથી ભરાતો છુપાતો અને નાહસતો ભાગતો ફરતો હતો. તેને પોતાનાં પાપ અને પોતાની નાદાનીયતની હાંસીના વિચારથી એવી ભારે ખેજાલત લાગતી હતી કે તે જોકે એક વગદાર વડો સરદાર હતો તો પણ તે એક કમીના સિપાહને હવે મોં બતાવાનેબી શરમાતો હતો. ખુશરો રખેને વધતો છેરાએ ને સ્યાવક્ષ સામે પગલાં લેઇ તેને ઉંધાડો પાડે માટે સ્યાવક્ષની સમજાવતથી મીનોચેહર કે જામાસ્પ પણ તેને હવણાં તાતે ઘાએ છેડતા હતા નહીં, અને તેથી ખુશરો તેમના જુલમાતોના ઘણાખરા જાપતામાંથી તુરત વેલા છુટો હતો.

પણ ખુશરો એ જાપતામાંથી છુટેલો બદીના જાપતામાં વધારે મજબુતાઇથી સપડાયો હતો. પોતાની ઓરતને નીશકલંક નહીં ઠડાવી શકવા ખાતર તેને વખત બેવખત એવી દીલમાં

આગ ઉઠતી કે તે હોલવી શાંત કરવાને તે જે ઉપાય જોતો તે જુગાર અને શરાબ હતો. તે જુગાર રમવા જતો અને ત્યાં હાર જીતના હાંદસાઓથી ઉસ્કેરાઇ આવી બેઅખ્ત્યાર શરાબ પીતો. એ નવી બદી–નવી ખરાબી જારી થઇ હતી, અને એ ખરાબીએ જુઠું, ઠગાઇ અને એવી બીજી સેહેંકડો ખરાબીઓને જન્મ આપ્યો હતો. ખુશરો હવે ઘરે મોડો જવા લાગ્યો, અને તેનાં કારણમાં તે પોતાની અસરાફ અબલાને તહુરેવાર હીચકારાં જુઠાંણાં ને ઢીલાં બાહનાંઓથી ઉડાવા લાગ્યો, કોઇ દીવસ તે કોઇ સિપાઇને આજારી પાડતો ને તેની સારવાર ને માવજત કરવા તે થોભ્યો હતો એમ સમજાવતો, તો કોઇ દીવસ છાવણીમાં વધતું કામ આવી પડયું છે એવી દલીલ લાવતો ને તે રીતે તે ભોલી પણ ભલી અબલાને છેતરી ખુશરો—કમબખ્ત બદબખ્ત ખુશરો ખોહારીના ખાડામાં ગલ્યો જતો હતો !

વલી જુગાર અને શરાબના લખ એવા ખરચાલા છે કે ખાતાં નહીં ખુટે એવી દોલતોનો પણ સંગ નિકલી જાય તો ખુશરો પોતાના ટુંક પગારપર તેમાંથી કેમ ગુજારો કરે !—અને તેથી તે પરીચેહરની મેહેનતપર હવે તડાપ મારવા લાગ્યો. તે પોતાનો પગાર તો તહરેવાર બાહાનાંઓ—કે જે અત્રે વિસ્તારથી વરણવતાં ઘણું લાંબુ થઇ જાય તેથી ગડાવી મેલતો, પણ પરીચેહર ભારે મેહેનતથી લોકોનું કામ ઉઠાવી લઇ જે કાંઇ પેદા કરતી હતી તે પણ તે લઇ જવા લાગ્યો. ખુશરો અને પરીચેહરે પોતાની ભેગી મેહેનતે આજવેર ઠીક રકમ ભેગી કીધી હતી, અને હવે તે તડાકામાં ઉડવા લાગી, કેમકે ખુશરો પરીચેહરને જણાવ્યાવના તે તેની હરૂસે—**ચોરીને** લઇ જતોહતો !

ખુશરો પેહેલી શરૂઆતમાં પરીચેહરને જ્યારે જુઠાં બાહનાંઓથી ઉડાવતો ત્યારે શરમાતો, તોતરો બોબરો થતો, બીહીતો, ધ્રુજતો ઇત્યાદી. પ્રથમતો તેને જુઠાં બહાનાંજ ઝટ ઝટ પાઇ આવતાં નહીં, પણ બે બુરા લખ સાથ એ પાપના પેસામાંથી

રફ્તે રફ્તે તે જેમ જેમ પ્રવીણ થતો ગયો તેમ તેમ તે એવી તો સીફતથી ને સફાઇથી હીચકારાં જુઠાં ને બહાનાં લડાવી શકતો કે આબાદ તે ભોલી પરીચેહરને છેતરી શકતો. જુઠાં આસામીઓને બાહનાંની શી ખોટ હોય?

પણ એવાં બહાનાં પણ લાંબો વખતવેર જારી રેહતાં ટકી શકતાં નથી. પરીચેહરને પેહલા દીવસોપર ખુશરોની ઇમાનદારીપર વેહેમ પડયો ખરો, પણ તે તેજ પલે તે પાદજાદ અબલાએ મોટા ધીક્કાર સાથ પોતાનાં મનમાંથી કાઢી નાંખ્યો, પણ જયારે અઠવાડીયાંનાં અઠવાડીયાં ખુશરોએ મોડો અને કવખતે આવવાનું જારી રાખ્યું, જયારે જયાર ત્યાર ખુશરો લઠડતો, ઉસ્કેરાયલો ઉંઘણસી જેવો આવવા લાગ્યો ત્યારે તેની આંખ એ ખરાબીઓ સામે રફ્તે રફ્તે ઉંઘડતી ચાલી.

અને તેણીએ શું કીધું! શું તેણીએ તેનાસે કજીઓ કીધો? લેશ નહીં. તેણીએ જાણ્યું કે ખુશરો તેનાં દુઃખનો માર્યો તેનાં ઘેરથી કંટાલ્યો છે, અને તેનું ઘેર તેને અકારૂં થયું તેમાં (પરીચેહરે વિચાર્યું કે) વાંક તેણીનો પોતાનો છે. તેણીએ એ ઉપરથી તે ઘેર ખુશરોને વ્હાલું લાગે એવી ચોજનાઓ કરવા માંડી, અને તેનો ભરથાર જયારે ઘરમાં હોય ત્યારે ઘરનાં સઘલાં દુઃખ વચ્ચે પણ સુખી દેખાવાને અને ખુશરોને ખુશ રાખવાને—પોતાના ભરથારને રીઝવીને હસાવવાને અને તેની જંજાલો ભુલાવાને તે અબલા આગલ જે કરતી હતી તેથી બેવડું બલકે ચોવડું કરવા લાગી.

ખુશરો એ સમજતો હતો, અને તેથી તેનું જીગર વખત બેવખત બલીને ખાખ રાખ થતું હતું. તે વારે વારે ઠરાવ કરતો કે ફરીને શરાબ કે જુગાર એ બંનેમાંથી એકની પણ અરસે નહી જવું, અને તોપણ આગલ જવા ખાતેર તેને જે દીલનાં ડંખનો ભારે પસ્તાવો અને ખરખરો થતો તેજ તેને તે બદીના દેવોની સંગતમાં પાછો ઘસડી લઇ જતો હતો. તેને જે બલાપો—જે દુઃખ—જે સંતાપ થતો હતો તે સઘલું

વિસરવાને તે એકજ રસ્તો જોતો હતો—અને પોતાના કસદો અને કસમોને હવામાં ઉદાડી દઇ જાંણે જીવપર આવી જતો હોય તેમ જાંણી બુજીને તે ખોહાર થવા જતો હતો!

ગરીબ, નિર્દોશ, ભોલી ભલી પરીચેહર! જયારે તેણીએ ખાતરીથી જાંણ્યું કે ખુશરો ખોહાર થાયછે અને કરેછે ત્યારે તેણીએ તેવીજ ખાત્રીથી માન્યું કે હવે તેણીનું સઘલું સુખ નાશ પામ્યું છે. તેનાં કમનસીબમાં 'સુખ' તો તેના ખરા આકારમાં લખેલું હતુંજ નહીં, પણ જયાંવેર તેનો ભરથાર સદગુણી અને તેનાપર જીવ આપે એવો હતો ત્યાંવેર મનની સમાધાનીનાં સંતોશ વચ્ચે તે સુખ સમજતી હતી,—તે સુખ, અફસોસ! તે સુખબી જયારે હવે તેણીના હાથોમાંથી સરી જવા લાગ્યું ત્યારે તે અબલાને જે દુઃખ થયું હશે તે લખવા કરતાં વિચારવું શું સેહલ નથી?

એરચનો સઘલો આધાર તેની માતાપર હતો. તે છતા બાપે નબાપો થયો હતો, કેમકે તેનો બાપ કાયદાસર ઘરમાં આવતોબી નહીં ને તેની તરબીએતપર જોઇતું ધ્યાંન હવે આપતોબી નહીં, એટલે પરીચેહરની સંખ્યાબંધ સેહંકડો જંજાલમા એબી એક નામ ધરાવનાર હતી. પરીચેહર એટલી મેહનત ને જેહેમત ખેંચતી હતી કે તેણીની તંદરોસ્તી લડડતી ચાલતી હતી, ને તોબી પોતાનાં વ્હાલાંઓનું પુરૂં કરવા—પોતાનાં ઘરની શરમ રાખવા ને પોતાના ભરથારને રાજી રાખવા તે રાતો દીન એક સરખો ખંત અને એક સરખા ઉમંગથી મેહેનત કરતી.—તે હજારો કામો ઉડાવી લેતી,—અને તેમ છતાં જયારે પોતાનાં કામ વચ્ચે તેને તેના ભરથારની બગડતી જતી ઠગાઇભરી હાલત યાદ આવતી ત્યારે તેનું કામ તેના હાથમાંથી સરી પડતું—તે વિચારમાં એક બે પલ ગરકાવ થઇ જતી, અને તેના ખુબસુરત પણ ફીક્કા મારતા જતા ચેહરાપર આંસુઓની ધાર નીકલી પડતી—કે જયારે બાલક એરચ પોતાની માતાનું દુઃખ શું છે—તે શા માટે રડેછે તે જાણવા વના માતૃભાવની ખુદાઇ લાગણીથી તે માતાને ખોલે માથું નાંખી રડવા લાગતો!

## પ્રકરણ ૩૩ મું.

### એક છેલ્લી મુલાકત.

ખુશરોનો હાલ દીન ઉગે બગડતોજ ચાલ્યો. તે અથગ જુગારી અને હદ બાહેર પીનાર છાકટો થઇ ગયો, અને એ મુળ વ્યસનોના જે સાહ્યકારી દુર્ગુણો તેને પણ તે જલદીજ વશ થતો ચાલ્યો. હવે તેને તેનું ઘર—તેની બાયડી કે તેનો બેટો વહાલાં ન હતાં. હવે તે ઘરમાં ઝાઝો આવતો ન હતો, અને આવતો હતો તો ઘણે ઘણે દહાડે ફકત પરીચેહરની મેહેનત પર અલાપ લેવા—તે સુંદરીની જેહમતે એકઠાં થએલાં નાણાં ઉપર હરામની આઇતી તડાપ મારવાજ તે લુચ્છો આવતો હતો. તે પીધેલો લડડતો ખવીસ સરખો ઘરમાં આવતો હતો, અને પરીચેહર તેને તેના એવા હાલ વચ્ચે જરાએ નહીં છેડવાને ખસુસ કરીને સાહુચેત રેહેતી હતી. અરેરે! એમ કેહેવું કે પરીચેહર દુ:ખી હતી તે કશું નહીં કેહેવાની બરાબર છે. તે પાક તે સાફ તે ભલી અબલાના દુ:ખના પાહાડ થઇ ગયા હતા, અને તોપણ તે સઘલું દુ:ખ ધીરજથી સહન કરતે, પણ તેના ભરથારની હાલતમાં જે આ માતમકારક ફેરફાર થયો તે ગજબ તેનાથી ખમી શકાતો ન હતો, અને તેથી રાતો દીનની મેહેનત ને જંજાલી તથા તે ગજબના ભાર હેઠલ તે નારી હવે ઉતાવલી મરતી ચાલતી હતી. તેણીની તંદરોસ્તી લડડતી ચાલતી હતી; તેણીનું એક વારનું હોસાંન ઉડી જતું હતું, અને તે પોતે ગલાઇને જે આગલ હતી તેના ઓલા સરખી માત્ર બની ગઇ હતી.

એક દીવસ પરીચેહર એરચને માટે કાંઇક જરૂર જોગી ખરીદી કરવા ગઇ હતી, અને તે કરીને પોતાના મકાંન તરફ પાછી વલતી હતી તેટલાં એક ગલીને નાંકે તેના બાપ સાથે અચબુચ મેલાપ થઇ ગયો. તે પણ પીધેલો હતો. તેનો પણ હાલ તદન ફેરવાઇ ગયેલો હતો. તેનો પોશાક મેલો ન દખાવ કુવડ હતો. તેનું ઘર સમાલનાર કોઇ અબલા હતી

નહીં એટલે ઘેર બારમાં તે બેદરકાર અને બીન કારોબારનો થઇ ગયો હતો, અને તેથી તે ચીઠડેહવાલ અને અરધો ભુખો જેવો દારૂની ધુણમાં લપેરા ખાતો ચાલતો હતો. પરીચેહર તેને જોતાંજ એક ખુશાલીની ધીમી ચીચીઆરીથી ઉભી થઇ ગઇ, ગુશ્તાસ્પ પણ પરીચેહરને જોઇ ઉભો રહયો, અને છાકટાં આદમીઓ ભેંજાને તકલીફ આપી કાંઇ ચીજ ઓલખ-વાના પછાડા મારેછે તેમ પરીચેહરને પીછાંણી કાઢવાને જાંણે તેનાં ગુમતાં મગજને મેહેનત પડતી હોય તેમ તે પેહેલી એકાદ બે પલ પરીચેહર ઉપર ખાલી આંખે ટીકતો ઉભો રહયો!

પરીચેહરને તેના બાપને જોતાં હજારો આશા આવી હતી. તેનો બાપ પૈસાની બાબદમાં જો ભરપુર નહીં તોબી કાંઇ મોહતાજમંદ નહીં હતો, અને તેની નાણાં સંબંધી હાલત એવી હતી કે તે ત્રણ ચાર માણસનો સુખથી ને સેહેલથી ગુજારો કરી શકે. બીજા હાથપર પરીચેહરનો નાણાં સંબંધી હાલ તો બહુજ બુરો હતો–તે એટલે સુધી કે ઘણીક વાર તે બાપડીને ખાવાનાબી વાંધા ને વાખા પડતા હતા. ખુશરો તેને જે મુલાકાત આપી જતો હતો તે દરેક મુલાકાતમાં ચોરીથી કે જબરીથી તેણીની પાસ જે કાંઇબી હોય તે બધુ સાફ ને સપાટ કરી જતો હતો, એટલે તેનાં ગયા પછી જો ઘરમાં બીજું કશું ફાજલ નહીં હોય તો પરીચેહર મુશ્કેલાઇએ એરચનું પેટ ભરી પોતે ભુખનાં આંસુ ખેરવતી બીછાણામાં જતી હતી.

એવા હાલ વચ્ચે પોતાના પેદરને જોવાથી પરીચેહરને જે હરખ ઉપજયો તે સ્વભાવીક હતો, પણ તેનો બાપ કદાચ તેને હજી હરકાતી કાઢશે એ ધાસ્તીથી તે હરખ મોકલો ન હતો. "પદર, મારા મુરબ્બી," પરીચેહરે આંસુભરી આંખોએ તેને મલતાંને વાર મમતાથી તેનો હાથ પોતાના હાથમાં લેઇ કહયું, "મને માફ કરશો?"

"કદી નહીં," ગુશ્તાસ્પે ગુસ્સા વચ્ચે પોતાના છાકટ હાલમાંથી અરધો સાવધ બની કહયું, અને તેણે તેજ પલે પરી-

ચેહરે પકડેલો હાથ છટકાવી નાંખ્યો, "હું એક વાર ચાલી ચલાવીને તારાં ઘેરવેર તુંને માંફ કરવા આવ્યો હતો તે વેલા તેં મારી મમતાનો તેં અનાદર કર્યો હતો. છોકરી, આજે તો તું જો તેં મારૂં દાનાઇભર્યું કેહેણુ કીધું હોત તો એક ઉમરાવના કબીલામાં–એક હાકમનાં કુંટુંબમાં એશ કરતી હતે, કે જયારે હવણાં તારો હવાલજ કહી આપવાને બસછે કે તું દુ:ખેજ નહીં પણ ભુખેબી અધમુઇ બની ગઇ છે."

પરીચેહરે કશો જવાબ દીધો નહીં. તે શું બોલે?

"એક બે બદામના બેમરવતને પરણી તેં કેવો તારો ભવ ઊંધો માર્યો છે તે હવે તું જોઇ શકેછે, તો તેવા વખતમાં તને માંફી બખશી તારી એ નાફરમાંનીની ઘટતી સજામાંથી તને ઉગારવી તે ગુનાહ કીધા બરાબરજ છે."–અને ગુશ્તાસ્પ ધીમાં કદમે પરીચેહરને મેલી ચાલતો થયો.

હયાં એક ખુલાસો આપવા થોભીશું. ગુશ્તાસ્પ અને પરીચેહર વચ્ચે થયેલી ઉપલી વાતચીત ઉપરથી વાંચનાર જોશે કે પરીચેહરની મકસદ ગુશ્તાસ્પ મુદલ શમજ્યો ન હતો. પરીચેહરે પોતાના બાપની માંફ માંગી તે ઉપરથી તે એમ સમજયો કે પરીચેહર તેના ભરથારથી કંટાલીછે ને હવે આજેજ થઇને એકલી તે તેના સાહયા હેઠલ આવવાને રાજી થઇછે, પણ વાંચનાર જાંણે છે જે તેવું કશું હતું નહી. પરીચેહરનાં કમ નસીબે જે ભરથારને તે સદગુણી તરીકે પીછાંણી પરણી હતી તે ભારે દુર્ગુણી નીવડયો હતો એ ખરૂં, પણ ખુશરો જે છે તે આગલ હતો નહીં. ખુશરો હવણાં જે છે તેવો તેને તેના શત્રુઓએ બનાવ્યોછે. તે એક ભલો ભરથાર ખરો બાપ અને સંસાર ટોલાને શોભા આપે એવો મરદ હતો, પણ તેના શત્રુ એવા હતા અને તેમના તરફનો જાપતો ને જુલમાત એવો મોટો હતો કે તે ગમે એવા મજબુત ઠરાવના આદમીને કાયેર કરી બેહાર કરવાને બસ હતો. એ રીતે સુંદર પરીચેહર ખુશરોના હવણાનાં હાલપર વીલાપ અને અફસોસ કરી તેની ઓર દયા

ખાતી હતી, અને તેથી એક પળ પણ એવું વિચારવું કે તે ખુશરોથી કંટાલેલી તેના બાપનાં ઘરમાં જતી રેહેવા માંગતી હતી એ તે ભલી અબલાની સાચ્ચી ભલાઇને ખરો અને હરડતો ગેરઇનસાફ આપવા સરખું છે. પરીચેહરપર આટલા સેતમો ગુજર્યા છતે તેને કદી તેના બાપની મરજી મુઆફક સ્યાવક્ષસે નહીં પરણવા ખાતર પસ્તાવો થયો ન હતો. જયાં દીલ નહીં ત્યાંથી સુખની આશા રાખવી ફોકટ છે. મનપસંદગી અને મનપતોજના નેકામાં પણ કેટલીક વાર ઠોકડ ખાવાનું બને છે, પણ તે એટલા થોડા ને છુટા છવાયા બાબમાં, તેમજ તે બાબમાં પણ તે આજુબાજુના બનાવોના એવાં પરીણામમાં થાય છે કે મનપતીજ ને પસંદગોનાં લગ્નોમાં આયંદે જે ખરૂં સુખ સમાયું હોય છે તે કોઇથી ના પાડી શકાય નહીં, અને તો પરીચેહરને સ્યાવક્ષસે નહીં પરણવા ખાતર આટલાં દુઃખ વચ્ચે કદીબી કશોબી ખરેખરો નહીં થયો એ વાતમાં નવાઈ જેવું કશું નથી.

તેનો બાપ તેને કરડા સુખનો વગર દયાએ કહી સંભલાવા પછી ચાલી ગયો તેથી તેણીની જવાંન છાતીમાં જે દુઃખના દચકાં ઉભાઇ આવ્યાં તેમને જબરીથી છાતીમાંજ ગુંગલાવી પરીચેહર પણ એક બે પળ પોતાનાં મનનું સમાધાન કરવા થોભીને પોતાનાં મકાંન તરફ પાછી ફરી.

## પ્રકરણ ૩૯ મું.

### વધારે વધતી ખરાબીઓ.

વખત વેહેતો ચાલ્યો. ખુશરોનું ઘેર હવે ફેસાદનુ ધામ થઇ પડયું. ખુશરો ઘેરમાં અવારનવાર આવતો ને આવતો ત્યારે પૈસાની ઉઘરાણી કરતોજ આવતો, જે તેને તુરત આપી ચુપ કરવામાં આવતો તો ઠીક, નહી તો મોટા પોકારો, મોટા ફેસાદો અને ગાલાગાલીથી ભરપુર કસમો વચ્ચે તે તે સદાનાં સાંત ઘરમાં મોટું રમખાંણ મચાવી મેલતો. એ વાત રફતે રફતે

એટલી હદ સુધી વધી પડી કે તે ઘાટકો નાતરશ ભરથાર—અફસોસ—પરીચેહરપર હાથ ઉંચકવાનું હીચકારાપણું પણ કરતો, અને ત્યારે ખુશરોની બુમ, પરીચેહરનાં દુઃખની ચીચીઆરીઓ અને એરચનાં મોટે સાહદ રડવાથી ગોયા ખુશરોનાં ઘેરમાં સહેતાન જાગી નીકલતા. આથી પરીણામ એ થયું કે ઘરવાલીએ પરીચેહરને તેનું મકાંન છોડી જવાની ફરજ પાડી. "લુચ્ચાઓથી મારાં ઘેરમાં ફસાદ જાગે ને પાર પડોશીઓ કંટાલે તો મારાં ઘેરનો સાખો પડે" એ દલીલથી પરીચેહરને પોતાનું ઘર ખાલી કરી આપવાની તે ઘરવાલીએ તાકીદ કીધી, અને પરીચેહર રવડી રખડીને વધારે એકાંત ગલીમાં વધારે નાના અને વધારે કંગાલ તથા વધારે સસતાં ઝુપડાં સરખાં ઘરનાં ખુણામાં જઇ પડી.

ખુશરોપર આ નવા ફેરફારની જરા જરા અસર થઇ ખરી: તેણે જોયું કે તેની ચાલમાં એટલો બધો ફેરફાર થઈ ગયો હતો કે નામોશી વચ્ચે તેની ભલી નારને એક ઘર ખાલી કરી નીકલી આવવું પડ્યું હતું—અને શું ખુશરોને તેથી પસ્તાવો દુઃખ કે બલાપો થતો ન હતો?

ખુશરોને તેના સાવધ હાલમાં તેની ભુંડી ચાલ માટે ખ્યાલ થતો ને પસ્તાવો થતો—તેની એવી ચાલથી સદાની ભલી પરીચેહરને કેવું ગંજાવર દુઃખ થતું હશે તેનો જયારે તેને શાંત વિચાર આવતો ત્યારે ખુશરોને એવું લાગતું કે તે દેવાલસે માંથુ ફોડી પોતાનો જીવ કાઢી નાખે–પણ નહીં, હવણાં તે પીધેલો નથી અને તેથી તેની સાવધ સુદ્ધિ વચ્ચે તે મરવાને બીહેછે. મરવાને બીહેછે તે નહીં કે તેની જીંદગી તેને પ્યારી છે તેથી. તેની જીંદગી તો ફક્ત તેને એક ખાલી ભાર જેવી છે, પણ તે મરવાને બીહેછે કેમકે તેનાં મુવા બાદ તેનાં બે નિરાશ્રીત વ્હાલાંઓપર દયાની એક મીઠી ચશમ ફેરવનારબી આ આખી બાહલી વીખ્યાત દુન્યાના કોઇ પણ ભાગમાં એકબી આસામી નથી, અને તેથી પરીચેહર અને એરચને ખાતર તે જીવવા

માંગેછે, અને પોતાના સાંત સાવધ હાલ વચ્ચે પાછલનો વિચાર કરી તે આપઘાતના ગુનાહભરેલા ખ્યાલથી કમકમી પાછો હઠે છે. વળી જ્યારે છુટકારાના એ ફકત એકજ રસ્તા ઉપરથી તેનું મગજ પાછું હઠેછે ત્યારે તુરતજ તે ખુશરોના સંતાપ દુઃખ પસ્તાવા બલાપા વિગેરેને પોતાનો ખોરાક કરી પાડેછે, જે સંધાથી ખુશરો એવો બેતાબ થઈ જાયછે કે જાંણે ખરેખરો જીવપર આવી જઇ એવા ગજબનાક ખ્યાલોથી બચી નાહસવા તે જુગાર યા શરાબની ઓથે દોડી જાયછે!

એ પછી નવરોજનો ખુશબખતીભર્યો તેહવાર પડ્યો. પરીચેહરે એ દીવસે તેના ભરથાર તથા બેટાને કાંઇક રાબેતા કરતાં વધારે સારૂં ખાનું આપવાનો કસદ કરેલો હતો, અને તેથી તેણીએ મોડી રાત સુધી બેસી લોકોનું કાંમ તૈયાર કીધું હતું, જેથી તેણી એક એ તાંકણાંને છાજતી રકમ મેલવી શકી હતી. એ પછી નવરોજને દીવસે ખુશરો આવ્યો. ખુશરો પરીચેહરની મકસદ જાણતો હતો. તેણે ઘણી ખુશીનો દેખાવ કીધો. તેણે એવું બતાવ્યું કે તે આજનો આખો દીવસ હશી ખુશી વચ્ચે પોતાની બાયડી અને બેટા સાથ ગુજારનારછે, અને તેથી તેણે પરીચેહર પાસ નાંણાંની ઊંઘરાણી કરી કે તે જાતે બજારમાં જઇ પોતાનું ઉમેર સુમેર કરી કાંઇક સારૂં સારૂં ખરીદી લેઇ આવે. પરીચેહર આ ફેરફારથી હરખમાં આવી ગઇ, અને તેણીએ તુરત સઘલી રકમ ખુશરોના હાથમાં મુકી કે ખુશરો તુરત આવવાનું કહી તે રકમ લઇ ચાલતો થયો.

તેના જવા પછી તુરતજ પરીચેહરને લગાર વેહેમ આવ્યો, પણ ખુશરો એવા નેક અને પાક રોજે એવો બદહરાંમ નહીં થાય એ ખ્યાલથી તેણીએ તે વેહમને ધીક્કારથી પોતાનાં મનમાંથી ખંખેરી કાઢયો.

પા કલાક, અરધો કલાક, કલાક પણ ખુશરો મલે નહીં. બે કલાક, ત્રણ કલાક, ચાર કલાક પણ ખુશરો પાછો ફર્યો નહીં! અરે કમનસીબ! હવે પરીચેહરની ખાત્રી થઇ કે ગુનેહગાર

ખુશરો તેની અથાગ મેહેનત ને ખરા પરસેવાનો પૈસો હરાંમ ઇલિતમાં લુચ્ચાઓ-દુર્ગુણીઓની સંઙ્ગમાં ઓહાર કરવા ઠાગાથી લેઇ ગયો, ને તે રીતે જો બરાબર બોલીએ તો તેની બાયડી છોકરાનાં મોમાંથી તે એક સાદુ પણ સુખનું ભોજન ઝુટાવી લેઇ ગયો. અરેરે અફસોસ! પરીચેહર જે દીવસને તેના ગરીબ ઘરમાં સુખનો બનાવા માંગતી હતી તે ખરાં દુઃખનો થઇ પડયો, કેમકે પોતાના ભરથારની આ બેઆનતભરી ચાલથી પરીચેહરનું જીગર ચાક થઈ ગયું, એટલુંજ નહીં પણ હવે ફકત દુધ લેઇ આવી એરચને ખવડાવા જેટલાબી તેની પાસ પૈસા હતા નહીં!

તે દીવસ એ બંને મા દીકરાનો કોરા અપવાશ ને ખરા ભુખમરાનો ગયો. પરીચેહરને તેની પોતાની લેશ પરવાહ ન હતી. તેના પાસ પૈસા હોત તોબી તે પોતાના જીવસે આજે ખાતે નહીં એવો તેણીનો હેરાંન હાલ હતો, પણ પોતાના પશુ બાળકને માટે તેણી બલતાં-કરડાં આંસુઓ રડી.

ખુશરો એ પછી ઘણું સુધી ઘરમાં આવ્યો નહીં. તેને એટલી લાજ લાગતી હતી-પરીચેહરને મોં બતાવતાં તે એવો શરમાતો હતો કે વલી ઘણું સુધી તે ઘરમાં પાછો ફર્યોજ નહીં, પણ અંતે તે નફટ થયો. વ્યસનીઓ પોતાનાં મનને મારી શકતા નથી, ને તેથી ખુશરો દારૂ કે જુગારની તલપ સમાવી શકયો નહીં, અને તે તલપ તૃપ્ત કરવા જેટલું તેનું પોતાનું ગજવું ફાજલ પાડી શકયું નહીં, એટલે તે નફટ બની ઘેરમાં આવ્યો.

## પ્રકરણ ૪૦ મું.

### દુઃખ ભરેલું પરાણામ.

તે કજીઓજ શોધતો આવ્યો. છીટાં લેઇને તેણે પોતાની હરાંમ ચાલની વાત ઉડાવીને ભુલાવી દેવા માંડી. તેણે બચાવમાં કહયું કે તે બઝારમાં નાણું લેઇને જતો હતો તેટલાં તેને એક વેરાંન ગલીમાં લુટવામાં આવ્યો ને તેથી તે ઘરમાં પાછો ન

આવતાં પાધરો છાવણીમાંજ ગયો, જયાંથી કામની ભારે ધમાલના સબબે તે આજવેર ઘરે આવી શકયોજ નહી. હયાં પરીચેહરનાં ગમખાર મોં ઉપરથી તેણે જોયું કે જો પરીચેહર કશું બોલતી નથી તોપણ તેણે જે કહયું તેમાંનો એક હરફબી તે ખરાં તરીકે માનતી નથી. એથી તેને નવો નામોશીનો ખીજવાત પેદા થયો, અને તેથી ઉસ્કેરાઈ આવી હવે તેણે નક્કટ થઈ છચોક પાછા પૈસા માંગ્યા.

" લાવ પરીચેહર તારી પાસ શું છે ?" તેણે નેણ—ચહડાવી કહયું.

" એક પઈબી નહીં મારા ખાવંદ," પરીચેહરે ખરી હરામખોરીમાં ઉડારી દેવા પોતાના પસીનાનો પૈસો આ વેલાએ નહીજ આપવાના મજબુત ઠઠાવથી કહયું."

" એક પઈબી નહીં" ? ખુશરોએ શરૂ થતી નીરાશા ને વધતા જતા ગુસ્સાથી ઊસ્કેરાઇ આવી કહયું, " કેમ બને તે ! એ તું શું ખોહારીનો ખરચ ઘરમાં લેઇ બેડીછે ? લાવ તારો હસાબ લાવ."

પરીચેહર કશું બોલી નહીં. તે ભારી છાતીએ પાસેની એક કબત તરફ ફરી અને નીચેનું એક ફાલકું ઊઘાડી તેમાંથી એક નાહાની ચોપડી કાઢી. તેમાં અતી સુંદર હરફે તેણીએ ઘર ખરચનો કાયદાસર રોજનો હસાબ ઉતાર્યો હતો. એ ઘરના ખરા કારોબારનું લક્ષણછે. આખા દીવસમાં જે ખરચ થાય તેની એક ટીપ અથવા યાદી રાખતાં જે અબલાને આવડતું ન હોય, અથવા તેમ કરવાને જે અબલા કાલજી ધરાવતી ન હોય તે ઘરના કારોબારને માટે નાલાયક છે. પરીચેહરની સઘલી લાયકીઓ વચ્ચે એ પણ એક લાયકાત હતી કે તેને કોઇને હસાબ આપવાનો નહીં છતે રોજ રાતે બેસીને પોતાની પતીજને ખાતર તે સાહુચેત યાદથી સઘલો આખા દીવસનો ખરચ એક નાહની ચોપડીમાં પોતાના મોતી સમાન હરફમાં ઉતારતી હતી. પરીચેહરે ખુશરોને તે ચોપડી આપી, અને તેજ વખતે

તે ચોપડી ઉપર પરીચેહરની આંખમાથી એક આંસુ ખરયું.–એક આંસુ કે જે ખુશરો આગલ હતો તેવોજ આજ હોત તો એક તીરની પેઠે ઉડીને તેનાં કાલજામાં જખમ કરતે, પણ આજે ખુશરોને તેવું કશું થયું નહી. તેણે એક ઝટકે તે આંસુ નુંછી નાંખયું, ને ઓર (તેના બોલોમાં બોલીએતો) 'એવાં ચીબાવલાંપણાં' માટે તેણે સુંદર પરીચેહરપર ગુસ્સાના દોલા કાઢયા.

ખુશરોએ હસાબમાં દરેક ખરા અને વાજબી હસાબમાં વાંધો ઉઠાવ્યો. પરીચેહરથી એ વેઠાયું નહીં. તેની છાતીમાં આજે પેહેલીજ વાર તેનાં ભરથાર સામે ગુસ્સો પેદા થયો, અને તે ગુસ્સાએ આંખને માર્ગે આંસુઓ રૂપે રસ્તો લીધો. "ખુશરો," પરીચેહરે ધુમ રડતાં કહયું, "હવે તું જુલમાતમાં અતેરૂ કરેછે. તારી ચાલ સખત ઠપકાને લાયકની થતી જાયછે. તું અમોને સુખી રાખવાને બદલે હવે દુઃખી કરેછે—અમોને લુટેછે અને તે—"

પણ ખુશરો આગલ સાંભલી શકયો નહીં. પરીચેહરને કોઇ દીવસ પોતાને ઠપકો દેતાં સાંભલેલી નહીં હોવાને સબબે આજના ઠપકાના સઘલા સુખનો અક્ષરે અક્ષરમાં તેને તીરની પેઠે છાતીમાં લાગ્યા, ને તેથી ચીરડાઇ ઉઠી દાંત પીશી તેણે પરીચેહરને એક મુક્કી મારી પછાડી નાંખી. પરીચેહર ગુમરી ખાઇ બેભાંન થઇ પડી, અને એરચ પોતાનાં માતપીતાના આ કજીઆથી ત્રાસ પાંમી આટલો વાર જે એક ખુણામાંથી દવાઇને જોયા કરતો હતો તે દચકાં ખાતો પોતાના બાપ પાસ આવ્યો. "પદર, મારા વ્હાલા પદર," તે બોલ્યો, "તમોએ મારી માતાને મારી નાખી." ખુશરોએ કુતરાની પેઠે જનુનમાં ગુરીને તે પશુ કોમલ બાલકને એક લાત મારી, અને પછી પછવાડે શું થાયછે તે જરાએ જોયા વના–જોવાન કનવાર કર્યા વના તે બારણું અફાલી ઘરમાંથી ફફડેલો છેરાયલો ખુનપરં ચઢેલો સરખો બાહેર પડયો.

ખુશરોના હાલ હવણાં એવો હતો કે જો કોઇ તેને 'તું'

ફરી તુકારો કહે તો તે તેને ખવીશની પેઠે વલગી પડે. તે અતી ઉસ્કેરાયલો ઝડપમાં આંધલાની પેઠે ધસ્યો જતો હતો, અને તેમ કરતાં તે એક ગલીમાં દાખલ થવા જતાં તે ગલીમાંથી બાહેર નીકલતા કોઇ શખ્સ જોડે અતી જોસમાં અઠડી પડયો. ખુશરોએ આ પોતાની ભુલનો ખાર તે શખ્સ પર કાઢયો, અને મારવાને હાથ ઉપાડી બુમ પાડી, "જોતો નથી આંધલા?"

"કોણ?" પેલો શખ્સ જે કોઇજ નહીં પણ કમનસીબ સરદાર જામાસ્પ હતો તે અચરત થઇ બોલ્યો, "ખુશરો! અએ દલદર, તેં આજે મને આંધલો કહયો?"

હવે ખુશરોએ પણ જામાસ્પને ઓલખ્યો, પણ હજી તેનો હાલ એવો હતો કે તે 'સગા બાપ' નો બેટો નહીં થાય. તેણે પોતાનો સઘલો ખીજવાત પરીણામોની દરકાર કર્યા વના જામાસ્પ પર કાઢયો. "ચુપ," તેણે કહયું, "મને છેડ ના, નહીં તો આ ઘડીએ મારી તરફથી તું નીચની સઘલી સતામણીઓનો તને અચ્છો સવાદ ચખાડીશ."

જામાસ્પ તો દંગ થઇ ગયો. ખુશરો આજે એટલો પવન પર કેમ જાય છે તે તે સમજી શકયો નહીં. આજના જેવા અપમાનના સુખનો તે કદી બોલ્યો ન હતો, અને આજે તે એમ કરે એ તેને ખરી અચરતીની વાત લાગી, અને તોપણ તેથી તેને ખુશરોના દબાવેલો દબી જવાને કશું કારણ હોય નહીં. તે પણ ચીરડાયો. "શું તું કમીનો કુતરો મને અપમાન કરે?" તેણે કહયું.

તેજ વખતે ત્યાં એક બીજો અમલદાર આવી લાગ્યો. તે સ્યાવક્ષ હતો.

"એ શું છે, જામાસ્પ!" તેણે બંનેને ઉસ્કેરાયલા જોઇ તુરંત વચ્ચે પડી જામાસ્પને સવાલ કીધો.

"નામવર સરદાર," જામાસ્પે સ્યાવક્ષ તરફ માનથી નમી કહયું, "આ નીચે મને માઠા સુખનો વાપર્યાછે."

"કેમ અરે કમબખ્ત," સ્યાવક્ષ હીચકારો છતે જામાસ્પની કુમકપર કુદી ખુશરોની આગલ ધસી બોલ્યો–"તારી જીંદગીથી તું—"

પણ ખુશરોએ તેને બોલવા દીધોજ નહીં. તે આગલ આવ્યો હતો તે તકનો લાભ લેઇ તેણે તેનાં થોબરામાં એક મુક્કીનો ફટકો લગાવ્યો કે સ્યાવક્ષ બકરાંપેરે બરાડા મારતો પછવાડે હડી ગયો.

"જામાસ્પ," તેણે દુ:ખોના બરાડા મારી કહયું, "પકડ એ નાપાકને."

જામાસ્પને આ હોકમને માન આપવા વના ચાલ્યું નહીં. તે ખુશરોના આંગપર ધસ્યો, પણ ખુશરો એથી વધારે તપી આવ્યો. તેણે તલવાર ખેંચીને જામાસ્પને એક કારી ઘા કીધો. જામાસ્પ લોહીમાં ગગડતો પડયો કે તોફાન વધી ગયું. ત્યાં લોકમાં ગભરાટ થયો–ખુંન અને મદદની ચીસો વાગી રહી, અને એક સેહુજવારમાં સિપાઇઓ ટોલે ટોલાં આવી પોંહોંચવાથી ખુશરો કેદ પકડાયો.

હવે કમબખ્ત–બદબખતખ્ત ખુશરોની સુધ્ધ ઠેકાંણે આવી. તેણે તલવાર ફેંકી દીધી ને તે એકદમ શરાણ થયો. તેણે કેવું ભયંકાર કરમ કીધું હતું તે જોઇ તથા તેનાં પરીણામોથી બીહીને તે થરથર ધુજવા લાગ્યો. સરદારપર હાથ ચલાવી તેને જખમી કરવા ખાતર ખુશરોએ જાણ્યું કે હવે તેને મોહતની સજા થશે, અને તેથી હવેજ–આટલે અસુરે તેણે છેલ્લા ખરા–ખરેખરા પસ્તાવામાં હાથથી કપાલ કુટયું.

ખુશરોને એ પછી ગસડી લઇ જઇ ભારે બંદીખાનામાં મજબુત ચોકી પોહોરા હેઠલ તુરત વેલા કેદ કરવામાં આવ્યો.

## પ્રકરણ ૪૧ મું.

### એક અજબ જેવો ખુલાસો.

ઉપલાં પ્રકરણમાં વરણવેલા બનાવોને દશ દહાડા વીટી ગયા, અને તે પછી એક રોજે સ્યાવક્ષ તેનાં માતાપીતાની મુલાકાતે

સમરવન ખાતે આવ્યો હતો. એમ તે કાંઇ આજેજ આવ્યો છે એમ નથી. તેના બાપના વગને લીધે તેને તેની નોકરી ઉપરથી એવી તો સેહેંકડોવાર રજા મલેછે, અને તેવીજ એક રજાનો લાભ લેઇ આજે સ્યાવક્ષ સમરવન તરફ ઉતરી પડયો હતો.

જયારે સ્યાવક્ષ આવ્યો ત્યારે હાકેમ બેહરાંમ પોતાનાં મકાંનનાં દીવાનખાનામાં પોતાનાં કુટુંબના સઘલાંઓ ઉપરાંત એકાદ બે ખાસ દોસ્તો વિગેરે સાથ ફુરસદે તાહેલે બેઠેલો હતો. સ્યાવક્ષ તેઓ સાથે જોડાઇ ગયો, અને અવાર નવાર ઘણાક ગામ ગપાટાઓ ચાલી રેહેવા કેડે બેહરાંમને યાદ આવી જવાથી તેણે પુછયું, "કેમ સ્યાવક્ષ, પછી પેલા મગરૂર પોર્યા ખુશરોનું શું થયું?"

"વલી શું થાય?" સ્યાવક્ષે કાંઇ વાતમાં દમ હોએજ નહીં તેમ તીરસકારથી હસીને કહયું, "ગઇ કાળેજ તેની કાયદા પ્રમાણેની તપાસ પુરી થઇ, અને એક સરદારપર ખુની હુમલો કરવાના તેના કસદની સજામાં તે દલદરને ગરદન મારવાની ટેપ ફરમાવામાં આવી છે."

"પણ શું તેણે પોતાના બચાવમાં કશું કહયુંજ નહીં, દીકરા સ્યાવક્ષ?" તેની માતાએ પુછયું.

"અરે બકબકારો તો ઘણોએ કીધો, પણ તે બકબકારો માંને કોણ જે? પેહેલાં તો એ લુચ્ચાએ મારાપર વાંકોના ટોપલા ને ટોપલા ઊંધા વાળવા માંગ્યા, અને પછી સરદારો મીનોચેહર ને જામાસ્પને સૌને સંદોવવા લાગ્યો, પણ અદાલતે તુરત તેને ચુપ કરી નાંખ્યો. તેણે છેલ્લી ચલાવેલી નીચ ચાલના બચાવમાં તેણે શું કેહવું હતું તેજ તેને પુછવામાં આવ્યું ત્યારે તેણે કહયું કે હું ચીરડાયલો હતો, ને તેમાં જામાસ્પે ને સ્યાવક્ષે મને ખાખસુસ વધતો ખીજવ્યો. અંતે પરીણામ એ થયું કે તેના એવા લુલા બચાવની અદાલતપર કશી અસર થઇ નહીં, અને સેવટે તેને ગરદન મારવાની ટેપ મારવામાં આવીછે, જેથી હવે તેની તકોબરીના દીવસો ગણત્રીના ગણાઇ ચુકયાછે."—અને સ્યાવક્ષ હયાં ખડખડ હસવા લાગ્યો.

એજ વખતે એક નોકર અંદર આવ્યો ને હાકેમ બેહ-રાંમના કાંને લાગી કાંઇ કહયું. "તમો હયાંજ બેસજો," બેહ-રાંમે નોકરને સાંભલી લીધા પછી ઉઠતાં ઉઠતાં કહયું, "મને કોઇ સખ્શ મલવા આવ્યોછે ને તે મારા સાથ એકાંતમાં વાત કરવા માંગેછે એટલે હું હવાણા તેનાસે વાત કરી પાછો આવુંછું. અને બેહરાંમ પાસેના એક બીજા આરાસ્તે કરેલા ઓરડામાં ગયો. ત્યાં જઇ એક મોટી ખુરસીમાં એક હાકેમને છાજતા ઠઠેરા ને તોરથી ગોઠવાઇને બેઠા કેડે તેણે તે શખ્સને પોતાની હજુરમાં બોલાવ્યો. આ શખ્સ કોઇ ૬૦–૬૫ વરસનો ડોસો હતો. તેના બાલ પાકી ગએલા હતા. તે હાકેમને દુરથી સેહજ દાકુ નમાવી નમ્યો, અને પછી બેહરાંમે તોરથી એક પાસેની ખુરસી તરફ હાથ બતાવ્યો તેપર બેઠો. "તમો મને ઓલ-ખશો નહીં," તેણે બેસતાંને વાર ચલાવ્યું, "પણ હું એક ઘણીજ અગતની વાત જાહેર કરવા હાજર થયોછું. હું ઘણે વરસે–લગભગ પા સદી ગુજરી જવા પછી આ તરફના મુલ-કોમાં પાછો ફર્યોછું. મારૂં અસલ રેહેવું સમરવન ખાતે નહીં પણ સીનર શેહેર ખાતે હતું——"

"એ શેહેર મારૂં જોએલુંછે," બેહરાંમે વાતમાં લગાર રસ લેઇને કહયું, "એ સીનર શેહેર ખાતે એક મારી વ્હાલી બેહન——"

"જરા મને સાંભલો મારા મુરબ્બી," તે શખ્સે બેહ-રાંમને તેની ભટાઇમાં અટકાવી નાંખી કહયું, "હું તેજ. ત-મારી બેહનને લગતીજ કાંઇ કેફીઅત કેહેવા આવ્યોછું."

"મારી બેહેનને લગતી ?" બેહરાંમે ખરેખરી અચરતીથી કહયું, "મારી બેહન ખુરશેદને લગતી ? તેને લગતી શી હકીકત ? તે તો આજે ૨૨ વરશ થયાં હક થઇછે."

"મને તે શઘલું રોશન છે," તે શખ્સે કહયું, "પણ તમે મને જો વગર હરકત કરવે બોલવા દેશો તો વાત હું જલદીજ પુરી કરશ. શેઠ, વાત ટુંક પણ દુઃખ ભરેલીછે. તેમાં ફકત

મારાં પાપનો એક સાદો પણ સાચ્ચો એકરાર છે. હું તે તમારી બેહેન અને તેના ખાવંદનો અપરાધી છું."

"અરે," બેહરાંમે હવે ગભરાટમાં ખુરસીમાં તરો થઈ કહયું, "યાર તમો કેહેવા શું માંગોછો, કાંઇ સમજ પડે?"

"મુરબ્બી તમો મને બોલવાજ નથી દેતાની!" પેલા શખ્સે નરમ પણ ગમગીન સાહદે ઠપકો દીધો, અને પછી પાછું ચલાવ્યું:—

"એ સીનર શેહેર ખાતે હું અસલથી વસતો હતો, અને ત્યાંજ તમારી મરનાર બેહેનનો જે ખાવંદ થયો તે આલમફીરોઝ પણ વસતો હતો. તેનાસે મને અસલનું વેર હતું,—વેર તે એવું કે બંને લાગ ફાવે તો એકેકનો જાંન લેવાને પણ કીનાના આતશથી તપતા હતા. એ પછી એ આલમફીરોઝ તમારી બેહેન ખુરશેદ જોડે પરણ્યો, અને એ લગન ભાંજી પાડવા ને તેમાં કાંઈબી કચરો નાંખવા મેં હજારો યુક્તિ લડાવી પણ એકમાંબી હું ફાવ્યો નહીં. ત્યાર પછી એક વરસે તમારી બેહનને એક બેટો પેદા થયો, અને તે વખતે મેં મારાં અસલ વેરનો ફટકો ફટકાવાનો નીચ દાવ હાથ કીધો. આલમફીરોઝને એક બેટાની મોટી ઉમેદવારી હતી, અને તેથી જે દાયા તમારી બેહન ખુરશેદની એ બારીક હાલત (પ્રસવ વેદના) માં મદદ કરવાને રેહેનાર હતી તેને મેં એક ભારે લાંચથી મારી પક્ષમાં જીતી લીધી, અને તેના પાસે વચન લીધું કે જો ખુરશેદને પેટે દીકરી અવતરે તો કાંઇ નહીં, પણ જો દીકરો પેદા થાય તો તેણે તે કોઇબી પ્રકારે ચોરીને મને લાવી આપવો. આ કરાર તેણે પાલ્યો–"

"ચંડાલ!" બેહરાંમ ખીજવાઇને ખુરસી પરથી ઉભો થઇ બોલ્યો, "મારી બેહેન ફક્ત એ બેટો ચોરાઇ જવાના દુઃખેજ આજેજ થઇ મુઇછે."

"હું તે જાણુંછું," પેલા શખ્સે ઘણાજ નરમ અને ધીમા સાહદે કહયું,—અને તે એટલો તો ગમખાર જણાયો

અને તેનો બોલે બોલ એવો તો પસ્તાવા સાથનો નીકલતો હતો કે બેહરાંમે આજ વેર ખરા પસ્તાવાનો આવો અભ્યાસ કદી જોયો ન હતો—"હું તે સઘલું જાણુંછું," પેલા શખસે બેહરાંમને ચીરડાઇને ઉભો થએલો જોઇ કહયું, 'હું કહુંછું શેઠ કે હું તમારો અપરાધીછું.—માટે તમો મારી કેફીઅત અવલથી આખેર વેર સમજી લેઓ તે પછી જે ઘટે તેવી સજાની ફેજે મને પોંહોંચડાવજો ને હું તે સામે મારૂં તાબેદારીનું સર જોકાવશ."

"ઠીકછે તો આગલ ચાલ," બેહરાંમે વલી લગાર નરમ પડી પોતાની જગ્યાપર બેસતાં કહ્યું.

"હવે કેહવાનું થોડુંજ બાકીછે," તે શખસે પાછું ચલાવ્યું; "તે દાયાએ ખુરશેદના બેટાને મને ચોરી આપ્યો અને મેં તેણીનું મોં એવીતો સીફતથી સોનેરી ચાવીથી ચુપ કરી મેલ્યું જે તે બાજુથી મારૂં પાપ કદીબી ફુટવાની મને જરાએ ધાસ્તી રહી નહીં, અને તે દાસી તેના ભરથાર સાથે મેં આપેલાં નાણાં સખે ખાવા ત્યાંથી એક દુર દેશમાં મેં કરેલા કરાર મુજબ નીકલી ગઇ. એ પછી મેં તે ખુરશેદના બેટાને જાંનથી બેજાંન કરવાની મકસદ કીધી, પણ તે બેટાનો ચેહેરો એવો ગોલાબ સરીખો હતો-તેનું હોસાંન છેક આવી તાજી બચીગીમાંબી એવું ખુશ જણાતું હતું કે તેનો જીવ લેવાને મારો જીવ ચાલીજ શકયો નહીં, અને મેં તેને એક બીજી વીધવાને હસતક સોંપ્યો. તે વીધવા તે બાલકને લેઇને સીનર શેહેરની પાસેનાં એક એકાંત ગામડામાં રેહતી હતી, અને હું તેને તે બાલકનાં પોશાણને માટે ખરચ પુગાડયો જતો હતો. આ વીધવાને તે બાલક તરફ એટલો પ્યાર છુટતો હતો કે તે ગોયા તેની એક માતાજ થઇ રહી હતી. જોકે મેં તે બાલક કોણનું હતું તે તે વીધવાને કદી જાંણવા દીધું ન હતું. તોપણ તે બાલક મારૂં પોતાનું નહીં હતું એ વાત સમજી લેવાને તે વીધવાને કશું કઠણ પડયું નહીં હોય, કેમજે તે

બાલકને છુપું રાખવાને હું જે તાકીદ કર્યા કરતો હતો તેજ બતાવાને બસ હતું કે મારાં દીલમાં પાપ હતું. મેં તે છોકરાનું નામ ખુશરો કરી રાખ્યું—"

"ખુશરો"! અને બેહરાંમ વલી ચોંકી ઉઠયો.

"હા મુરબ્બી સાંભલો," પેલાએ બેહરાંમની ચોંકવાની મકસદ સમજયા વના તેને ધીરજ આપી વલી ચુપ કીધો, અને પછી પાછું ચલાવ્યું: "બીજા હાથપર એક દીકરો અવતરવાથી આલમફીરોઝનાં મકાનમાં જે ભારે ખુશબખ્તી ને ખુશાલી વરસી રહી હતી તેણુ જલદીજ માતમનો દેખાવ કીધો, અને તે એટલે સુધી કે તમારી બેહેન તેનાં બચ્ચાંનાં આ એતેફાક ગુમ થવાથી અને તેની કશી નસલ નહીં જણાવાથી અંતે ગમ ખાઈ મરણ પામી."

"હા, અને તુંજ મારી બેહેનનો ખુની ગણાવો જોઇએ," બેહરાંમે વલી ઉશ્કેરાઇ આવી દોલા કાઢી કહયું. "પણ વેક તારી વાત પુરી કર, કેમકે એક બીજાજ ખ્યાલથી હવે મારો જીવ ધ્રુજેછે."

"તમારી બેહેનનાં મરણથી મને છાતીમાં ઘા લાગ્યો, અને તે દીવસથી મારાં આ કરપીણપણાંનાં ભારે પાપના પસ્તાવાની સજા શીરૂ થઇ. મને લાગયું કે પાધરી રીતે નહીં તો આડકતરી રીતે પણ હું તમારી બેહેનનો ખુંનીજ હતો, કેમકે મેંજ તેણીનું કમોતનું મોહોત નીપજાવ્યું હતું. હવે મેં જાંણ્યું કે આલમફીરોઝ આગલ જઇ સઘલી હકીકત જાહેર કરૂં, અને હું ફકત તેની દયાપર મને નાંખું, પણ વલી હીણાં નસીબે સંજોગ એવો બન્યો કે જે ડોસીને હસતક મેં તે ખુશરોને સોંપ્યો હતો તે ડોસી કેઠે ખુશરો સહીત ગુમ થઇ ગઇ. તેનું ગુંમ થવાનું કારણ હું તુરત સમજી શકયો. તે ડોસી ખુશરોને કાંઈ એવા તો મા સમાન પ્યારથી ચાહતી હતી કે ખુશરોની મા પોતે તેને એટલાજ પ્યારથી ચાહી શકતે, અને તેથી હું તુરત સમજયો કે કોઈ દીવસ હું ખુશરોને તેની

સંભાલ હેઠલથી પાછો લેઇ લઉં એવો ભય કરી તે જ્યારે ખુશરો ચાર વરસનો હતો ત્યારે તેને લઇને કેઠે જતી રહી. તે ક્યાં ગઇ તે મને ખબર ન હતું, અને તેથી ખુશરોને જો હું તેના બાપને હવાલે નહીં કરી શકું તો ફાકટ મારાં પાપનો એકરાર કરીને તે હનો તે કરતાં વધુ દુઃખી ને વધતો જખમી કરવાનો તથા તેનો ગુસ્સો હરી લેવાનો મને ભય પેદા થયો,- જેથી છાતીપર એ મારાં પાપનો ભાર લઈ હું દેશો દેશ મુ-સાફરી કરવા નીકલી પડયો. મારી વાતચીત પરથી તમો સા-હેબે જોયું હશે કે તે વખતે મારી નાણાં સંબંધી હાલત સારી હતી, અને તેથી હું બાહેર દેશોમાં નીકલી જઇ શકયો. એ વાતને ૨૫ વરસ થવા આવ્યાંછે, અને હું જેટલો હતો તેથી ચાર ઘણો તવંગર થઇ પાછો ફર્યો છું. હું મુલકે મુલક ફર્યો છું, ને હું પૈસા જેટલું સુખ મેલવી આપી શકે તેટલાં ને તેવાં સુખમાં રેહતો હતો, પણ પૈસો પાપનો ભાર ધોઇ કાઢી શકતો નથી, તેથી મારાં મને મારાં સઘલાં સુખ છતાં મને બેજાર અને હેરાંન કરી નાંખ્યો છે. અંતે દીલના ડંખનું દુઃખ નહીંજ ખમાવાથી હું સીનર શેહર પાછો ફર્યો—એવી મકસદથી કે આલમફીરોઝ આગલ સઘલી હકીકત કબુલ કરી માંફી ચાહું, પણ ત્યાં જતાં જણાયું કે સીનર શેહેરથી મારાં બાહેર પડવા પછી થોડેજ માસે—એટલે પોતાની મોહરદારનાં મુવા કેડે એકજ વરસમાં આલમફીરોઝ પણ આ જેહાંનથી અસબાબ ઉઠાવી ગયો હતો. એ બીજું ખુંન હતું, અને તેનો પણ બોજ હું મારી ગરદનપર ટકેલો સમજું છું. ખુશરોનું શું થયુંછે, પેલી વીધવા મરેછે કે જીવેછે તે હું જાણતો નથી, પણ તમારી પાસે મારો એકરાર હાજર થઇ કરવામાં મારી મકસદ ફકત એટલીજ છે કે તમો મેહરબાંન તમારા ભારે વગથી તમારી વ્હાલી બેહે-નના એ ગુમ થયેલા બેટાની ભાલ મેલવો, અને જો તે મલી આવે તો મારી સઘલી દોલત તેને આપી હું ફકત મને પો-તાને તેની અને તમારી દયાપર ફેંકું"—અને હયાં તે અપરા-ધીનો સાહદ તદન ગગલી પડયો.

પણ આ સઘલા ખુલાસાથી બેહરાંમપર કેવી અસર થઇ હતી? જો અમો કહીએ કે બેહરાંમ એ ખુલાસાથી બંધાઇ ગયો–પથ્થર થઇ ગયો તો તેમાં લેશ પણ સહરાગત નથી. તેણે જોયું કે જે ખુશરોને તેણે હીણ્યો છે–તેના બેટાએ ઠોકડે ઉરાડયો છે–જે ખુશરોએ તેના હાથ નીચે નીચમાં નીચ હાલે નોકરી બજાવી છે તે કોઇજ નહીં પણ તેની બેહનનો એક બેટો છે! અને આજે–અરેરે આજે તે એક નામોશી ભરેલાં મોહતે મરવાની ટેપ માંથે રાખી એક અંધારા ગારમાં કેદ પંડેલો છે! ખુશરો તેની બેહનનો દીકરો છે એમ બેહરાંમને અનુમાન કરવાને શું કારણ મલ્યું તે તેણે પેળા શખ્સને ભાગા ટુતા સાહદે—ઉસ્કેરાયલે હાલે અને અરધી દેવાની ઢપે સમજાવ્યું પણ અમો તે વાંચનારને વધારે સારી રવેસે સમજ પડે માટે અમારાજ બોલોમાં સમજાવીશું.

એ બેહરાંમની એક જવાન અતી ખુબસુરત બેહેન નામે ખુરશેદ આલમફીરોઝ નામના એક ઉમરાવ ખાનદાનના નબીરા જોડે પરણી હતી એ સઘલું વાંચનાર પેલા અપરાધીના એકરાર ઉપરથી સમજી શકયાં હશે. આ બેહનને બેહરાંમ ખરા ભાઇને છાજતા પ્યારથી ચાહતો હતો, અને જયારે તે બેહનનાં મુવા પછી તેનો ભરથાર પણ મરવા સુતો ત્યારે બેહરાંમે પોતે તેનાં મોહતનાં બીછાંણાંપર હાજર થઈ કદીબી તેના બેટાની કશીબી ભાલ મલે તો તેને પોતાને આસરે લેવાને પાક કસમ લેઇ કોલ આપ્યો હતો. એ વાતને આજે ઘણાં વરસો ગુજરી ગયાં હતાં, અને કુદરતના કાયદા પ્રમાણે બેહરાંમના મનમાંથી ખુશરોના માત પીતાને લગતી વાત આજે લગભગ ધોવાઈ ગઇ હતી, પણ આ અપરાધીએ કરેલા એકરાર ઉપરથી બેહરાંમને બાકીનો સાર ઉભો કરતાં અડચણ પડી નહીં. પેલી ઓરત ખુશરોને લઇને નાહસી આવી તે સમરવન ખાતે આવી રહી હતી, અને વાંચનાર જો અમારી વારતાનું પેહલું પ્રકરણ ફરીને વાંચવાનો તસદી લેશે તો તેમાં ખુશરોની તેને પીછાંણ

આપતાં અમોએ જે જે લખ્યું છે તેને ઉપલી હકીકત સાથ જોડીને આખો સાર ઉભો કરતાં કાંઇ ઝાઝી અડચણ પડશે નહીં. ખુશરો નાહની ઊંમરથીજ બેહરાંમનો નોકરીમાં રહયો હતો, અને તેથી જયારે તે પેહેલો નોકરીમાં રેહેવા ગયો હતો ત્યારે બેહરાંમે તેના માત પીતાને લગતી કરેલી પરપુછના જવાબમાં તેને કેહેવામાં આવ્યું હતું કે ખુશરોનાં માતપીતા કોઇ હૈયાત હતાં નહીં પણ આ ડોસી તેની પાલક મા થઇ હતી, અને તે તેને લઇને સીનર શેહેરની પાસેનાં ગામમાંથી હયાં વસવા આવી હતી. એક વાર એક ચીજની જરાબી કળ પામવાથી તેને લગતી આખી જુસ્તેજો સેહલથી મળી આવેછે, અને તેથી બેહરાંમને સોધી કાઢતાં કશો અડચણ પડી નહીં કે આ ખુશરો કોઇજ નહીં પણ તેનો પોતાનો બેહનનો છોકરો છે!

અને હવે વાંચનાર! મામલો ફેરવાયો. ફકત એક થોડો વાર આગમચ ખુશરોને ગરદન મારવાની સજા ઉપર બેહરાંમ ને બેહરાંમનાં કુટુંબીઓએ સંતોશ જાહેર કીધો હતો, પણ તેઓએ સઘળાંઓએ જયારે જાણ્યું કે ખુશરો તેમના કુટુંબનો એક છે—તેમનાં પોતાનાંજ લોહીનો છે ત્યારે ત્યાં જે ગભરાટ પસ્તાવો અને સંતાપ થયો તે વરણવવાને કોઇ કલમની તાકાત નથી. હવે જીવ સતોસતની વાત હતી. ખુશરોને ગરદન મારવાની ટેપ અમલમાં લાવવામાં ફકત એકજ દીવસ વચમાં હતો, અને બેહરાંમે જવાંન ખુશરોને આ નામોશીનાં મોહુત ને તેનાં સઘલાં સંકટોમાંથી બચાવવો હતો. બેહરાંમને તેટલા માટે પેલા અપરાધીને સજા કરાવા કે ડપકો દેવાને આવકાશ ન હતી. તેને તુરત વેલા તો ખુશરો કયાં હતો ને કેવી હાલતમાં હતો તે વિશેનો સેહજસાહજ ખુલાસો આપી પડતો મેલ્યો, અને પછી તુરત સ્યાવક્ષને સરદાર મીનોચેહર પાસ દોડવા કહયું, "સ્યાવક્ષ," તેણે કહયું, "તું વગર વીલંબે દોડ ને સરદાર મીનોચેહરને જે માંગે તે આપીને તેના પાસ શાહપર સીફારસ મોકલાવ કે ખુશરો બેગુનાહ છે તે માટે તેને માફ કરે. હું પોતે ઠેઠ શાહની

દરબારે જાઉં છું, અને મારો વગ પોંહચાડું છું. ખુશરોને બચાવી લેવા જેવો આપણાં હીણાં નસીબે વખત હાથમાં નથી તોપણ આપણે ભુખ અને થાક વીસારી મેલી મેહનત કરીશું. તું જા અને મીનોચેહરની સીફારસ પરભાડી શાહ ઉપર મોકલાવી હયાં પાછો આવ કે અગર જો હું શાહના તરફથી માંફીનું હોકમનામું લઇને આવું તો તે તું લઇને પાછો ખુશરોને બચાવા જાય."

સ્યાવક્ષને એટલુંજ કેહવું બસ હતું. ખુશરો તરફનો તેનો વેરભાવ પસ્તાવાના આકારમાં તેની રગેરગમાં ફુટી નીકલ્યો હતો, અને તેથી પોતાના એ ભાઇ સરખા સગાને હવે બચાવા તે પવન વેગે દોડયો.

## પ્રકરણ ૪૨ મું.

### બંદીખાનું—સેવટનો મેલાપ.

એક અંધારાં, બીહાંમણાં બંદીખાનામાં કમબખ્ત ખુશરો પોતાનાં કરમને રડતો પડેલો છે. તેની ચાર દેવાલો ઘણી જાડી અને ધુલ ખાઈ ગએલી હતી અને તેનાં એક ખુણાંમાં ઉંચે એક બારી મુકેલી હતી, જેને મજબુત લોખંડી ઉભા અને આડા સલીઆઓથી બંધ કરી લીધી હતી. તેનાં બારણાં મજબુત અને ભારે હતાં, અને તે બંધ બારણાંની બાહેર પોહરો ભરતા એક પોહરેગીરનાં કવાએદ પામેલાં પગલાંનો એકસરખો પણ કાંનને કઠોર પડઘા અંદર આબાદ સમજાતો હતો.

ખુશરોએ જામાસ્પને કરેલો ઘા ધારવા કરતાં વધારે કારી નીવડયો, અને ખુશરોનો એ પેહલો શત્રુ ખુશરોનાજ હાથપર માર્યો ગયો! એક હાથપર ખુશરો જયારે બંદીખાનામાં હતે અને બીજા હાથપર તે હાકેમ બેહેરાંમનો ભાણેજ જાહેર થવાથી તેને છોડાવી લેવાની બાહેર ધરપકડ અને લાગવગની ધમાલ ચાલતી હતી, તે વેલાએ ખુશરોની ઓહારીનો પાયો નાં

ખનાર સરદાર જામાસ્પ પોતાની કરણીનો હસાબ આપવા આ જેહાંનથી અસબાબ ઉઠાવી ગયો, અને તેથી ખુશરોપર મોહોતની સજા લાગુ પાડવામાં કશો પણ વસવસો રહયો હોય તો તે દુર થઇ ગયો.—અને તોબી ખુશરો પોતે જયારે બાહેર તેને માટે હજારો દોડા દોડ થાયછે તેથી બીનવાકીફ છે ત્યારે તેને જલ્લાદને હાથનાં મોહોતની માહા નામોશીભરી સજામાંથી બચાવી લેવાને જોઇતી સંભાલોમાં જરાએ કસુર રાખવામાં આવી નથી. સ્યાવક્ષ તેના બાપનાં ફરમાંન મુજબ પોતે સરદાર મીનોચેહર પાસ આવી ગયો છે અને ખુશરોને એક ઉમરાવનું ફરજંદ—ને તેથી વધારે પોતાનો અતલગનો ખેશી જાહેર કરી ગયો છે, અને જામાસ્પનાં મોહોતથી અને સ્યાવક્ષનાં ખુશરોનો સગો નીકલી આવવાથી સરદાર મીનોચેહરપર સ્વભાવીક એટલી અસર થઇ કે તેણે ખુશરોને ગરદન મારવાનુ બાદશાહી ફરમાંન બને એટલું ધીલમાં નાંખવાનું સ્યાવક્ષને વચન આપ્યુંછે. સ્યાવક્ષ એ વચન લઇ તુરત પોતાના બાપનાં મકાંનમાં પાછો દોડયોછે, કેમકે વાંચનારને યાદ હશે કે તેમ કરવાનું તેને તેના બાપનું ફરમાંન છે, એવી મકસદથી કે તે જે માંફી ખત શાહની તરફથી મેલવી લઇ આવે તે સ્યાવક્ષ પાછો તુરત છાવણીમાં લાવી ગરદન મારવાનો ટેંપનો સમો આવી લાગે તે પેહલાં પુગાડે—જે કામને માટે બેહરાંમ પોતે તુરતની મુસાફરીની થાકથી અને બુઢાપાની નાકૌવતીથી પોતાને નાલાયક સમજતો હતો.

અને હવે ખુશરોની તેનાં બંદીખાનાંના ગારમાં આપણે મુલાકાત લઇયે છીએ. અમોએ કહયુ કે તે પોતાનાં કરમને રડતો પડેલો છે, અને પસ્તાવાના ત્રાસથી તેનું દીલ ખવાઇ જાય છે. તે જાણે છે કે તે આ દુન્યાંમાં ફકત એકજ દીવસનો પહેરોણો છે-કેમકે તેને ગરદન મારવાનો દીવસ આવતી કાલનો છે, અને તેથી માથે ગુમતાં એ મોહતની સજાએ તેને તેના બેહારીના ખાબમાંથી હવે પુરતો બેદાર બનાવી મેલ્યો છે.

તે મરવા ભાગી બીહીતો નથી—જો તે એક પ્યારભર ભરથાર અને માયાવંત બાપ આગલ હતો તેવોજ આજબી હોત તો તે આજે વધતાં સુખથી મરતે, પણ આજે તેમ નથી. તેણે પોતાની ફીરેસ્તાઇ નાર અને ગુલાબ સરીખાં બચ્ચાં સાથે હેવાંનીયત–શએતાનીયત ચાલ ચલાવેલી છે,—છેલ્લો તે તેઓથી જુદો પડયો ત્યારે તેમને ધોકડે મારીને તે આવેલો છે—અને એ યાદોના જખમોનું જેહેર ખુશરોની રગેરગમાં પંથરાઇ તેને હવણાં બાહવરો દવાંનો બનાવી મેલે છે. પરીચેહરના પારવનાના સદગુણો–તે સુંદરીની ખરી મોહબત, ખાલેસી અને અખંડ પ્યારનો તેણે કેવાં કરપીણપણે–કેવાં ચંડાલપણે અનાદર કીધો છે–જુગાર અને શરાબના લેઆનતી લખની મોજમાં પોતાનાં એ બે વ્હાલાંઓને તેણે કેવાં લુટયાં છે—કેવાં હેરાંન•કીધાં છે–તેમનાપર ભુખમરાનો વટીક કેવો સેતમ વરસવા દીધો છે એ સઘલા ખ્યાલો—એ સઘલી યાદો મરતે દહાડે ખુશરોને દુઃખથી દવાંનો બનાવી નાંખવાને બસ કરતાંબી વધારે છે.

અને ખુશરો રડે છે: તેની એ ચાલની યાદનો પસ્તાવો બલતાં–કરડાં આંસુઓ રૂપે તેની આંખ માર્ગે રસ્તો પામે છે. તેનો અવતાર હાડમાર અને હેરાંન દેખાવનો તો હંમેશનો હતો, પણ હવણાં તેનો હાલ નાસીપાશીની આગથી તવાઇને એવો નાતવાન અને એવો બોહાર થયો હતો કે તે તેની આગલી હાલતનો એક ઓલો માતર હતો, અને તેનો દેખાવ ગમે એવા કરપીણ છાતીના આદમીની આંખમાં દયાનાં આંસુ લાવ્યાવના રેહે નહીં એમ હતું. એક–ફકત એકજ પલમાં એક હજાર દુઃખભરી યાદો વીજલીની ઝડપથી તેનાં ભેજાંમાંથી પસાર થઇ જતી, અને પોતા પુઠે તે યાદથી થતાં દુઃખના દશ હજાર ડાહામો તે ભેજાં ઉપર રેહેવા દઇ જતી હતી. તે પરીચેહરને કે એરચને આજવેર મલ્યો ન હતો, કેમકે એક ખુંનના વાંકમાં સપડાએલા ગુનેહગારને સેવટના દીવસ સુધી તેનાં વ્હાલાંઓથી પણ તે વખતે જુદો અને બંધ રાખવાનો નાતરસ ચાલ હતો,

અને આજે તે સેવટનો દહાડો હોવાથી તે બે કમનસીબ વ્હાલાંઓને મલવાનો દીવસ આજનો અને એકજ હતો.

ખુશરો આ કંગાલ ધામમાં પોતાનાં કરમને રડતો પડેલો છે—તેટલાં તેનાં બંદીખાનાના ગારનાં મોટાં બારણાંના બાહેરના અલડરાપો ખખડ્યા. કુંચીના ઝુમખાનો અવાજ—અલડરાપોનું ખીસવું અને સેવટે બારણાંનું ઉઘડવું,—કે જ્યારે પરીચેહર અને એરચ બારણાંમાંથી અંદર ધસી આવ્યાં. તેમની પુઠે તે બારણું પાછું બંધ થયું, પણ બાહેરથી તે બારણું બંધ થતાં અંદર જે છાતી ફાડનાર કરૂણારસ દેખાવ થતો હતો તે તેના ખરા આકારમાં વીસતારી લખવાની કોઇ કલમમાં તાકાત નથી. ખુશરો પરીચેહર અને એરચ ત્યાં એકઠાં મલ્યાં છે–ઘણુંએ એકઠાં મલ્યાં છે—અને સેવટને વાસ્તે—એક થોડોજ વખત–ફકત એકજ કલાક એકઠાં મલ્યાં છે. એક કલાક! એ વગર દયાના એક પલ જેવા પવન વેગે પસાર થતા એક કલાકમાં એ ત્રણ કમનસીબો શું મલી શકશે? અને તોપણ કાયદો તેમને એક કલાકથી વધુ વખત ફાજલ પાડી શકતો ના હતો!

ખુશરો દુઃખનાં દચકાંથી ઉભાતી છાતી અને સંતાપના આંકરાંથી વલખાઇ મરતાં તન બદન સાથ પોતાની મોહુરદારને અને બેટાને બાઝી રડવા લાગ્યો, કે જ્યારે પરીચેહર તેનાં પાસાંમાં ગુડણપર પડી તેનો હાથ પોતાના હાથમાં લઇ આંખમાં ચાંપી આંસુની રેલ ચલાવતી હતી, અને એરચ પોતાના બાપપર શું-વીટવાનું છે તેની નીર્દોશ બીનમાહીતગારી વચ્ચે પોતાના મા-બાપને રડતાં જોઇ તેમનાં દુઃખનો પડઘા મારતો હતો. ઓ તે દુઃખનું ચિત્ર!–તે ચીત્ર કે જેમાં એક પસ્તાવાના ડંખથી બેજારી પામેલો ભરથાર, હાડમારીના દુઃખથી આજેજ થએલી નાર અને દુઃખથી બેખબર તોબી દુઃખના વમલમાં ફસી પડેલું એક કમનસીબ બાલ સાથે મલી સેવટની મુલાકાતનો માતમ ભરેલો વિલાપ કરતાં હતાં!

એ પછી અંતે ઉસ્કેરાયલાં દીલો સેહજ સાહજ શાંત

થયાં કે ખુશરોએ ખેંચાતી જબાંને પોતાની પાકજાદ નારથી હાથ જોડી માંફી ચાહી. "પરીચેહર," તેણે કહ્યું, "મારો દેખીતી આંખનો અંધાપો હવે દુર થયો છે, ને તેથી તે મારી આંધલી અપંગ હાલતમાં તું વ્હાલી દીલબરના હજારો ગુણો જે હું નહીં જોઇ ને નહીં પીછાંણી શકતો હતો તે બેવડાં અને ચોવડાં બલથી આજે હું જોઇ અને પીછાંણી શકું છું, તો મને કેહે કે તું મને મારી સઘલી બદચાલ—મારા સઘલા સેબમો માંફ કરશે?"

માંફ કરશે? પરીચેહરે જે સંકટો ખુશરોને હાથે વેઠયાં હતાં તેથી કહીને દશ હજાર ઘણાં વધારે તે સંકટો હતે તોપણ તેને માટે આ છેવટની ઘડીએ પરીચેહર ખુશરોને એક ઠપકાનો સુખન—એક ગેરમેહેરબાંનીનો હરફ નહીં સંભલાવતે એવી એક અમલા તરીકે આપણે તેણીને પીછાંણી ચુકયાં છીએ તો ખુશરોને તે નહીં માંફ કરશે એ માંનવામાંજ ગુનાહ ભરેલો ગેરઇનસાફ સમાયો કેહવાશે. તેણીએ મીનતજારીથી કરગરીને ખુશરો પાસ માંગી લીધું કે તેણે તેને માટે મનમાં કશોબી બલાપો લાવવો નહીં, અને તોબી ખુશરોએ તેને કેવી રીતનો તેનો પસ્તાવો હતો તેની ફરીફરીને અતી ઓઝરખાહીથી સાહદતો આપી. એ પછી ખુશરોએ પરીચેહર પાસ એક વચન લીધો. "પરીચેહર," તેણે કહ્યું, "તારી મોહબત ભરી માંફીથી હવે હું ઘણાં સુખથી મરશ, અને તોબી મરતી વખતે તમો બે વ્હાલાંઓને પુઠે નિરાશ્રીત હાલતમાં મેલી જવાનું મને ભારે દુઃખ થાય છે. મને સમજ નથી પડતું કે તમો બે કમનસીબ વ્હાલાંઓ કોણને આધારે જીવશો, અને તોબી મારે એટલુંજ માંગી લેવું છે કે મારી પુઠે તું તારા જીવને અકારો કરતી ના. આ આપણા એકના એક બેટાને ખાતર—એ નિર્દોશ નાવારેશ બચ્ચાંને ખાતર તું જીવજે, અને એને અછી તરબીઅતમાં ઉછેરજે, અને પરીચેહર એને જે સબકો આપે તેમાં મુખ્ય મોટો પેહેલો સબક જુગાર અને શરાબના નાશકારક ચડસ તરફ

ધીક્કારની નજરે જોવાનો આપજે. એ બે દવોએ મરતે દહાડે મને તું જેવી અસરાફ અબલાપર હુમલો કરનાર હીચકારો બનાવ્યોછે એટલુંજ નહીં, પણ હું ખુંની પણ થયોછું, અને તેથી મારી આખી જીંદગી રદ અને ધુલ મેલવી હું એક સીહા અને ધીક્કાર પામેલાં મોહને માર્યો જાઉં છું."

ખુશરો દચકાંથી ગુંગલાતા સાહદે ઉપલું બોલી રહયો, અને ચુપ રહયો. પરીચેહરે તેને તેવીજ રીતે વચન આપ્યુ કે ફકત તેનાં વ્હાલાં બચ્ચાંને ખાતર તે તેનાં મોહત પછી પોતાની જીંદગીના અતી ધીલા પડેલા દોરા સાથે લટકી રેહેવાને કોશેશ કરશે.—અને સેવટે તે ઘડી આવી કે જયારે અકેકથી સદા સુધી જુદાં થવાના જુલમાતને દરેકને આધીન થવાનું હતું. તે કમબખ્ત—ને હીણી ઘડી આવી, અને પેલુંજ બારણું ગોયા આ જુદાઇના ગમખાર વીલાપમાં આમેજ થતું હોય તેમ પોતાનાં મીજાગરાંપર ચીચવાઈને ગમખાર ગુંગલાતનો અવાજ કરતું પાછું ઉઘડ્યું, અને—અને પરીચેહરને અને એરચને તે દુઃખી ભરથાર અને કમનસીબ બાપના પાસાંમાંથી જબરીથી—જુલમાતથી ખેંચી કાઢવામાં આવ્યાં, કે જ્યારે ખુશરો તે ચાર દેવાલોના બંધીયાર ગારમાં તે વ્હાલાંઓને સદા સુધી ખોહી દેવાના ખ્યાલથી બેસુધ્ધ થઈ પડયો!



## પ્રકરણ ૪૩ મું.

* * *

ઉપલા પ્રકરણમાં વર્ણવેલા બનાવો જે દીવસે બન્યા તે દીવસ વહી ગયો, અને બીજે દીવસની બામદાદ શરૂ થઇ. રાતના સીહા અંધકારને ફાડીને દીવસની રોશનીએ આખી જગતને પોતાનાં તેજસ્વી નુરથી નુરાંની બનાવી, અને પોતાના આસમાની તખ્તમાં સવાર થઈ આફતાબે પોતાની દબદબા ભરી મુસાફરી ધીમે કદમે શરૂ કરી. તે બામદાદ—કે જયારે તે કીરતારના પેદા કરેલા કાંઇક સેંહેકડો જીવો હજારો આશાથી હસતા ઉઠયા

હશે, અને તેનાજ પેદા કરેલા બીજા તેટલાજ જીવો તુટેલે અને ઝખમાએલે દીલે કાંઇક દલદેશરી માટે કે સંતાપ માટે જાગતા થયા હશે. તે બામદાદ કે જેમાં દુઃખ અને સુખ, ખુશી અને ગમી, નોબત અને માહેતમના તરેહવાર અવાજો તે કીરતારનાં કરેલાં પ્રાંણીઓ માટે ભાગે પડતા ભાગ્ય પ્રમાણે આમેજ થએલાં હશે, અને એવી એક બામદાદે ખુશરો જે શેહેરમાં પોતાની જીંદગીની છેલ્લી સહવાર જોવા પામતો હતો તે શેહેરની બીજે નાકેની સરહદ ઉપરની એક નદી કાંઠથી કોઇ એક જવાંન ધીમે કદમે ઘોડા ઉપર સવાર થઈ ફરતો જતો હતો. આ જવાનનાં રૂપાલાં મોં ઉપર ખુશી પ્રકાશી રહી હતી, કેમકે આજનો દીવસ તેના બાબમાં ભાગ્યશાલી તરીકે નોંધાયો હતો. આજે તે એક સદગુણી સુંદરી જેને તે વરસોથી પાક પ્યારે ચાહતો હતો તેને પોતાની મોહરદાર બનાવનાર છે, અને તેથી પોતાના ખુશહાલ જીવની અધીરતા વચ્ચે કુદરતના રમણ્ય દેખાવથી લગાર રાહત પામવા તે સહવારે સકારે ઉઠી પોતાનાં અમીરી જાનવરની પીઠ ઉપર સેહેલગાહે ઉતર્યો છે. તેનું નામ નરીમાન છે, અને તેને હમણા જયાંથી આપણે ધીમે કદમે ઘોડો કુદાવતો જતો જોઈએ છીએ ત્યાંથી ફકત તેનું ઘર એક ૩૦૦ કદમ દુર તે મુકી આવ્યો છે. તે ખુશ વિચારમાં કુદરતનો ખુશનુમા બાહાર જોતો જતો હતો તેટલાં પાસે હેઠાંણમાં જે નદી વેહતી હતી ત્યાં કોઇ આદમી લોહી લુહાંણ હાલે પડેલું હોય એવું તેને જણાયું. નરીમાન દીલનો દયાલું હતો. તે તુરત ઘોડા ઉપરથી ઉતરી પડયો, અને પોતાનાં તે તેજી જનાવરને પાસેનાં એક ઝાડ સાથ બાંધી તે જમીનના ઢેલાવ પરથી નદી તરફ નીચે ઉતર્યો. ત્યાં જઇ જોતાં નરીમાન કમકમાટથી પાછલ હઠી ગયો. કોઈ અતીશે કદરૂપો અને બીહામણા દેખાવનો પુરૂશ મરતેલ હાલતમાં ત્યાં પડેલો હતો. તે હજી મરી ગયો ન હતો, અને તોપણ ઘણા કલાકોથી તે તેવા હાલે ત્યાં પડી રહયો

હોય એવું જણાતું હતું, કેમકે તેની આસપાસ પુશકલ લોહી ગએલું હતું.

નરીમાન તેના આગલ વાંકો વલ્યો, અને તેને શું થયું હતું તે પુછ્યું. તે શખ્સથી કશું બોલી શકાતું ન હતું, અને તેથી નરીમાન તુરત ત્યાંથી પાછો વલ્યો અને મારતે ઘોડે પોતાના મકાનમાં જઇ પોતાનાં નોકરોની મદદથી તેને પોતાનાં મકાંનની બાહેર બાગબાનને માટે જે એક નાહનું ઘર હતું તેમાં લઇ આવ્યો. ત્યાં તે માણુસની માવજત કરવામાં આવી, અને જોકે તેનું રૂપ એવું કમકમાત પેદા કરનારૂં હતું કે તે દખાવે કોઇ બદકાર દેવ સરીખો જણાતો હતો તોપણ નરીમાનની ઉદાર ચાલનો દાખલો પકડી તેના નોકરોએ તેને આરામ આપવાને દરેક ઉપાય કીધા. એ રીતે જયારે તે માણુસની માવજત થતી હતી, અને જયારે તે બેભાંનીમાં પડેલો હતો ત્યારે તેના ચોડડે હાલ બદનનાં ગજવાંમાંથી એક ચીકાર ભરેલી નાણાંની કોથલી અને એક કાગલ સરી પડયું. આ કાગલ ઉપર બાદશાહી મોહર હતી તેથી નરીમાનનું ધ્યાંન તે ઉપર તુરત ખેંચાયું. તે એક સરકારી દસ્તાવેજ હતો અને તેનું સીલ તોડેલું હતું, એટલે નરીમાને તે ઉખેડી વાંચ્યું. તે બાદશાહની સહી સાખ સાથનો ખુશરોનો માંફી પત્ર હતો!

પેલી ચીકાર ભરેલી થેલી ને આ માંફી પત્રથી પેલો પુરૂશ કોણ હતો તે અટકલે સમજી શકાયું. તે કોઇ રાહમાર લુટારો હશે, ને તેણે આ માંફી પત્ર જે શખ્સ લઈ જતો હશે તેને લુટયો બલકે મારી નાંખ્યો હશે એવું જણાતું હતું. પણ એ સઘલાંપર તરક કરવા જેવો હવણાં વખત ન હતો. પેલો શખ્સ કોઇ ગુનેહગાર હતો એટલું તો દીસતુંજ હતું પણ હવે તો તેને મદારતથી બને તો મરતો બચાવી ધારાના હાથમાં સોંપવાનું વધારે જરૂરનું હતું, પણ તેથીબી વધારે જરૂરનું પેલા માંફી પત્ર ઉપર ઊતાવલું ધ્યાંન પુગાડવાનું હતું. નરીમા-

નને ખબર હતી કે ખુશરો નામના કોઇક સિપાહને પોતાના સરદારનું અજાણપણે ખુન કરવા સારૂં તે રોજે તે શેહેરમાં ગરદન મારવામાં આવનાર હતો, અને તેના તે વાંકમાંથી મોકલો કરનાર આ જો માંફી પત્ર હતું તો તે એકદમ તેની છાવણીમાં પુગાડવાની કેટલી જરૂર હતી! પણ વખતજ કયાં હતો? ખુશરોને તે સહવારે આઠ કલાકે ગરદન મારવામાં આવનાર હતો અને હવાણાં લગભગ સાત કલાક થવા આવ્યા હતા! વલી નરીમાનનાં ઘરથી ખુશરોની છાવણી તરફ પોંહોંચી જવાને લગભગ દોઢ કલાક લાગે એટલો અંતર હતો પણ એટલો વખત કયાં હતો? તોપણ નરીમાન થોભ્યો નહીં. તેણે જોયું કે ખુશરો બેગુનાહ હશે ને તેથીજ આ સેવટની ઘડી એ તેનાં લાગતાં વલગતાં આ માંફી પત્ર મેલવી શકયાં હશે, તો એક બેગુનાહ માણસ નાહક માર્યો જાય એ ખ્યાલ તે તામોમ કરી શકયો નહીં. તેણે પોતાનો એક સૌથી તેજ ઘોડો તયાર કરાવ્યો, અને પેલા ગુનેહગારપર ચોકસ નજર રાખવાનું પોતાનાં ઘરનાં આસામીઓને સોંપી તે પવનવેગે ઘોડો મારી ખુશરોની છાવણી તરફ નીકલી ગયો. શું તે વેલાસર પોંહોંચશે!

* * * *

* * *

ખુશરોની છાવણીને લગતાં એક મોટાં ચોગાંનમાં કલાક આઠને સુમારે લોકોની એક ગંજાવર ઠઠ ભેગી થઇ હતી. એ ઠઠની અંદરના ભાગમાં સઘલા સિપાઇઓ અને સરદારો એકઠા મલ્યા હતા, અને ત્યાં વચ્ચોવચમાં કમનસીબ ખુશરોને ઉભો કીધો હતો. સરદાર મીનોચેહરે સ્પાવક્ષ તરફથી આવનાર માંફી પત્રની વકીમાં ગરદન મારવાનો વખત ખાખસુસ મોડો કીધો હતો, પણ જયારે તે નહીજ આવી પુગ્યું ત્યારે વડી સરકારનો હોકમ અમલમાં લાવવાની તેણે જરૂર જોઇ હતી. ખુશરોને મરવા પેહેલાં જો કાંઇ કેહેવું હોય

તો બોલવાની રજા મેલવામાં આવી હતી, અને ખુશરો પોતાની આ છેલ્લી ઘડીએ ઘણો સાવધ અને શાંત થયો હતો, એટલે તેણે મજબુત પણ ધીમા સાહદ નીચલા સુખનો પોતાના સોબતીઓને કહી સંભલાવ્યા.

"સરદારો અને સિપાહો," તેણે કહયું, "તમારી સનમુખ તમો એક એવા કમબખ્ત આસામીને ઉભેલો જુઓ છો કે જેનો આખો ભવ હાદેસા અને સંતાપ તથા સકટોથી ભરપુર પસાર થયો છે. જેને આ ઘડીએ મોહોત સામું ઉભું રહી તકતક તાંકે છે, અને જે એક થોડીજ પલમાં તમારા પગ પાસે એક મુડદું થઇ પડનાર છે. દોસ્તો, હું મરવા ભાગી બીહીતો નથી. મોડે યા વેહેલે મરવું તો સૌને છે તોપણ મરતી વખતે જે મને સંતાપે છે અને દુઃખી કરે છે તે મારી પુઠે બે નીરદોશ વ્હાલાંઓને લાચાર હાલે છોડી જવાનો સંતાપજનક ખ્યાલ છે. ભાઇઓ હું મરતે દહાડે જેવો અને જે છું તેવો અને તે પેહેલાંથીજ હતો નહીં. મને તેવો અને તે મારા શત્રુઓએ બનાવ્યો છે. વગર સતામણીએ મારા શત્રુઓ ઘણા હતા—કોઇને કદી વાંકો સુખન ન કહેવા છતાં ઘણાક સંગદીલો હું ગરીબને દુઃખી કરવા સદાના તાંપેલા હતા. તે ગજબનાક જુલમાંતોનું બ્યાન કરૂં તો—પણ ભાઇઓ મરતી વેલાએ હું તેમને માફ કરૂં છું. મને હેરાન કરનાર શત્રઓ માંહેલો એક તો હું આગમચનો તે પાક કીરતારની દરગાહમાં પોંહોંચી ગયો છે, અને બીજાઓને પણ આખરે ત્યાંજ આવવું છે તો હું તે સંધાઓને માફ કરૂં છું."

ખુશરો હયાં થોભ્યો, અને તે વખતે એક એવી જાતની ગંભીર અને ભયભીત ચુપકીદી ત્યાં જમાવ થએલાં લોકોમાં પંથરાએલી હતી કે ગોયા સર્વેએ દમ લેવાનું પણ થોડીક પલ સુધી બંધ કરી નાંખ્યું હતું. તે ઠઠમાં સેંહેંકડો આંખો આંસુથી ભીંજાયલી હતી, અને ઘણાંકોના દયાનાં દચકાંનો સાદ પ્રગટ સમજાતો હતો.

"ભાઇઓ," ખુશરોએ જરાવાર થોભી પાછું ચલાવ્યું, "હું મરંછું પણ મરતી વખતે એકજ દુ:ખની આગથી બલું છું. મેં કદી કોઇને અજાબ આપેલો નથી, કદી કોઇનું દીલ દુ:ખવ્યું નથી પણ શરાબ અને જુગારના લેઆનતી લખથી ઓહાર થઇ મેં એક મારી પાકજાદ નાર અને ગુલ બદન બેટાનો ભવ ઉંઘો મારેલો છે. એ લખના પાસામાં પડયો રહી હું દખોતી આંખે અંધાપો પામ્યો, અને તેથી ઓરત 'અવતારે એક ફીરેસ્તો આ જેહાંનમાં મારી રાહનુમાઇ ખાતર ઉતરી આવ્યો હતો તેની સઘલી ભલાઇ અને સઘલી મોહબતનો અનાદર કરી તેના તરફ મેં માહા ધીક્કારવા જોગ ચાલ ચલાવી છે. એ માટે મારી મરતી વખતની ભારે તોબા સાથની અરજ છે કે જેઓ એ પાપના પેસામાં ફસેલા હોય તેઓએ તુરત એ બદીથી હાથ ઉઠાવવો, કેમકે એ બદી આયંદ ઓહાર અને ઓહાર કર્યા વના કદી તેના ભોગને મુકતી નથી."

ખુશરોનું બોલવું હયાં પુરૂં થયું. એ પછી તેણે એક ટુંક બંદગી કીધી, જેમાં તેણે પોતાનાં પાપની તોજેશ કરી સેવટની ઘડીએ એટલીજ દુવા ગુજારી કે તેનાં મુવા બાદ ખુદા તેનાં બે નિરાશ્રીત વ્હાલાંઓ માટે કોઇ દાદખાં વાલી ઉભો કરે, અને તેમને તેની સાહયતા અને સંભાલ હેઠલ સોંપે, અને પછી તે જલ્લાદનાં ઘાટકીપણાંનો ભોગ થઇ પડયો. એકજ દુ:ખનું મગટ છેલ્લું દચકું—અને ખુશરોનો જાંન સદા સુધીનો તેમી દેહનાં બોખાંને આ જેહાંન પડતું મેલી પેલી જેહાંન ઉડી ગયો! તેના શત્રુઓની બુરાઇનો આ કમનસીબ ભોગ—કદુવા સાથ અવતાર પામેલો આ બદબખ્ત મર્દ હજારો હાંદસાઓ—હજારો વીપતો ખમી—તે કોણ કુલદાર માબાપનું બચ્ચું હતું તે જાંણવા વગર—પોતાની ખરી હાલતનું કશુંબી સુખ જોયા વગર નીર્દોશ બેખબરાઇમાં પોતાની પુઠે બે પોતાનાં કમનસીબ વ્હાલાંઓને રડતાં રવડતાં મુકી પેલી જેહાંન અંતે અસબાબ ઉઠાવી ગયો!

## સેવટ.

હજીતો ખુશરોનું છેલ્લું દચકું તેની છાતીમાંથી બાહેર પડી મરણ પાંમી ચુક્યું નહીં તેટલાં દુરથી પવનવેગે દોડતા આવતા એક ઘોડેસવાર ઉપ સૈનું ધ્યાંન ખેંચાયું. તે ઘોડેસવાર દવાંનો બની ગયો હોય અને દોડાવીને પોતાનાં તે માંણીનો પ્રાંણ લઈ મેલવા માંગતો હોય તેમ યાહોમ આંખ વીચીને મારતે ઘોડે આવતો હતો, અને જે પ્રાંણીની પીઠ ઉપર તે સવાર થયો હતો તે અસીલ પ્રાંણી પણ તેની જીંદગીમાં પેહેલોજ વાર તેને કાંઈ પણ પુણના કામ સારૂં જાંન નાંખી દોડવું છે એવું કાંઇ સમજી ગયું હોય તેમ ગોયા પોતાના સવારને લઈ નાહાસતું આવતું જણાતું હતું. તે ઘોડાની હાંફનો ઘાંટાતી અવાજ છેક દુરથી સંભલાતો હતો, અને લોકોએ ગભરાત અચરતી અને હજારો શકથી ખસી જઇ તેને જગ્યા આપતાં તે ખુશરોને જયાં મારી નાંખ્યો હતો ત્યાં આવી અટક્યો ત્યારે સૌએ જોયું કે તે ઘોડો અને તેનો સવાર એકસરખા હાંફતા થાકતા અને પાંણી પાંણી થઇ ગએલા હતા—જે સઘલું બતાવાને બસ હતું કે તેઓ અતી દુરની મંજલેથી આવ્યા હતા એટલુંજ નહીં પણ અતી ઉતાવલી અગત ધરાવનાર મકસદથી આવ્યા હતા. અને ખરેખર તેમજ હતું. વાંચનારને કેહવું પડશે કે નહીં કે આ સવાર કોઇજ નહીં પણ ખુશરોનું માંફી પત્ર લઈ આવનાર ભલો નરીમાન હતો. તે કેટલી લાંબી મુસાફરી કેવી ઝડપથી કરી આવ્યો, અને તોબી ખુશરોનાં કમનસીબે તેને યારી આપી નહી, કેમકે પોતાના હાંફતા ઘોડાને જ [illegible] થોભાવી ખુશરોનાં તાજાં તરફતાં મુડદાં આગલ કુદી પડતાંજ તેણે હાથમાં તૈયાર પકડેલું માંફી પતર ખુશરોના પાસામાં—ધુ ર્આ નીરાશીથી પટક્યું, અને "અફસોસ અંતે મોડું થયું" એટલાજ બોલો બોલી તે હાંફતો ખુશરોનાં મુડદાં પાસ પોતે પણ ફસડાઈ પડયો !

સરદાર મીનોચેહર અને બીજાઓ નરીમાનની આસપાસ

ભેગા મળ્યા, અને તેના હાથમાં (તે એક ત્રાહીત હોવે) શાહનું માંફી પત્ર કેમ આવ્યું તે વિશે સવાલો કરવા પડયા, પણ નરીમાન તેમના સવાલોનો જવાબ આપે તે પેહલાં સૌનું ધ્યાંન તેથી વધારે અગતના અને વલી એક નવા ભયભીત બનાવ પર ખેંચાયું.

કેટલાક ખેડુનો સામેથી એક કરકટી બાંધે મારી લાવતા હતા, અને તે કરકતીપર દેખઇતી રીતે કોઇનું મુડદું હતું. તે ઓધાડેલું હતું અને જે ચોગાંન આજે સઘલા દુ:ખ ભરેલા બનાવોનું કંગાલ ધામ થઇ પડયું હતું ત્યાં લાવી તે ઉતારતાં અને પેલું કપડું ખસાડતાં દરેક સરદાર અને સિપાઇઓએ તેને સ્યાવક્ષનાં મુડદાં તરીકે માહા ગભરાત અને ભારે કમકમાટ વચ્ચે પીછાંણી કાઢયું!

ખેડુતોની હકીકતપરથી માલમ પડયું કે તેઓ કામે જતા હતા તેવામાં તેમની નજરે તે શેહેરની પેલી સરહદને નાંકેનાં એક ખેતરમાં એ મુડદું પડયું, અને તેનો પોશાક લશકરી હતો એટલે તેઓએ એક કરકટી બનાવી તેને હયાં તુલક પોંહોંચાડવાને એક પાક ફરજ વિચારી હતી.

અને એ રીતે ખુશરોનો એ એક બીજો કટટો હરીફ તો શત્રુ તે તેના ભોગનાજ પાસામાં આવી પડયો! સ્યાવક્ષનો દેખાવ ખરી દયા પેદા કરનાર હતો. તે લુટાયલો હતો. તેનાં ગજવાં ખાલી અને ફાટી ગએલાં હતાં. તેનાં મ્યાંનમાંથી તેની તલવાર જતી રેહેલી હતી, અને તેને આખાં બદન તેમજ મોં ઉપર ભયંકાર જખમો હતા—સઘલું બતાવી આપવાને બસ હતું કે તેને કોઇએ લુટીને તેનું ખુંન કીધું હતું.

હવે અટકલનો પણ ખરો ખુલાસો દેખીતો અને સેહેલ હતો. સ્યાવક્ષ તેના બાપ પાસથી માંફી પત્ર લેઇ સમરવન તરફથી નીકળ્યો હશે, પણ નરીમાનનાં ઘેરમાં જે શખ્સ મરવા પડેલો હતો તેજ શખ્સે તેને લુટયો અને મારી નાંખ્યો હશે, જેથી માંફી પત્ર વેલાસર નહીં મલી આવી શકવે ખુશરો મોહોતને આધીન થયો હતો.

પણ હજી આ દુ:ખનો દેખાવ આ મેદાનમાં તમામ થયો ન હતો. હજી ઉપલા ખુલાસા અરસ પરસ અપાઈ રેહે તે પેહેલાં નરીમાન પેઠેજ અતી ઉતાવલમાં એક બીજો ઘોડે સવાર તે ચોગાનમાં ધસ્યો આવતો હતો, અને તે કોઇજ નહીં પણ હાકેમ બેહરાંમ હતો!

સ્યાવક્ષ પેલા લુટારૂસે લડતાં ઘોડાપરથી તુટી પડયો હશે ને ઘોડો ત્યાંથી નાહસી ગયો હશે. આ ઘોડો સ્યાવક્ષના બાપનો હતો, અને તે જનાવર જયારે એકલું પડયું ત્યારે ગભરાટનું મારેલું કેટલાક ઘા સાથે સવાર વગર પાછું પોતાને તબેલે (સમરવન) જઇ થોભ્યું, જયાં તેના દેખાવે ઘણો ગભરાત પેદા કીધો, ને પોતાના દીકરાનું શું થયું તથા ખુશરોનું શું થયું તે વિશે હજારો ધાસ્તી અને શંકાઓથી ધુજતાં બેહરાંમ પોતે આ છાવણી તરફ મારતે ઘોડે આવ્યો હતો.

તેણે આવતાંને વાર ખુશરો અને સ્યાવક્ષનાં મુડદાં પાસે પાસે પડેલાં જોયાં, અને તેણે કપાલ કુટી એક અસહય દુ:ખની સરદ હાય મારી. "ઓ ખુદા, ઓ ખુદા," તે તેમના મુડદાં પાસ પટકાતાં બોલ્યો, "મારી તકોબરીને ખાતર આ બુઢાપામાં તુંએ વરસાવેલો સેતમ બેવડો કારી ને ભારી છે."

હયાં આપણે બેહરાંમને તુરત વેલા તેના "બે ગુલાબ સરખા બેટાઓ" નાં મોહત ઉપર માહેતમ કરતો પડતો મેલીશું, અને સ્યાવક્ષનું ખુંન કોણે કીધું અને કેમ કીધું તે વીગત (જે પાછલથી પેલા ખુંનીએ નરીમાનનાં ઘેરમાં મરતી વખતની છેલ્લી હોસ્યારીમાં સઘલી કબુલી તે અમારા બોલોમાં) અતરે ઉતારીશું :—

પ્રથમ તો નરીમાનનાં ઘેરમાં જે કદરૂપો કદરબીહાંમણો પુરૂશ મરવા પડેલો છે તે કોઇજ નહીં પણ સમરવન ગામડાંનો ખુશરોનો લોભી શત્રુ લુકમાન હકીમ છે એમ જો અમો કહીશું તો અમો ધાર્યે છીએ જે અમારાં વાંચનારાં અચરત થશે નહીં,—અને ખરેખર તે લુકમાનજ હતો.

તે બેહરાંમની ખુશામતથી ટપાલખાતાંનો વડો થયો, અને લોકોના કાગલો ફાડી વાંચવા લાગ્યો, જે હકીકત ખુશરોએ તેના તરફના ખારમાં બેહરાંમને ઉઘાડી કરી આપી, અને બેહરાંમના પોતાનાજ એવા વાંકમાં તે સપડાયલો હોવાથી બેહરાંમે તેના ઉપર કફા થઇ તેને કેદ કરાવ્યો, જયાં ખુશરોનું એક કાગલ મેલવી તે બચી નાહઠો અને ખુશરોની ખરાબી અને પાયા-માલી કરી મેલવાના કસમ લેઇ તેણે પરીચેહરપર એક કરપીણ કાગલ લખ્યો ત્યાં આપણે એને છેલ્લો છોડી આવ્યાં છીએ, અને ત્યાંથી અમારી વારતાના સફાઓમાં લુકમાન હકીમનું નામ અત્યારવેર નાબુદ થઇ ગયું હતું, એટલે તે કાગલ લ-ખવા પછી તે કયાં ગયો અને તેણે શું શું કીધું તે આપણે તપાસીએ અને જોઇએ.

બંદીખાનામાંથી છુટવા પછી તેણે બે વાતના કસમ લીધા. લુકમાન કેવો નીચ ખારીલો આદમી હતો તે વાંચનારે સારી રવેસે જોઇ લીધું છે, અને તેથી તેણે બે આસામીઓને પોતાના શત્રુઓ તરીકે ચુંટી કાઢી તેઓપર પોતાનું વેર ખાલી કરવાનો ઠેરાવ કીધો. તેમાં એક પેહેલો શત્રુ ખુશરો હતો, અને બીજો હાકેમ બેહરાંમ હતો. તેને બંદીખાનામાં નખાવનાર બેહરાંમ હતો, અને તેથી તેની એ સઘલી વીપત ને ખરાબીનું મુલ એ હાકેમજ હતો, એટલે તેણે તેનુંબી નામ પોતાના વેરસી મુદઇઓની ટીપમાં આમેજ કીધું.

પણ હવે એ બે મુદઇઓની ઉપર પોતાનું વેર કેમ વાલવું? તે જો પોતાનાં ખરાં રૂપમાં બાહેર ફરે તો તે પાછો સપડાઇ જયા વના રેહે નહીં, ને સપડાય તો હવે તો નખોદ વના સેવટ નહીં તો કરવું કેમ? તેણે એક નવો રસ્તો શોધી કાઢયો. પોતાનું રૂપ તેણે ફેરવી નાંખ્યું, અને તે માટે પોતાની એક આંખ ફાડી નાંખી, અને તપતાં લોઢાનાં દામ વગેરે પોતાનાં મોંહપર મુકી આ આપ પીડામાં પડનાર માહા પાપીએ પોતાનો દખાવ એવો તો ડરાંમણો કરી નાંખ્યો કે કોઇબી તે

ઉપર એક પલ ટાંકીને જોવાની હીંમત કરે નહીં, અને એજ રીતે તેણે પોતાનું રૂપ કાંઈ એવી તો કીસમે બદલી નાંખ્યું કે આગલો લુકમાન હકીમ તે પોતેજ હતો એમ ગોયા તેને પોતાનેબી માનવાને ઘડીભર વેહેમ પડતો.

એવી રીતે રૂપ ફેરવી નાંખવા બાદ તે પેહેલાં ખુશરોની જે શેહેરમાં છાવણી હતી ત્યાં આવ્યો. ત્યાં તેણે પોતાનાં રેહેઠાંણ માટે એક અતી વેરાંન મોહલ્લામાં ખાલી ભાગુતુટું ઘેર જોઇ કાઢયું, અને ખાખાવરખી હાલતમાં અને ખરી કંગાલીઅતમાં રેહેવા લાગ્યો. એક રોજે અચબુચ તે તરફ તેનો સ્યાવક્ષ ને પરીચેહરસે મેલાપ થઈ ગયો, ને સ્યાવક્ષની નીચ મકસદ પાંમી જઇ તેણે તેને પરીચેહરને મેલવી આપવાનું વચન આપ્યું, ને તે માટે તેના પાસથી પુરતું નાણું પડાવી લીધું. બીજા હાથપર એ પછી પરીચેહરને એક દદાની મારફતે તેજ દદાના ઘેરમાં મોકલી આપી ખુશરોને પરીચેહરપર વીટનાર આફતની માહીતગારી આપનાર પણ એજ લુચ્છો હતો, અને તેનાં એમ કરવામાં જો કે ગોયા પરીચેહરની પાક દામાનની જાલવણી ખાતર કુદરતનો છુપો હાથ હતો તો પણ તેમ કરવાની તેની મકસદ તો વળી પાપથીજ ભરેલી હતી. તેણે ધાર્યું કે પરીચેહરને બાંહણે એક ઓરડામાં સ્યાવક્ષ અને ખુશરો બેઉ ભેગા મલે તો તેઓ વચ્ચે ખુનામરકી જાગશે ને તેથી તેઓ બંને મરે કે બેમાંથી એકબી મરે તોબી તેને લાભ થાય, અને તેનું વેર વલેલું કેહેવાય, કેમકે જો સ્યાવક્ષ મરે તો બેહરાંમનું વેર તેના બેટાપર લેવાયલું ગણાય, જે તે નીચ સમજતો હતો સો એકનું એકજ છે. પણ હયાં લુકમાન ઠગાયો, ને કોઇ મુવું નહીં. એ પછી લાંબો વખતવેર એ મુદઇઓનો ઘાંન કાઢવાનાં નવાં ચોકઠાં કે પાટીયાં ઉભાં કરવાનો તેને કશો તાલ આવ્યો નહીં, જે પછી તેણે ખુશરોને ગરદન મારવાની ટેપ ફરમાવામાં આવી તેની અચાનક ખબર મેલવી. આ ખબરે તે માહા ચંડાલને કેટલું સુખ આપ્યું તે કહેવાની

કશી જરૂર નથી. એ પછીના દીવસોમાં તે ભુખમરાથી તોબા બોલવા લાગ્યો, અને તે ઘણુંકનો રાત્રે લુટનો પૈસો ચલાવતો હતો તે પ્રમાણે ખુશરોને મારી નાંખવાની આગમચની રાત્રે તે ઉમેદમાં ને ઊમેદમાં આખી રાત થોભ્યો, પણ કોઇ બીલ્લુ સપાટામાં આવ્યો નહીં, એટલે બામદાદ તલુ થવા આવેલી હોવાથી તે નીરાશ થઈ પાછો જતો હતો તેટલાં દુરથી તેને એક ઘોડેસવાર આવતો જણાયો. લુકમાન રાબેતા મુજબ છુપાઈ ગયો, અને તેણે ઊંઘડતાં જજકલાંની રોશનીએ અચરતી વચ્ચે જોયું કે આ ઘોડેસવાર કોઈજ નહીં પણ સ્યાવક્ષ હતો. તે તેની પુઠે પડયો અને તેને અટકાવયો. હયાં જપાજપી થઇ અને સ્યાવક્ષે લુકમાનને જોકે તે પોતે હીચકારો હતો તોપણ આ જીવસતોસતના વાત જોઇ હીમત ધરી જખમી કીધો, પસ લુકમાન વધારે ફાવ્યો. તેણે સ્યાવક્ષની તલવાર એક જોરથી ઝુટી લીધી, અને પછી તેને ત્યાંજ ઠાર કીધો. એ પછી તેણે સ્સાવક્ષને લુટયો ને તેનાં ગજવામાંથી એક ભરેલી કોથલી ઉપરાંત એક મોહરબંધ કાગલ કાઢી લીધું. આ તેણે ઉખેડયું ને વાંચ્યું, ને તેને કેવી ખુશાલી! આ ખુશરોનો માંફી પત્ર હતો, જે વેલાસર જાત તો ખુશરો ખચ્ચીત બચી જતે, અને તેથી અંતે તેણે બેહુ કરારો છેલ્લી ઘડીએ ખરા કીધા, અને સ્યાવક્ષને જાંનથી મારી બેહરામપર વેર ખાલી કીધા ઉપરાંત ખુશરોનો માંફી પત્ર અધવચ્ચે અટકાવી .તેને પણ જાંનથી બેજાંન કરાવી તેણે પોતાના કસમ મુજબ બે વેર લીધાં!

એ પછી તેને સ્યાવક્ષે કરેલા જખમો દરદ કરવા લાગ્યા, એટલે પાસે જે નદી હતી ત્યાં તે જખમો ધોવા તે ચાલ્યો. તે વેલાએ તે દરદથી બેફાંમ બની જે કીમતી દસ્તાવેજ તે ફાડી નાંખનાર હતો તે તેણે તપાસીને પેલી કોથલી ભેગો ગજવામાં મેલ્યો, અને નદી આગલ જતાં તે ઘણું લોહી જવાની નાકૌવતીથી અરધો બેફાંમ થયો, જયાંથી નરીમાન તેને

પોતાને ઘેર ઉપાડી ગયો, જે પછી ખુશરોના બાબમાં શું બન્યું તે વાંચનાર સઘલું જાંણે છે.

આ સઘલો ખુલાસો જે અમોએ અમારા બોલોમાં આ-પ્યો છે તે લુકમાંને છેલ્લી ઘડીએ નરીમાંનનાં ઘેરમાં મરતી વખતે આપ્યો, અને મરતી વેલાએ પણ જરાબી ખરખરો કે પસ્તાવો બતાવાને બદલે પોતાનું વેર ખાત્રી કરી મરવાનો મા-હા સંતોશ જાહેર કરી આ માહા પાપી પાપનાં સુખમાં મુવો. તેની લાસને નરીમાને સતાવાલાઓને હવાલે કરી, જેઓએ મા-હા ધીક્કારમાં કશી પણ ક્રીયાવના તેને ઠેકાંણે પાડી.

*   *   *   *   *   *

*   *   *   *   *

પોતાના ગુજરેલા ભરથારનાં રૂહ ઉપર આશીરવાદની દુવા ચાહતી પરીચેહર પોતાના બેટા ભેગી ગમીના સીહા પો-શાક સાથે પોતાનાં એકાંત ઘેરનાં એક શાંત ખુણાનાં એબાદ-તમાં મશગુલ હતી, તેટલાં તેણીના તે ઓરડાનું અલગું બંધ કરેલું બારણું ઉઘડ્યું, અને બે પુરૂષો અંદર આવ્યા.

તે બંનેના ચેહરા ઉપર ખરાં દુઃખ ને દયાના પ્રગટ છાપ પડેલા જણાતા હતા, અને તે બેમાં એક પેલો નરીમાન ને બીજો હાકેમ બેહરાંમ હતો. પરીચેહર જાંણતી હતી કે હવે સઘલું તમામ થયું છે, ને તેનો ભરથારનો જીવ તે દર-ગાહમાં જવા નીકલી ચુકયો છે. તેણીનાં આંસુઓનો ઝહેરો હવે સુકાઈ ગયો હતો, અથવા તદન ખાલી થઈ ગયો હતો ને તેથી તે પોતાનાં બાલકને માટે જીવવાનો પોતાના મરનાર ભરથારને આપેલો પાક કોલ અદા કરવાજ જીવતી હતી, ને તે બાલકને તે તેની એકજ એકલી આશા હોય તેમ પોતાની ગો-દમાં મજબુત ચાંપી પકડી તે ભકતી કરતી હતી, તેટલાં પેલા બે શખ્સો અંદર આવ્યા. પરીચેહર નરીમાનને પીછાંણતી ન હતી, તોપણ તેને એક ગંભીર સાલેસાઈથી તેણીએ ચુપ પણ પુરતો આવકાર આપ્યો, કે જયારે બેહરાંમને પોતાનાં મકાંન-

માવતો જોઈ તેના તરફનો પોતાનો ધીક્કાર તે સુંદરી કો-
ષેશેશ સમાવી શકી નહીં. તેણીએ જાંણ્યું કે આ તેજ
.તો કે જેણે તેના ભરથારની ખોહારીનો પાયો નાંખ-
.થમથી આગેવાંની કરી હતી, અને એ તેજ અને
કરૂશ હતો કે જેનો બેટો નાતરસપણે તેની અને તેના
ની પુઠે સદાનો શત્રુ થઇ લાગેલ્લો હતો. બેહરાંમે પરી-
. ધીક્કાર જોયો, અને હવે દુ:ખથી નમી પડેલા અને
ાં કમી થઇ ગએલા આ એકવારના તકોબરીયા બુઢા
નની આંખ આંસુઓથી ભરાઇ ગઇ. પરીચેહરને આ દ-
ખાવથી નહીં વર્ણન થઇ શકે એવી અચરતી લાગી, અને
જયાંવેર ખુશરો તેનો કોણ સગો થતો હતો તે અને સ્યાવક્ષ
કેમ મુવો હતો તે સઘલું રડતે સાહદે બેહરાંમે તેણીને સમ-
જાવ્યું નહીં, અને હજારો જુસ્સાઓથી ફાટફાટ થતી છાતીએ
તે નેકજાદ અમલાએ તે સઘલું સાંભલી લીધું નહીં ત્યાંવેર
તેણીની એ અજાએબો નરમ પડી નહીં અને બેહરાંમ તરફનો
તેણીનો ધીક્કાર સમી ગયો નહીં.

"દીકરી પરીચેહર," બેહરાંમે સઘલો અગતનો ખુલાસો ટુંકમાં આપી રહી કહ્યું, "હું હવે એક તુટેલાં દીલનો આસામી છું. મારૂં સુખ સદાનું જતું રહ્યું છે, અને હવે જો મારૂં કોઇબી રહ્યું હોય તો ફકત તું અને આ તારો પ્યારો બેટો છે. દીકરો એરચ ખુશરો ને સ્યાવક્ષના ગમથી બલી મરતાં મારાં જીગરની આગને થોડી ઘણીબી સધ્યારાથી કમ કરશે, ને તું મારે મરતે દહાડે મને માંફીથી વરતાવશે એટલી હું દુવા ચાહવા આવ્યો છું. દીકરી, મને માંફ કર અને મારા મકાનમાં આવી રહી હવેથી તું મને ઇનસાફ આપ,—એટલી મારી માંગણી બાહાલ રાખ."

"સાહેબ," પરીચેહરે ધીમા-અતી ધીમા ગમગીન સાહદે કહ્યું, "તમારી સઘલી હકીકત મેં ધડકતી છાતીએ સાંભલી છે. મારા ભરથારનાં ને મારાં કરમમાં દુ:ખજ છે તો હું

હોય મારૂં છું કે પોતાનાં ઉમરાવ માતપીતાની ખરી હકે વાકેફ થયા વીના તે મારો ખાવંદ મુઓ, અને મુઓ પણ સેવટની ઘડીએ બચવાનું અને હંમેશ સુધી સુખ છેક હોથવેર હોવા છતાં તેને તેનાં હીણાં કરમે ચારી નહીં. એ સઘલું ખુદાની મરજીથી થયું તો હું તેને થાઉં છું, અને મારા જેટલુંજ જો આ ઘડીએ તમારૂ દુ:ખછે, અને તમારાં દુ:ખ વચ્ચે દયાથી મારૂં દુ:ખ પ તમો મારા દોસ્ત થવા આવ્યાછો તો હું તમને ખુશી માંફ કરૂં છું, પણ તમારાં મકાંનનો આસરો લેવાને મારા મારા બેટાના બાબમાં સઘલા ભારથી ના પાડું છું. ગઇ ગુજ- રીની યાદથી તમોને દુ:ખી કરી હું દુ:ખી થવા માંગતી નથી, ને તોબી મને કેહેવા દો, સાહેબ, કે ખુશરો જે ગોહને મુઓ છે તે ખરાબીનો પાયો તમારેજ ત્યાંથી નખાયો છે, માટે તેજ ઘેરમાં ને તેજ કુટુંબમાં મારા બાકીના દુ:ખના દીવસો પુરા કરવાને હું પુરતી નમનતાઇ સાથ માંફ માંગી ના પાડું છું."

પરીચેહરનો આ જવાબ સાંભલી કશુંબી કહવાવના બેહ- રાંમ એક બુઢા કે બાલકની પેઠે દચકાં ખાઇ રડયો, કે જયારે ન- રીમાંનથી પણ આ કરૂણારસ દેખાવ કોઇ રીતે ખમા શકાયો નહીં.

"બાનુ," હવે નરીમાને કહયું, "તમો સાથની મારી ઓલખ ટુંક છે, અને તોબી સઘલી તમારી દુ:ખદાયક કેફીઅતે મને તમા- રો બેરાદર અને દોસ્ત બનાવ્યો છે, તો હું મારાં ગરીબ મકાંનને તમારૂ ગણવા અતી ઓઝરખાહીથી અરજ ગુજારૂં છું તે બાહાલ રાખશો?"

ખુશરોની સેવટની બંદગી તે કીરતારે સાંભલી ને તેની છેલ્લી અરજ મુજબ પરીચેહર ને એરચને આ નહીં ધારેલો નવો વાલી માંથે મલ્યો. પરીચેહરે હેસાંન સાથે તેની એ અ- રજ કબુલ રાખી, અને તે નરીમાનના ઘેરમાં નરીમાનનાં નેકા થયા બાદ જઇ રહી, જયાં નરીમાન ને તેની ઓરત તેણીને એક બેહેનનાજ પ્યારથી ચાહી તેણીનું દુ:ખ ભુલા- વાની કાલજી કરવા લાગ્યાં.

અને હયાં, વાંચનાર! આપણી આ કરૂણારસ વારતા તમામ કરીશું, પણ તેમ કરવા પેહેલાં તેમાં મુખ્ય દેખાવ કરનાર જુદાં જુદાં આસામીઓનું સેવટે શું થયું તે ટુકમાં કહી જઇશું.

બેહરાંમ છેલ્લી આફતોથી અંતે ઘેલો થઇ ગયો ને દેવાનાપણાંમાં મરણ પામ્યો.

ગુશ્તાસ્પ (પરીચેહરનો બાપ) શરાબથી અંતે બોહાર થઇ ખાટલે અડક્યો, અને મરતી વખતે તેણે પોતાની બેટીને પોતાની પાસ બોલાવી—તેની તરફની પોતાની સઘલી બેદરકારી ને બદચાલ કબુલ કીધી, ને સેવટે તે બેટીને મોંથી માંફીના સુખનો મેલવી તેણીના પ્યારભર ખોલામાં તેણે પોતાનો પ્રાંણ તેણીના આશીશો વચ્ચે આપ્યો.

મીનોચેહર કુછંદી હતો એટલે તેને નાણાંની ઘણી તાંણ પડતી હતી, ને તે ભારે કરજો કરતો, જેનો ટોપલો એવડો મોટો થયો કે સેવટે જાહેરમાં ભારે નાનોશીએ પોંહોંચવાનો વખત આવ્યો, જેના સામે નહીં ટકી શકાવે તે એક રાત્રે આપઘાત કરી મુવો.

અને હવે પરીચેહર અને એરચ વિશે બોલવું રહહિં છે. પરીચેહર જે ભરથારને પોતાના પ્રાણ કરતાં વધારે ચાહતી હતી તે ભરથારની જુદાઇ ખમી શકી નહીં, અને તેથી ખુશરોને લગતો સેવટનો દુઃખ ભરેલો બનાવ હજી તો લાગતાં વલગતાંઓનાં મનમાં જેવો ને તેવો તાજો હતો તેટલાં તેણીએ તે મિનોઇ જેહાંનમાં જઇ પોતાના તે વ્હાલા ભરથારની સંગાથે વાસો કીધો.

એરચ પણ એ પછી જીવ્યો નહીં. તે કોમલ બાલક સંકટમાંજ જનમ્યું હતું, ને સંકટમાંજ પુરૂં થયું. માત પીતા પુઠે તે પણ ઝુરીઝુરીને સેહજ દીવસની માંદગીનો ભોગ થઇ પડ્યું, અને આજે તે પોતાનાં તે અભાગ્યાં માત પીતાનીજ સંકમાં હમેશાગીની ઉંઘે સદાનાં સુખથી ઉંઘે છે!

---

સમાપ્ત.

---

# આગલથી ગ્રાહક થનારાં બાનુઓ અને ગ્રહસ્થોનાં નામની યાદી.



૧૫ H. H. The Thakore Saheb of Gondol.
૫ નામદાર ધી આનરેબલ સર જમશેદજી જીજીભાઈ, બારોનેટ.
૨૫ શેઠ દીનશાજી માણેકજી પીટીટ.
૫ મહારાજા શ્રી ગજરાજગર ઈશ્વરગર.
૫ મહારાણા કુમાર શ્રી બળદેવશીંગજી.
૧૦ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટ.
૭ ,, ફરામજી નશરવાંનજી પટેલ.
૫ ,, બેરામજી જીજીભાઈ, સી. એસ. આઈ.
૫ ખાનબાહાદુર સરદર પદમજી પેસતનજી.
૩ શેઠ ખરશેદજી ફરદુનજી.
૩ ,, બેરામજી નશરવાંનજી સીરવઈ.
૧ દસ્તુરજી સાહેબ દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી.
૧ શેઠ ડોસાભાઈ ફરામજી, સી. એસ. આઈ.
૫ ,, જમશેદજી નશરવાંનજી પીટીટ.
૩ પાટવી કુવર સાહેબ શ્રી મોહનદેવજી.
૩ શેઠ જાલભાઈ અરદેશર શેઠ.
૨ ,, મુલજીભાઈ જીવરાજ.
૨ ,, જેરાજભાઈ પીરભાઈ.
૧ ,, જીવનજી હીરજી રેટીમાણી.
૧ ,, નસરવાંનજી બેરામજી.
૨ ,, લખમીદાસ ખીમજી.
૧ ,, ખીમજી જીવા.
૨ ,, ચતુરભુજ મોરારજી.
૨ ,, રેહેમતુલા માહમદ સયાંની.
૫ ,, કએખુશરો મનચેરજી હીરામાણેક.
૫ ,, ડોસાભાઈ બરજોરજી મીસતરી.
૧ ,, રુસ્તમજી ના૦ બે૦ જીજીભાઈ.
૧ ,, સોરાબજી નવરોજી કુપર.
૧ ,, વરજીવનદાસ માધવદાસ.
૧ ,, નસરવાંનજી મેયાજી.
૨ ,, નસરવાંનજી મેહેરવાંનજી પાંડે.
૧ ,, જીવાજી સાપુરજી ધનજીભાઈ.
૧ ,, મથુરાદાસ લવજી.
૨ ,, સોહોરાબજી કાવસજી પાંઉવાલા.
૧ ,, મેરવાંનજી સોરાબજી જમસેદજી.
૨ ,, ફરાંમજી બહમનજી જીજીભાઈ.
૧ ,, દાદાભાઈ બહમનજી જીજીભાઈ.
૨ ,, મનચેરજી નવરોજી બનાજી.

૨ શેઠ ખરસેદજી માંણેકજી શેઠ.
૨ ,, જુમાભાઈ લાલજી.
૨ ,, રૂસ્તમજી સોરાબજી ખરાશ.
૧ ,, પીરોજશાહ માંણેકજી કાકા.
૧ ડાકટર એદલજી નશરવાંનજી, જી. જી. એમ. સી.
૧ શેઠ હોરમજજી દાદાભાઈ.
૨ ,, જાહગીર રૂસ્તમજી મોદી.
૧ ખાન સાહેબ રતનજી બેજનજી.
૧ ખાન સાહેબ ધનજીસાહ હોરમજજી કરાકા.
૧ શેઠ અરદેશર રતનજી લવજી.
૨ ,, દીનશાહ એદલજી વાછા.
૨ ,, અરદેશર બેરાંમજી બનાજી.
૨ ,, એદલજી રૂસ્તમજી રીપોરટર.
૨ મીસીસ નવરોજજી.
૧ બાઈ મહાબાનુ જમસેદજી તેહેસીલદાર.
૧ બાઈ કુવરબાઈ બેરાંમજી લાંમ.
૧ બાઈ પુતલીબાઈ ડોસાભાઈ કામાં.
૧ દાકટર દાદાભાઈ જામસ્પજી, જી. જી. એમ. સી.
૧ શેઠ બહુમનજી ખરસેદજી પંથકી.
૧ દાકટર રામલાલ લલુભાઈ.
૧ દાકટર રામચંદર અરજુન.
૩ શેઠ મેરવાંનજી અરદેશર ચીનાઈ.
૧ ,, ફરાંમજી તેહેમુલજી મીરજાં.
૧ ,, ગોકલદાસ જગમોહનદાસ.
૧ ,, ત્રીભોવનદાસ વરજીવનદાસ.
૧ ,, દારાશાહ પેસોતનજી દસ્તુર.
૧ ,, અલાદીન માવજીભાઈ.
૧ ,, કુંમાર શ્રી કરમસીંહજી.
૧ ,, જાંહગીર એદલજી દાવર.
૧ ,, રૂસ્તમજી ફરાંમજી વાડયા.
૧ ,, પેસતનજી જાંહગીર વકીલ.
૨ ,, જાંહગીર ગુસ્તાદજી.
૧ ,, કએખુશરો નશરવાંનજી ચાંદાભાઈ.
૧ ,, બરજોરજી સોહોરાબજી કોલાહ.
૧ ,, બેજનજી મનચેરજી ઇજનેર.
૨. ,, ફરાંમજી દોરાબજી પાંડે.
૧ ખાન સાહેબ ફરાંમજી જીવાજી.
૧ શેઠ રતનજી ફરેદુનજી વાહડયા.
૧ ,, હોરમજજી મેરવાંનજી નવલાઈશેઠજીના.
૧ ,, ફરાંમરોજ જાંહગીર ચીનાઈ.
૧ ,, દોરાબજી નાનાભાઈ નવરોજી વાડપા.
૨ ,, હોરમજજી નવરોજજી કુપર.
૧ ,, અરદેશર પેસતનજી સેઠના.
૧ ,, બરજોરજી ખરસેદજી સનજાંણા.

૧ શેઠ જ૦ ન૦ મોદી.
૧ ,, અરદેશર દોસાભાઈ મુનસી.
૧ ,, હોરમજજી મનચેરજી ચીજગર.
૧ ,, અરદેશર ફરાંમજી બહાદુરજી.
૧ ,, પેસતનજી અરદેશર કાકા.
૧ ,, એદલજી રૂસ્તમજી મોદી.
૧ શેઠો દીનસાજી તથા બહમનજી દારાશાહજી કપટાંન.
૧ શેઠ અરદેશર બેજ[illegible]જી ગારતા.
૧ ,, સોરાબજી હોરમજજી લાંકડાંવાલા.
૧ ,, સોરાબજી દીનસાહજી સોપારીવાલા.
૧ ,, મેરવાંનજી હોરમજજી મહેતા.
૧ ,, શાપુરજી રતનજી શેઠનાં.
૨ ,, રૂસ્તમજી દોસાભાઈ શેઠના.
૧ ,, દીનસાહ દોસાભાઈ સરાફ.
૧ ,, ફરાંમજી બહમનજી મુશ.
૧ ,, કુવરજી મેહેરવાંનજી ગજદર.
૧ ,, જાંહગીર એદલજી તીજોરીવાળા.
૧ ,, રૂસ્તમજી મેરવાંનજી.
૧ ,, બરજોરજી રૂસ્તમજી મોદી.
૧ ,, શાવકશા કાવસાહ મુલ્લાં ફીરોઝ.
૧ ,, બે૦ શા૦ માંદન.
૧ ,, ધનજીભાઈ ફરાંમજી કુપર.
૧ ,, રૂસ્તમજી ખરસેદજી પટેલ.
૧ ,, જામાસ્પજી રતનજી મીસતરી.
૧ ,, દાદાભાઈ માંણેકજી વાડયા.
૧ ,, બેરાંમજી કાવસજી બીશાની.
૧ ,, નસરવાંનજી નવરોજજી બોદ.
૧ ,, ધનજીભાઈ પેસતનજી મારકર.
૧ ,, જીવાણજી જામાસ્પજી મીસતરી.
૧ ,, કુવરજી દોરાબજી પાઉવાળા.
૧ ,, કુવરજી ધનજીભાઈ પટેલ.
૧ ,, સોહોરાબજી રૂસ્તમજી મોદી.
૧ ,, દાદાભાઈ જમસેદજી આલપઈવાલા.
૧ ,, પેસતનજી માણેકજી વાડયા.
૧ ,, જીવાજી એદલજી લોમીસા.
૧ ,, રૂસ્તમજી જમસેદજી પંથકી.
૧ ,, પીરોજશાહ દાદાભાઈ લેદવાર.
૧ ,, કુવરજી ધનજીભાઈ મીસતરી.
૨ ,, દોસાભાઈ ખરસેદજી વાછા.
૧ ,, કાવસજી બેરાંમજી.
૧ ,, જમસેદજી ભીખાજી મીસતરી.
૧ ,, ખરસેદજી ડોસાભાઈ સુખીયા.
૧ ,, નસરવાંનજી જમશેદજી રતનાગર.
૧ ,, ફ૦બે૦ વાંસ.

૧ શેઠ મેરવાનજી નસરવાનજી દલાલ.
૧ ,, રૂસ્તમજી અરદેશર સ્પેનશાર.
૧ ,, ડોસાભાઈ રૂસ્તમજી મોતીવાળા.
૧ ,, હોરમજજી નસરવાંનજી સીરવઈ.
૧ ,, જમશેદજી દાદાભાઈ વાડયા.
૧ ,, પેસતનજી ખરસેદજી થાનેવાળા.
૧ ,, દીનશાહ પેસતનજી બાથા.
૧ ,, મેરવાંનજી ખુરસેદજી ઘડીયાળી.
૧ ,, કાવસજી જમશેદજી લાલકાકા.
૧ ,, હોરમજજી ખરસેદજી જવેરી.
૧ ,, પાલનજી ભીખાજી બામબોટવાલા.
૧ ,, પેસતનજી મનચેરજી નીકલીસન.
૧ ,, કાવસજી નવરોજી પટેલ.
૧ ,, બહમનજી એદલજી કાશીનાથ.
૧ ,, માંણેકજી નવરોજી મીસતરી.
૧ ,, બહમનજી એદલજી પટેલ.
૧ ,, ફરાંમજી બેજનજી બોલીમોરયા.
૧ ,, ધનજીભાઈ જમસેદજી જસાવાળા.
૧ ,, જમસેદજી રૂસ્તમજી સેઠના.
૧ ,, જાંહગીર એદલજી સકલાતવારા
૧ ,, માણેકજી હોરમજજી કાબરાજી.
૧ ,, મેરવાંનજી રતનજી પારખ.
૧ ,, નવરોજી જમસેદજી મોદી.
૧ ,, મનચેરજી રૂસ્તમજી.
૧ ,, ફરદુનજી મેરવાંનજી બનાજી.
૧ ,, ફરાંમજી જમસેદજી બાટલીબોઈ.
૧ ,, પોંહચાજી બેહેરાંમજી બાટલીબોઈ.
૧ ,, રૂસ્તમજી માણેકજી મુલ્લાં.
૧ ,, શાપુરજી બહેરાંમજી કાતરક.
૧ ,, વલ્લભદાસ વાલજી.
૧ ,, પેસતનજી કાવસજી ખરાસ.
૧ ,, બહમનજી મનચેરજી મેહેરજી.
૧ ,, નવરોજજી નસરવાંનજી.
૧ ,, ફરદુનજી બેજનજી ચલ્લા.
૧ ,, અરદેશર જાંહગીર વાડયા.
૧ ,, તેહેમુરસ રૂસ્તમજી ગવરનર.
૧ ,, સાપુરજી નસરવાંનજી ભેદવાર.
૧ ,, જમસેદજી મેરવાંનજી દારૂખાનાવાળા.
૧ ,, ખુરસેદજી સોરાબજી પોસટલ સુપ્રીટેંડંટ.
૧ ,, એન૦ ઈ૦ એલચીદાણાં.
૧ ,, દી૦ બી૦ દારૂખાંનાંવાળા.
૧ ,, બાપુજી જમસેદજી નાજર.
૨ ,, બેરાંમજી કાવસજી હોટીવાલા.
૧ ,, હુરકચંદ પરેમજી દલાલ.

૧ શેઠ મેરવાંનજી નાનાભાઈ મહેતા.
૨ „ રૂસ્તમજી બેહેરાંમજી બહમનબેરાંમના.
૨ „ સોરાબજી ભીમજીભાઈ પાલણકોટ.
૧ „ નસરવાંનજી સોરાબજી દંદાસ.
૧ „ બહમનશાહ નવરોજી પીયાચ.
૧ „ કાવસજી હીરજીભાઈ માલેગાંમવાળા.
૧ „ દીનસા અરદેશર ગજ્જર.
૧ „ ફીરોજશાહ કાવસજી ગાંધી.
૧ „ ડાહ્યાભાઈ જગજીવનદાસ.
૨ „ ભગવાનદાસ જેઠાભાઈ.
૧ „ સોરાબજી નસરવાંનજી પટલુ.
૧ „ નસરવાંનજી ખરસેદજી બાટલીબોઈ.
૧ „ પીરોશાહ કાવસજી માવજી.
૧ „ ડોસાભાઈ કાવસજી દલાલ.
૧ „ સાપુરજી ધનજીભાઈ ફોટોગ્રાફર.
૧ „ નસરવાંનજી બેહેરાંમજી.
૧ „ સ્યાવક્ષ અરદેશર.
૧ „ પેસતનજી પોહોચાજી પોહોચા.
૧ „ પેસતનજી બેરાંમજી લાલા.
૧ „ બો૦ પી૦ ઘોંડી.
૧ „ દારાશાહ દોસાભાઈ.
૧ „ બેચરલાલ કાશીરાંમ વકીલ.
૧ „ ઉકરજી ફકીરજી વકીલ.
૧ „ નવરોજજી ખરસેદજી.
૧ „ અરદેશર પેસતનજી જાલ.
૨ „ ધનજીસાહ એદલજી.
૧ „ ફરાંમજી શાપુરજી એયરટન.
૧ „ નવરોજી નસરવાંનજી કોયાંવાળા.
૧ „ એચ૦ એમ૦ મેહેતા.
૧ „ રૂસ્તમજી ફરાંમજી કુપર.
૧ „ ફરાંમજી કાવસજી ડાકટર.
૧ „ જમસેદજી ખુરસેદજી પાંઉવાલા.
૧ „ જીવણરામ ભગુભાઈ.
૧ „ પેસતનજી એદલજી સરાફ.
૧ „ કાવસજી શોરાબજી જામાસ્પજી લાલા.
૧ „ પાહલનજી રૂસ્તમજી આંટીયા.
૧ „ હોરમજજી દીનસાહજી.
૧ „ ધનજીભાઈ એદલજી નેનટીન.
૧ „ પેસતનજી જમસેદજી મેડીકલ ઓફીસર.
૧ „ બેજનજી મેરવાંનજી દમડી.
૧ „ કાવસજી એરચજી દેસાઈ.
૧ „ હરી ક્રષ્ણલાલ શંકરદેવ.
૧ „ રાઓજીભાઈ મનીશંકર.
૧ „ રતનજી પેસતનજી પોસ્તુવાળા.

૧ ,, કુંવરજી હોરમજજી પટેલ.
૧ ,, બલવંતરાય હરીશંકર ન્યાયધીસ.
૧ ,, માંણેકજી મેરવાંનજી માસ્તર.
૧ ,, મુલજીભાઈ નરભેરામ.
૧ ,, રણછોડ મનશુખ.
૧ ,, સદાસીવરાવ ગંગાધર.
૧ ,, વીશ્નુપંથ વીનાએકરાવ.
૧ ,, કુંવરજી જમસેદજી.
૧ ,, શાપુરજી હોરમજજી વરકીંગબાકસવાલા.
૧ ,, દીનસાહ ભીખાજી બાંમજી.
૧ ,, ફતેહચંદ ચકુભાઈ મુખતયાર.
૧ ,, રતનજી એદલજી ઉડવાડયા.
૧ ,, ફીરોજશાહ વીકાજી ભોલાડવાલા.
૧ ,, ફરામજી જીવણજી ખજુરીના.
૧ ,, મંચેરજી નવરોજજી ઘડીઆળી.
૧ ,, રૂસ્તમજી ફરામજી પે માસ્તર.
૧ ,, શાહપુરજી બેરામજી કપટાન.
૧ ,, બહમનજી ફરામજી બેલીફ.
૧ ,, સોરાબજી ધનજીભાઈ કુપર.
૧ ,, દીનસાહ રૂસ્તમજી કુપર.
૧ ,, ફરામજી હોરમજજી ઠાણેવાળા.
૧ ,, માણેકજી જે. ગુસ્તાદજી.
૧ ,, જાંહગીર એમ. મેહેતા.
૧ ,, ફરામરોજ એફ. પંથકી.
૧ ,, દીનસા બી. ગનડેવ્યા.
૧ ,, અરદેશર દોસાભાઈ સરાફ.
૧ ,, સોરાબજી રૂસ્તમજી હકીમ.
૧ ,, વીસ્વનાથ રૂપરામ.
૧ ,, એરચ પી. ઘડીઆળી.
૨ ,, ધનજીસાહ મનચેહરજી કાપડયા.
૧ ,, કાવસજી જમસેદજી અપુ.
૧ ,, રૂસ્તમજી આદરજી.
૧ ,, રતનજી ભીખાજી મુસ.
૧ ,, નરોતમદાસ માલજી.
૧ ,, જમશેદજી એદલજી બોઈ.
૨ ,, મંનચેરજી.
૧ ,, સાહાપુરજી પેસતનજી.
૩ ,, શોહોરાબજી ખરશેદજી ધોંડી.
૧ ,, પીરોજશાહ મેરવાંનજી ડીક.
૧ ,, હોરમસજી સી૦ કુપર.
૧ ,, સીવહરરામ નરહરરામ.
૧ ,, ખોજા ચંદુભાઈ નુરમહમદ
૧ ,, ઈ. દીનસાહ.
૧ ,, અસ્પનીઆરજી જમશેદજી વાડયા.
૧ ,, સોરાબજી સી. નાદરસાહ.
૧ , બહમનશાહ બેજનજી સુરતી.

# જાહેર ખબરો.

## છપાઈ બાહેર પડશે.

## "ધીરજનું ધન

### યાને

## સંકટ અને સબુરી."

### એક વારતા.

બનાવનાર—બહમનજી નવરોજજી કાબરાજી.

આ વારતા છાપી પ્રગટ કરવાની મકસદથી "દેલજંગ દલેર" વાલી કીતાબમાં તેની જાહેર ખબર આપવામાં આવી હતી, પણ પાછલથી "સિ૦ બ૦ ની સજ્જની" વાલી વારતા તૈયાર થવે એ વારતાને હવે પછી બાહેર પાડવાની ધારણા થઇછે.

આ વારતા એક આખું સંસારી ચિત્ર છે, અને પૈસાની આગમાં થતા દુન્યાઇ કાવા દાવા વગેરે તેમાં જે સમાવામાં આંવ્યુંછે તે દરેક વાંચનારને પુસ્કળ રસ ઉપજાવશે. તે અતી ઘણી નીતીમાન અને ભારે ચાનક આપનારી હોવાથી બાનુઓ તેમજ ગ્રહુસ્થોને એકસરખી રીતે પસંદ આવે એવી છે, અને તે ખરીદવાને સર્વને સગવડથી બની આવે માટે તેની કીંમત ફકત રૂ૦૧ાા ઠરાવીછે.

ઉમેદવાર ગ્રાહકોને અરજ કરવામાં આવેછે કે તેઓએ પોતાનાં નામ નકલો સહીત તાકીદ "ફોર્ટ પ્રીંટીગ પરેસ"માં નોંધાવાની તજદી લેવી.

